ૐ

# ભક્તિ નૌકા

( ભાગ ૧–૨ )



પ્રકાશક:— સત્સંગ મંડળ. આણંદ

ॐ तत्त्वमसि

श्री सद्गुरु परमात्मने नमः

નીતી, જ્ઞાન, વૈરાગ્ય, અને ભકિત રસથી ભરપૂર,

# શ્રી ભક્તિ નૌકા

બે ભાગમાં રચેલી ભજનમાળા

ભકિત શાળા મુકિતની, જુકિતથી જળવાય,
નવે પગથીયે પગ ધરી, જ્ઞાન ગતીમાં જાય.


પ્રથમ ભાગના રચનાત્મક નિમી-તે-

ભકત—પુંજીરામ હરગોવનદાસ માણુસા (મહીકાંઠા)

દ્વિતિય ભાગના રચનાત્મક નિમી-તે-

ભકત—ગોવિન્દજી રામેશ્વર ત્રિવેદી સરપદડ (કાઠીયાવાડ)


नाऽहं वसामि वैकुन्ठे योगिनां हृदये न च ।
मद्भकत्यायत्रगायति तत्र तिष्ठामि नारद ॥


પ્રથમાવૃત્તિ. સને ૧૯૩૯

કિંમતઃ—એક રૂપીઓ

પ્રત—૧૦૦૦ સંવત ૧૯૯૫



## શ્રી સદ્‌ગુરૂ ચરણે-

# પુષ્પાંજલી.

................

અનંત યુગાન્તરથી સેવાતાં આવેલાં સંચિત કર્મરૂપ બંધનોના બંધથી બંધાએલા, અજ્ઞાનતાના વટોળમાં અટવાતા, અને પામરપણાને પામેલા, જીવ દશાના જીવોને ભવાબ્ધિના સંકટોમાંથી માત્ર કૃપા વડેજ મુકત કરી, જ્ઞાન પ્રદેશની અટપટી રાહ દર્શાવનાર, અને હૃદય પુષ્પની અણુ ઉઘડી પાંખડીયોમાં અનેરૂં ચૈતન્ય ભરી તેને આત્મ પ્રતિ વિકસિત કરનાર, વળી અગાધ મોહ સાગરમાં ડુબેલી વૃત્તિયોને ખેંચીને અંતર વૃત્તિ કરાવનાર, તેમજ વિશ્વ પ્રેમના મોંઘા મંત્રોનું અમુલ્ય દાન કરનાર, સિંહાણી નિવાસી, બ્રહ્મનિષ્ટ અમારા વહાલા દયાળુ શ્રી "ગુરૂદેવ." મગ્નાનંદ મહારાજશ્રીના પવિત્ર ચર્ણારવિંદમાં હમારા લાખખો વંદન હો, વંદન હો.

આ પુસ્તકમાંના ભજનોની કૃતિ, મતિ, અને વસ્તુતા, એ સર્વે આપની કૃપા વડેજ ઉદ્‌ભવવા પામી છે. તો તેના બદલામાં અન્ય કયા ? પ્રકાશ વડે આપના સુર્ય સમાન પ્રકાશમાં વૃદ્ધિ કરીએ ? અર્થાત આપ માન્નવલીલા ભજવતા છતાં સર્વ વસ્તુઓના ભંડારરૂપ હોવાથી અન્ય કયા ? પદાર્થ

વડે અમે આપનું શું ? પ્રિય કરીએ. માત્ર આ નાનકડી સરખી પુષ્પાંજલી અર્પિ સંતોષ પામીયે છીએ.—

વળી અમારા નજીકમાં જ વસી રહેલા અરણ્ય નિવાસી બ્રહ્મનિષ્ટ યોગીરાજ શ્રી અમીધરજી મહારાજશ્રીની સંપૂર્ણ કૃપા વડે આજે આ ભૂમિકા ઉપર આવીને આજ સેવા રૂપ અમારી આ માનવ ફરજ બજાવાય છે તે બદલ તેઓશ્રીના પવિત્ર આત્મામાં અમારા પ્રેમભર્યા હજારો પ્રણામ હો.

લી:—આપના દિન બાળકો

"પુંજીરામ" અને "ગોવિંદ"



શ્રી હરિ ૐ

# પ્રસ્તાવના.

..................

અખિલ વિશ્વમાં વાણી ચાર પ્રકારની છે. પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. તેમાં વૈખરી એ મનુષ્ય-વાણી છે, મધ્યમા એ દેવ વાણી છે, પશ્યંતિ એ ઇશ્વર વાણી છે, અને પરા એ પરબ્રહ્મની અનિર્વચનીય વાણી છે. તે સર્વ પોતપોતાના દેશમાં રહીને સમોવડીયા સાથે જ યોગ, ભોગ, અને સંયોગ કરી શકે છે. તોપણ! સદ્‌ગુરૂ દેવની પૂર્ણ કૃપાવંત સંતને કોઇ કોઈ શબ્દોમાં વૈખરી વાણીમાંથી કદાચ પરા વાણીની સરહદ માપતાં આવડે! તો તેવા સંતોને અમારા લાખખો વંદન હો. પણ ભક્તિની શરૂઆત તો વૈખરી વાણીથી જ થશે. એમ હોવાથી આ પુસ્તક લખાઇને તેમાં વિધ વિધ વાણી પીરસાયેલી છે.

સમુદ્રના ઉંડાણમાં ડુબાવેલા માટીના ઘડાને અંતર બાહિર અને પોતાના અણુ પરમાણુમાં જેમ જળ વિના કંઈ હોતુંજ નથી, તેમ યથાર્થ રૂપમાં તો અખિલ વિશ્વનગરમાં ખીચોખીચ ભરેલો સર્વ સુખોના ખજાના રૂપ બ્રહ્માનંદ જ વિલસી રહ્યા છે; તો પછી એવા નિત્યાનંદ, સત્યાનાદ, પરમા-નંદ, અખંડાનંદ, અને સચ્ચિદાનંદ રૂપ એ સ્વાત્માનંદને કેમ લોકો નહિ જોતા હોય વારૂ?

એમ તો જરૂર જણાય છે, કે, આખાય જગતમાં કીડીથી માંડીને કુંજર સુધી, રંકથી માંડીને સાર્વભૌમ સ-તા

સુધી, અને તૃણથી માંડીને મેરૂ પર્યંતના પ્રાણી પદાર્થો, સુખનીજ ઇચ્છા કરી રહ્યા છે. આનંદનેજ ચાહે છે. અને જ્યારે એમ છે, તો આટલા આનંદધનમાં તેઓની ચાહનો છેડોજ નથી આવતો એ શું ?...એતો એજ ! પલમાં ફના થનારૂં જાગતું સ્વપ્ન. એવા સ્વપ્નથી નિવૃત થવા સારૂ આ પુસ્તકમાં મુક્ત કંઠે પણ કોઈ કોઈ શબ્દો કહેવાયા છે.

મારા પ્યારા વાંચકો ! જે વસ્તુ છે, તેને નથી એમ કહેશો ? તો નથી ત્યાંથી પામશો કેમ ? વિચાર કરો. જે સુખની શોધમાં જગતના જીવો જે રીતે લાગ્યા છે, તે રીતે શોધીને કોઈ તેને મેળવી શકયા છે ? નહિજ. તેમાં તો રાવણ જેવા રાજવી અંતે પણ નીરાશ થયા છે. માટે એવા વિયોગના વલોણામાં વલોવાઇ રહેલા સુખમાં છેવટે વિષયનીજ તાર તરીને ઉપર આવે, એવા વિષયાધિન ક્ષણિક સુખોને સુખ કહેવાય જ કેમ ?

“સુખ” એ બે અક્ષરના શબ્દ પાછળ ઓળખાણના અભાવે હજારોનાં જીવન ફના થઇ રહ્યાં છે. છતાં અવિચળ સુખની ઝાંખી સરખી પણ થતીજ નથી. અને જીવનમાં કરેલા પુરૂષાર્થના અંતે દુ:ખનાજ દાવાનળ ભભૂકે છે. છતાંય મોહના નિશામા પડેલા જગતના ઘણા જીવો સુખની આશામાં દુ:ખનેજ આવકાર આપતા જાય છે.

જ્યાંસુધી સત્ય આનંદ રૂપ સાચા સુખની ઓળખાણ નથી ! ત્યાંસુધી સુખ, અને દુ:ખ, એ તમારા મનનીજ

રચેલી એક કૃતિ ગણાશે. માટે એવા મનવડે ઉપજાવી કાઢેલા સુખ દુખની જાળમાં કરોળીયાની માફક જીવન હોમાય નહિ, તોજ વધારે સારૂ ગણાય. કેમ કે ? ઈશ્વિરી અદાલત નો એવોજ કાયદો છે ! કુદરત ભગવાનનો એવોજ ન્યાય છે ! કે જેમાંથી જેની ઉત્પત્તિ, તેમાંજ તેનો અંતિમ લય થાય છે. માટે મનમાંથી રચાયેલું નાશવંત સુખ અને દુઃખ અવશ્ય મનમાંજ નાશ પામશેઃ—

પરિણામી સુખ, એતો દુઃખને વધુ કરી બતાવનારો શત્રુ છે. આપણા આત્માને શાશ્વત શાન્તિ આપે નહિ એવા નાશવંત વિષય સુખોમાં જીવન હોમાય જ કેમ ? દુઃખોની યાદી આપનારા સુખ કરતાં જો ભૂલમાં જતું હોય તો દુઃખજ વધારે સારૂં છે. પણ તે સહન કરવાની શકિત આવે, તે માટે આ ભકિત નાકાનો ગ્રંથ વિ.શ્વની સેવામાં હાજર થાય છે.

વળી એવાજ સુખ દુઃખની ગડમથલમાં મનુષ્યનો જીવન પ્રવાહ વહી જાય છે. માટે આપને અનંત સંતોનો સંદેશ છે, કે, જ્યાં સુધી આપના આત્માને શાશ્વત સુખ ના મળે, ત્યાંસુધી અન્ય પ્રયત્નો તજીને કોઇ સતસંગ મંડળનો આશ્રય કરો. કોઇ સાચા સંતને શરણે જાઓ. અને કોઇ બ્રહ્મનિષ્ટ તત્વજ્ઞાની સદ્ગુરૂના શિષ્ય બનો. પણ... **સાવધાન.** કોઈ સંત કહે છે કે,

( દોહા. )

સદ્ગુરૂ દુર્લભ દેવને,—હોય હજારે એક૦
કાન ફુકે કંઠી ધરે,...ઘર ઘર ગુરૂ અનેક૦...૧

સદ્‌ગુરૂ કોને કીજીયે, શ્રોત્રિય પરમ કૃપાળ૦
બ્રહ્મ દશા ભરપુર છે, ત્યાં જઇ શરણુ સ્વિકાર૦...૨

ગુરૂ કરવા સ્હેલા નથી, નહિ બાળકનું કામ૦
વસિ વિચારી અનુભવી, પછી ભિડાવો હામ૦...૩

તનના ગુરૂ અનેક છે, મનના ગુરૂ ન હોય૦
મહારોગે મુક્તિ કરે, દુર્લભ સદ્‌ગુરૂ સોય૦...૪

પ્યારા વાંચકો? પ્રભુનું સત્ય સ્વરૂપ જ્યારે જડશે, ત્યારે થશો પણ તે રૂપેજ. દિવાથી દિવો, અને જ્યોતિથી જ્યોતિ પ્રગટાવી લ્યો. અગ્નિથી અગ્નિ રૂપ બનો. જેમ ધનથી ધન, પાપથી પાપ, અને દરીદ્રતાથી દરીદ્રતાજ કમાવાય છે, તેમ ગુરૂ વડે શિષ્ય પદવી પરીપકવ કરીને, ગુરૂપદમાં ઐક્ય બનો. જેનું સ્મર્ણ કરો, તે રૂપ થવા સર્વ કોઇ હક્કદાર છો. અને એજ તેનું અંતિમ ફળ છે. શિવ શિવ કહેતા ગયા, પણ જીવના જીવ રહ્યા, તો તેનાં કામ અધુરાં રહ્યાં. કારણ કે માત્ર નામનેજ જાણવાથી, નામીના ખરા સ્વરૂપની ઓળખાણ થયા વિના તે પુરૂષ ઘણા વખત માર્ગમાં સામો મળે, તો પણ તેની ઓળખાણ કે મુલાકાત થતી નથી. માટે નામ પણ નામીના ધ્યાન સહવર્તન હોય તો, વિશેષ કલ્યાણ કારી નીવડે. નામ અને નામીની ધામીમાં એકતા થાય, એટલા માટે આવા સદગ્રંથોની જરૂર છે.

જે કર્તવ્યમાં અખંડ સુખનો સમાવેશ થાય છે, લક્ષ ચોરાશીનું દેવું પુર્ણ કરી અજન્મા બનાય છે, જીવનની

સફળતા થઇ પ્રભુની પ્રભુતા પૂર્ણ રીતે પેખાય છે, જે કર્તવ્યમાં અણું અણુંમાં રહેલા વ્યાપક પ્રભુનાં પોતાના દિવ્ય નેત્રો વડે ગુપ્ત રીતે દર્શન થાય છે. અને માયાના બંધનોના ટુકડે ટુકડા થઇ જીવનની સાચી મસ્તિ જાગવાથી, હું અને તું ના ભેદ ટળી જઈ ઐકયતા સેવાય છે. વળી જે કર્તવ્યમાં ભુતકાળના થઈ ગયેલા, નરસિંહ, મીરાં, નારદ, પ્રહલ્લાદ, ધ્રુવ, અમ-રીષ, આદિ અનંત મહાન સંત પુરૂષોના સમાગમ સેવાય છે. સતસંગી આનંદના અખેડ લ્હાવા જે કર્તવ્યમાં લેવાય છે. અને પરમ પદ રૂપ મોક્ષની પ્રાપ્તિ અંતે જે કર્તવ્ય વડે થાય છે, તેનેજ ખરૂં જીવન કર્તવ્ય કહેવાય છે. માટે એવા જીવન કર્તવ્યની જાગૃતિ માટે આ અમારી જગત સેવા છે.

સ્વપ્ન વત્ સુખની ઘેરી નિંદ્રામાં જ્યાં આખું જગત ઘસ ઘસાટ ઉંઘે છે! ત્યાંજ કોંઈ વિરલ આત્માઓ એવા નાશવંત સુખને ઠોકરે મારી જીવન કર્તવ્યમાં જાગૃત રહે છે. માટેજ ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે,

या निशा सर्वभूतानां, तस्यां जागृति संयमी।
यस्यां जागृति भूतानि, सा निशा पश्यतो मुनेः॥

એવા સ્વકર્તવ્યમાં જાગૃત રહેનારા, જે મહામુનિ-જનોએ જાતમહેનતથી સ્વમુપાર્જિત સ્વાનુભવ સિદ્ધ તત્વજ્ઞાનને પ્રાપ્ત કર્યું છે, તેઓજ તેના ખરા વારસદાર છે. જેઓ મહાન સંતોના મહાન શબ્દો ઉપર આતુર છે. અને પ્રભુનું અસ્તિત્વ પ્રત્યેક પરમાણુઓમાં અનુભવે છે, એવા વિરાટ

આત્માઓને અમારા બાલક ભાવે કોટયાન કોટી વંદન હો. વંદન હો.

હું મનુષ્ય છું કે નહિ? આટલો જ ખ્યાલ ખરા દીલથી મનુષ્યને થાય તો હું કોણ છું તેની બરાબર ઓળખાણ પોત પોતાને સમજી શકાશે. એ રીતે આગળના દરેક મુમુક્ષુઓ ધીરે ધીરે અભ્યાસ કરીને પોતાનું જીવન કર્તવ્ય સાધી ગયા છે. એવીજ રીતે આજે અમે પણ અમારૂં જીવન કર્તવ્ય સુધારવા પ્રેમની ભીક્ષા માગતા ક્રમે ક્રમના અભ્યાસ સાથે આપ સર્વના ચરણમાં હાજર થઇએ છીએ, અને તે એટલાજ માટે કે ઇશ્વરી અદાલતની ન્યાય કોર્ટમાં અમારે આપનીજ સહીથી છુટવું છે. માયાવી મહાસાગરના પ્રચંડ મોજાંઓ સામે બાથ ભીડનારા મહાન સંતોની કૃપા વડે પ્રગટ થનારી આ નાની સરખી "ભક્તિ નૌકા" નો હેતુ ભવાટવીમાં અટવાતા મુસાફરોને માર્ગદર્શનનો છે. તેમજ આ નાકાનું વહન શાશ્વત્ શાન્તિના પ્રદેશમાં લઇ જવા માટે છે. પ્રભુ પ્રેરણાએ પ્રગટ થએલો, અમારો આ પ્રયાસ, પહેલ વહેલોજ વિશ્વરૂપ વિરાટ નારાયણના ચરણે રજુ થાય છે. તેમાં કાવ્ય અને શૈલીમાં અમે અલ્પજ્ઞ હોવાથી, સ્ફુરી આવેલા ભાવને આગળ રાખીને આ સેવા બજાવી છે. તો વિરાટ નારાયણના રૂપમાં રહેલા ભગવદ્ ભકતો, કવિ જનો, અને સંત મહાત્માઓ, અમારી પ્રાથમીક કૃતિમાં ભુલચુક નીભાવી લઇ ને સેવારૂપે સ્વીકારી લેશો. એજ અમારી અભિલાષા છે.

 

પરમકૃપાળુ પરમાત્માના દિવ્ય ધામની સાચી ઓળખાણ કરાવવામાં વ્હાલા મુમુક્ષુઓને આ પુસ્તક જીવન સાથી બની રહે, અને તેની અંતરગત રહેલા શબ્દ ભાવને જીવનમાં ઉતારે, એજ સુત્રાત્મા પ્રત્યે અભ્યર્થના સહ વિરામ. ઇતિ શિવમ્. ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

લી:–

આપનો દાસ પુંજીરામ.

અને

ત્રિવેદી ગોવિંદજી રામેશ્વર.



શ્રી હરિઃ ૐ

# અર્પણ પત્રિકા.

........................

## વ્હાલા ભગવદ્ ભક્તો.

સર્વત્ર એકજ અધિષ્ઠાનનું અવલંબન હોવા છતાં, તેના પૂજન અર્ચન માટે એકજ સ્થાન મુકરર કરવું જોઇએ. એમ હોવાથી જ આ “ભક્તિ નૌકાનું સમર્પણ લખાય છે. જ્યાંથી અમારા અણુખેડયા હૃદયમાં કંઇક જાગ્રતિ આવી છે, અને માનવ જીવનની ફરજ ઓળખાણી છે, અને જેના પ્રતાપે અનંત સંત મહાનુભાવોની સેવા સાથે દર્શન સ્પર્શન્ અને મોંઘેરાં મીલનથી પ્રેમરૂપ પ્રસાદી પ્રાપ્ત થઈ છે, સત-સંગના અનુભવી લ્હાવા લેવાયા છે, એવા માણસાના સતસંગ મંડળને, નિષ્કામ ભાવે પ્રકાશ કરવા આ સેવા અમે સમર્પણ કરીએ છીએ.

માત્ર આશામાં એજ કે ! આ પુસ્તકમાં રહેલા ભગ-વદ્ ભાવને, શબ્દભાવને, અને ભક્તિ ભાવને, સંત મંડળીયો અંગીકાર કરે. અને પરસ્પરમાં પ્રેમી આત્મ બંધુઓ તેનો બ્હોળો ફેલાવો કરી સદુપયોગ કરે, તો અમારી ગ્રંથ સેવા સફળ થઈ ગણાય:—

આ ગ્રંથમાં લખાયેલાં ભજનો કર્મ યોગીયો, ભગવદ્ ભક્તો, અને જ્ઞાનીજનો, વિગેરે સર્વ માટે સમભાવે

લખાયેલાં હોવાથી સર્વને ઉપયોગમાં આવે, તેવી રીતે સરળ સાદી અને વિવિધ ભાષામાં ગોઠવાયાં છે. તેનો સર્વ કોઇ સ્વિકાર કરે, એજ અમારી પ્રાર્થના.

પ્રત્યેક શુભ સમયના ફળ રૂપ, વિવિધ સ્ફુર્ણોથી ભરેલી આ ભક્તિ નૌકાને, છપાવવા માટે જે જે સદ્દગૃહસ્થોએ સતત્ પ્રયાસ કર્યો છે, તેતે ભગવદ્ પ્રેમી મહાનુભાવોનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. તેઓશ્રીને પ્રભુ શુભ કાર્યમાં સદૈવ સ્હાય આપે, એજ અમારી અંતરની આશીષ સહ વિરામ, ઇતિ. ૐ

સંત ચર્ણ રજ,

પુંજીરામ. અને ગોવિંદ.



ૐ શ્રી હરિ :

# હૃદય—ઉર્મી.

.......................

અનંત યુગોના અનંત શુભા શુભ સંયોગોથી રંગાઇને મારા સુક્ષ્મ દેહના જીવન પટ પથરાએલા, માયિક વાદળને બહુજ થોડાં પ્રસંગથી ખસેડનાર, ઉંડામાં ઊંડા અંધકારમાંથી ખેંચીને બહાર લાવી માનવ જીવનની ખરી ભૂમિકા પર મુકનાર, અને પ્રેમરસના મોંઘા મંત્રોથી એકજ પળમાં આખા જીવનનો પલટો કરાવનાર. વ્હાલા બંધુ પુંજીરામ ?...હું ત્હારો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. તારી પારમાર્થિક વૃત્તિ ત્રિવિધ તાપથી તપેલા અનેક મનુષ્યોને શાન્તવન આપે છે. એના દિર્ઘ અનુભવને સેવનારો હું પણ એક આજે આ ભૂમિકા ઉપર આવી ઉંમંગથી ઊભરાતો આશીષ અર્પું છું, જે ત્હારી વિશ્વ સેવા દિનપ્રતિદિન વૃદ્ધિગત થાઓ. અને અનેકના જીવનમાં તારી શુભ ભાવના વિષેશ પ્રસરો. એજ પ્રભુને પ્રાર્થના...ૐ

લી : ત્હારો ગુરૂ બંધુ, " **ગોવિન્દ.**"

——o——

ॐ શ્રીહરિઃ

# લેખકના બે બોલ.

.........................

સમુદ્ર અને સંસાર એ બંન્ને વસ્તુઓમાંથી એકજ જાતનું ઉદાહરણ નીકળે છે. તો પણ અનુભવથી અનુભવનારને જ તે અનુભવાય છે. એટલા માટે જ હજારો મહાત્માઓએ હજારો પાનામાં હજારો શબ્દો વડે સંસારને સમુદ્રની ઉપમા આપેલી છે.

સમુદ્રમાં જેમ તરંગો હોય છે. તેમ સંસારમાં પણ સંકલ્પોના તરંગો હોય છે. સમુદ્રમાં પ્રાણીયો, અને સંસારમાં પણ પ્રાણીયો છે. સમુદ્ર કુટસ્થ, અને સનાતન છે. તેમ સંસાર પણ કુટસ્થ, અને સનાતન છે. સમુદ્ર ઉપર અનેક તરંગો આવી આવીને ચાલ્યા જાય છે, તેમ સંસારમાં પણ અનંત પ્રાણીયો આવી આવીને ચાલ્યાં જાય છે. સમુદ્રને તરવો પડે! તો ઉંડાણના ભયાનક માર્ગે થઇને જ જવું જોઇશે, તેમ સંસારને પણ તરવો હોય, તો પ્રથમ કર્મયોગ પછી ભકિતયોગ, અને છેવટ ભગવાને ગીતામાં કહેલો **ज्ञानेपरि समाप्यते** એવો આત્માનો તત્વજ્ઞાનયોગ તેના ઉંડા રહસ્યમાં પણ ઉતરવુંજ પડે છે. વળી સમુદ્ર તરનારને સ્ટીમરની જેમ જરૂર છે, તેમ સંસાર તરનારને પણ તત્વવેત્તા સદ્ગુરૂની જરૂર છે. સમુદ્ર દેખીને ભય પામનારો જેમ સમુદ્રને તરે નહિ, તેમ ભકિત દેખીને ભાગનારો પણ સંસારનો પાર પામેજ નહિ. સમુદ્રમાં કમર સુધીના પાણીમાં

કુદનારો, અને ભકિતમાં ઉપલક ઉપલક સ્વાંગ ધરનારો, ધારેલા મુકામે કદી પહોંચતોજ નથી, તેમજ સમુદ્રમાં તરંગોની, પ્રાણીયોની, અને પદાર્થોની જેમ ઉત્પત્તિ, સ્થિતી, અને લય થાય છે, તેમ સંસારમાં પણ સર્વ પ્રાણી પદાર્થોની એવીજ ગતિ થાય છે. ૐ

આ જગતમાં પુસ્તકોની અને ભજનોની ત્રુટી તો નથીજ. પરંતું ઉત્પતિ, સ્થિતિ અને લય એ કુદરત ભગવાનનું સ્વાભાવિક નિયમજ હોવાના સ્વભાવે તેમજ ભગવદ્ ભકિતના રાહમાં સુ વિચારના સ્ફુર્ણો થતાં હોવાથી કંઈને કંઈ લખાઈને પ્રગટ થવાના સ્વભાવેજ આ “ભક્તિ નૌકા” નામનું પુસ્તક પ્રગટ થાય છે. પરંતુ તેનો કર્તાપદનો અધિકારી સર્વેનો સુત્રાત્મા અંતર્યામીજ છે.

આ જગ્યાએ અપૂર્ણ હૃદયોમાં સ્હેજેજ એ પ્રશ્ન ઉદ્ભવે છે? કે જ્યારે કર્તાપદનો સ્વામી અંતર્યામીજ છે, તો લેખકે ગ્રંથ કર્તા તરીકે તેમજ સર્વ ભજનોના નીચે નામાચર્ણ લખવામાં પોતાનું નામ શા સારૂ આપ્યું હશે?

બ્હાલા વાંચકો? આ જાતની અનંત શંકાઓ વર્તમાનમાં થતી હોવાથી તેના સમાધાન માટેજ સ્ફુરેલા બે શબ્દો અત્રે લખાય છે. અંતર્યામીને અંતરથી બહાર શોધવાની જરૂર નથી. ખાવા, પીવા, પહેરવા, ઓઢવા તેમજ અનંત વૈભવો ન્યાયસર ભોગવવા, સર્વ જાતના પદાર્થો અંતર્યામી જ આપે છે! પરંતુ લેવડ દેવડના વ્હેવાર વખતે, ભાતીલ નામ ધારી શરીરોને સંબોધવાં પડે છે. અંતર્યામી

અનામી છે અને લૌકિક અગર અલૌકિક વ્યવહાર નામી વિના ચાલતો નહિ હોવાથી નામ આપવાની જરૂર છે. નામમાં નામી છુપાયો છે તે જાણ્યા વિનાજ અંતર્યામીના અવગણના થાય છે.

વળી ગ્રંથ કર્તાનું નામ આપ્યા શિવાય, ગ્રંથના લેવડ દેવડના વ્હેવારમાં ઘણી વખત અડચણો આવતી હોવાથી, તેમજ અમુક ભજનનો કહેનાર કોણ સંત છે એ જાણવાની ઘણા વખત જરૂર પડતી હોવાથી, અંતર્યામી સહવર્તમાન શરીરધારી સંતનું નામ આપવુંજ પડે છે. અને એજ ન્યાયથી આદિ અનાદિના સંતોએ દરેક ભજનની પાછળ નામાચર્ણ રૂપે પોત પોતાની સાચી સહીયો કરેલી છે. અને એજ ન્યાયથી અમારા અનામી અંતર્યામીનું નામ આ યુગના લોકોએ જે પાડયું છે, તે નામ તેના સ્થાન રૂપ શરીર સહવર્તમાન આપવામાં આવ્યું છે. તેમાં અંતર્યામીને વીસારી, એકલા શરીરને જોઇને અહંભાવનો મિથ્યા આરોપ અમારે માથે મુકાય નહિ, તેના માટે આ વિષય વિષેશ ખુલાસાથી લખવાની જરૂર પડી છે. તેમાં પણ અવિવેક લાગે તો સજ્જનો માફ કરે, એજ અમારી વિનંતી છે.

આ ગ્રંથમાં લખાયેલા પ્રત્યેક ભજનોમાં અને શબ્દોમાં કર્મ ઉપાસનો અને તત્વજ્ઞાન ની છેલ્લી સરહદસુધીના સ્ફુર્ણો વિરાટ નારાયણના ચર્ણે રજુ થાય છે, તેનો અર્થ એવો તો કદાપી નથી ! કે લેખકો સર્વ ભજનોના શબ્દ-ભાવને પારંગત થયેલા છે. અર્થાત લેખકો સર્વ ગુણ સંપન્ન થઇને માત્ર વાંચકોનેજ ઉપદેશ આપે છે એમ પણ નથી.

પરંતુ સર્વ અવગુણોથી રહિત અને સર્વ પુર્ણોથી પૂર્ણ એવા અંતર્યામીના સ્ફુર્ણોને શીરોમાન્ય કરી સ્ફુરી આવેલા શબ્દભાવને વિશ્વ વિદ્યાલયમાં અર્પણ થાય છે. જેમાં વાંચકો અને લેખકો સર્વે વિદ્યાર્થીભાવે સુબોધનો સંચય કરવા સદાને માટે ભિક્ષુક છે, તે વાતને વિવેકીજનો વિસારે નહિ અને દેહ દ્રષ્ટિના સ્થુલ ભાવથી નિવૃત થઈ ભગવદપ્રસાદનો સદુપયોગ કરે એજ અમારી પ્રાર્થના.

વળી આવાં શુભ કાર્યોમાં, સંત મહાનુભાવોની કૃપાજ પ્રાધાન્યપણે કામ કરતી હોય છે. માટે જેઓશ્રીની કૃપાવડે, આ પુસ્તકના સર્વ અક્ષરો લખી શકાયા છે, અને જેઓશ્રીએ અમને માયાવી મોહથી શરણે લઇ મુકિતનો માર્ગ દર્શાવ્યો છે, એવા ભકિત માર્ગને દર્શાવનારા અમારા શ્રી ગુરૂદેવ, અને સંતશ્રી કળુભાઇને આ શુભ પુરૂષાર્થમાં અમારે વિસરવા જોઇએ નહિ. એમ સમજી અમારી કર્તવ્ય ફરજ બજાવવા, આ પુસ્તકમાં તેઓશ્રીના ફોટાઓ સાથે સદગુરૂ દેવને પુષ્પાંજલી, અને સ્વર્ગવાસી સંતશ્રી કળુભાઇનું જીવન ચરિત્ર આપવામાં આવ્યું છે. વળી તેઓ શ્રીએ અમારા માણસા ગામે પધારી જનતાના કલ્યાણાર્થે પુરે પુરો પ્રયત્ન કરવા ઉપરાંત અમારા ઉપર પણ ઘણોજ અનુગ્રહ કરેલો હોવાથી; અંતરના ઉભરાથી બોલી જવાય છે, કે ! તેઓ શ્રીના અચિંતિય આત્માને અમારા હજારો હજાર દંડવત પ્રણામ હો. ૐ શાન્તિ :

લી૦

**પુંજીરામ અને ગોવિંદ.**

શ્રી હરિઃ ૐ

# ભક્તરાજ શ્રી. કનુભાઇનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

---o---

**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम्, ।**
**धर्म संस्थापनार्थाय, संभवामि युगे युगे. ॥ १ ॥**

અનંત યુગોથી ચાલતા આવેલા ઈશ્વરી કાયદાને ઇશ્વરી અમલદારોજ અનુભવી શકે છે. વિશ્વંભરના વિશ્વનગરમાં વસી રહેલાં, વિરાટ નારાયણનાં નાનાં મોટાં અનંત સ્વરૂપોને કોઇકિજ વિરલ આત્મા પિછાણી શકે છે. પદાર્થોને પૃથ્વિરૂપે, પૃથ્વિ ને જળરૂપે, જળ ને અગ્નિરૂપે, અગ્નિ ને વાયુ રૂપે, વાયુને આકાશ રૂપે, આકાશને મહતત્વ રૂપે, મહતત્વને પ્રકૃતિ રૂપે, અને પ્રકૃતિને પુરૂષ રૂપે કોઇકજ સ્વાનુભવે છે. અર્થાત પ્રત્યેક પરમાણુંમાં નાથની ઝલકને કોઇ તત્વવેત્તાજ નિહાળી શકે છે.

ઇશ્વરના અવતારી સ્વરૂપોનો, રૂષિ મુનિયોનો, સંત મહાત્માઓનો, અને ભગવદ્પ્રેમી ભક્ત જનોનો અંતિમ નાશ કદાપી થતોજ નથી. પરંતુ તેઓશ્રી હરકોઇ યુગોમાં, કોઇને કોઇ દેશોમાં વિવિધ રૂપમાં વિરાજી રહેલા હોય છે. અને વિશ્વ-પાલન રૂપ પોત પોતાનું કર્તવ્ય અટુટપણે બજાવેજ જાય છે. એજ વિષ્ણુંનું વિશ્વરૂપ વૈરાટ સ્વરૂપ છે.

ભગવાન શ્રી રામચંદ્ર, અને ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર, ભલે અત્યારે ગોકુળ, મથુરા અને અયોધ્યામાંથી ના જડે ? વશિષ્ઠ, વિશ્વામિત્ર, યમદગ્નિ, ભારદ્વાજ, અને અત્રિ જેવા મહામુનિયો એના એ રૂપમાં ભલેને આજે ના ઓળખી શકાય ! જુનાગઢમાંથી નરસિંહ, અને મેવાડમાંથી મીરાં, ભલે અત્યારે ના મળે ! તુલસીદાસ અને તુકારામ, હરિશ્ચંદ્ર અને ગોપીચંદ, ગોરખ અને મચ્છેન્દ્રનાથ, રામકૃષ્ણ પરમહંસ અને સ્વામિ વિવેકાનંદ, સમર્થસ્વામી રામદાસ અને સ્વામિ રામતિર્થ, આદિ અવતારી અનંત મહાનુભાવોની મુલાકાત તેઓની જન્મ ભૂમિમાંથી ભલેને આજે નાજ થઇ શકે ? અર્થાત્ તેઓશ્રી એના એ રૂપમાં ભલે અત્યારે ના ઓળખી શકાય ! પરંતુ તે સર્વે ઈશ્વરી સ્વરૂપો વિવિધ રૂપમાં વિશ્વંભરની વિશ્વનાટય શાળાના સ્ટેજપર પાઠ તો જરૂર ભજવી રહેલા છે જ. ભૂતકાળના સર્વે યુગોમાં હતા, અને ભવિષ્યમાં હાજર રહેશેજ. પરંતુ જેઓના ઉપર કોઇ બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂની પૂર્ણ કૃપા થઇ હોય છે, તેમજ ચર્મ ચક્ષુનો સ્થુલ વહેવાર–દિવ્ય ચક્ષુથી સુક્ષ્મ રૂપમાં થતો હોય છે, તેઓનેજ તે સર્વ અવતારી મહાનુભાવોની ઓળખાણ થઇ શકે છે. માટેજ ભગવાન શ્રી કૃષ્ણે ઉપરના શ્લોકથી संभवामि युगे युगे. એ સુત્ર અર્જુનને સમજાવ્યું છે. તેમજ દિવ્ય ચક્ષુનું ભાન આપીને એકાદશમા અધ્યાયમાં મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો, એમ કહીને વૈરાટની ઓળખાણ આપી છે.

આપણા ચરિત્રના ભક્તરાજ ભાઇશ્રી કુબેરભાઈ પણ તેમાંનાજ એક અવતારી સંત હતા, પરંતુ ગુપ્તશાહ, અને

વિષેશે કરીને મુંબઇના ભાગ્યમાંથી થોડોજ વખત થયાં તેઓશ્રી અદ્રશ્ય થયા છે. તેઓ શ્રીનો જન્મ સુરત જીલ્લામાં આવેલા પારડી નામના નાના ગામડામાં સંવંત ૧૯૪૪ના વશાખ વદી ૧૩ ને દીને વૈશ્ય જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ આત્મારામ હતું. અને નામ પ્રમાણે તેઓશ્રી સાક્ષાત આત્મારામજ હતા. કુટુંમ્બ પણ દૈવિ સંપત્તિયોથી ભરપૂર હતું. તેઓ સર્વે કેટલાંક વર્ષોથી મુંબઇ જ વસતાં હતાં. હવેથી કબુભાઇને ભાઇશ્રી તરીકે સંબોધીશું.

ભગવાને ગીતામાં કહેલા વચન પ્રમાણે ભાઇશ્રીનો જન્મ જ્ઞાનિ અને યોગી કુટુમ્બમાં થયેલો હોવાથી, પવિત્ર પીતા આત્મારામના અનુભવી ઉછંગમાં ઉછળીને પીતાના આત્મિક કિરણોને સંપુર્ણ રીતે ધારણ કર્યા હતા. બાળપણથીજ તેઓશ્રી દૈવિ ગુણોના ખજાના રૂપ હતા, જેથી થોડાજ વખતમાં લૌકિક વિદ્યાનો અભ્યાસ પાંચમી અંગ્રેજી સુધીનો મુંબઇમાંજ પુરો થયો. પરંતુ જીવનના પ્રત્યેક શ્વાસો અલૌકિક પ્રદેશમાં વહન કરતા હોવાથી, ભાઇશ્રીનું મન, બુદ્ધિ, અને ચિત્ત રૂપી કારીગરો ઉંડાણુની અંતર ઓફીસમાં કંઇ અનેરા ઘાટ ઘડી રહ્યા હતા. તેથી તેઓશ્રીનું જીવન પૂર્ણ વૈરાગ્ય દશામાં વહેવા લાગ્યું. ભાઇશ્રીની આવી અવસ્થાને તેમનાં પૂજ્ય માતુશ્રી ઓળખી ગયાં જેથી અવિવાહીત દશામાં રહેવાની ઇચ્છા ધરાવતા ભાઇશ્રીના મનને ઘણીજ મુશિબતે સમજાવીને ખાનદાન કુટુમ્બમાં તેઓશ્રીનાં લગ્ન મુંબઇમાં જ કર્યાં. ત્યારબાદ નોકરીના નિમિતે સોલીસીટરની ઉથામાં ઉંચી જગ્યામાં તેઓ શ્રીએ આશ્રય લીધો.

બાળપણનો આદર્શ કર્મયોગ, અને યુવાવસ્થાનો ભક્તિ યોગ, ભાઇશ્રીના રોમે રોમમાં વહેતો હતો. તીર્થ-યાત્રાઓ, અને પહાડી પ્રદેશોની પ્રત્યેક ઘટનાઓ લખવા જતાં ગ્રંથનો વિસ્તાર થઇ જવાને લીધે સંક્ષિપ્તમાં લખાય છે કે, તેઓશ્રીને **પહાડી પ્રદેશની** મુસાફરીમાં ફકીરી પોશાકથી આચ્છાદિત થયેલો એક અપરિચિત યોગી ગોપાલ કૃષ્ણની ધુન સાંભળી એકાએક આવીને ભેટી પડયો હતો. બંન્ને પરસ્પર કેટલીકવાર જોઇ રહેતાં છેવટે યોગી એટલુંજ બોલી અદ્રષ્ય થઇ ગયો કે ! જેને ઘણુંાંજ દીવસથી શોધતો હતો તે મને આજે મળ્યો.

ભાઈશ્રીની યુવાવસ્થાનાં જીવનના કેટલાક કલાકો વૈભવ ને તજીને સ્મશાન સેવતા હતા. ઘણો ખરો વખત સ્મશાન ના એક ખુણામાં બેસી તેમજ ભડકે બળતા અને ભસ્મિભૂત થતા અનેક નરની જીવન દશા નજરે જોઇને, તેના ઉપર જીણામાં જીણા મનન વડે તિવ્ર વૈરાગ્ય ધારણ કર્યો હતો. એવો આ સંત નોકરીમાં જોડાયો, પણ તેનો અવતાર તે માટે તો હતોજ નહિ તેથી વિશ્વ નાટયશાળાના મેનેજરે તેઓશ્રીને નોકરીથી મુકત કરી પુર્વયોગની પ્રતિજ્ઞાઓ પુર્ણ કરવા સ્વતંત્ર કર્યા,

અત્યાર સુધીમાં આવેલી વ્યહુવારીક અનેક આફતોને ઇશ્વિરે દૂર કરી હતી. અવતારી આત્માને માટે કુદરત ભગ-વાને પ્રથમથી જ સર્વ પ્રકારની તૈયારીઓ રાખેલી હોવાથી, સર્વ પ્રકારના યોગો, ભોગો, અને સંયોગો આવીને હાજર

થયા. પૂર્વ યોગના સંબંધીઓ રૂપ સંતોની મુલાકાત થઇ. જેથી ભાઇશ્રીનું જીવન ભજન ભકિત અને સતસંગના આકાશમાં વધારે વધારે ઉડવા લાગ્યું. તેનાં પરીણામે મુંબઇમાં આવેલા નર નારાયણ ભગવાનના મંદિરમાં ભજન મંડળના મોખરે પૂર્ણ રીતે આવ્યા. અને ત્યાંના જગપ્રસિદ્ધ સંતશ્રી જાદવજી મહારાજની સંપૂર્ણ કૃપા મેળવી, તેઓશ્રીની પાસેથી ગુરૂ દિક્ષા સ્વિકારીને તત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું.

કર્મ યોગ અને ઉપાસના રૂપ ભકિત, યોગમાં તો ભાઇશ્રીની પૂર્ણ રીતે પૂર્ણતા થયેલી જ હતી. તેમાં ગુરૂ કૃપાથી હવે જ્ઞાન યોગનાં બીજ રોપાયાં, તેથી અધ્યાત્મિક શકિતઓ આવવા લાગી. જગતના પ્રાણી અને પદાર્થો કંઇ જુદાજ રૂપમાં દેખાવા લાગ્યા. તેમજ તેઓ**શ્રી**ની વૃત્તિઓ બહારથી નિવૃત્ત થઇને અંતર ગુફામાં વહેવા લાગી. જનસમુદાયથી નિવૃત્ત રહેવા પ્રતિપળે થતી આત્મિક પ્રેરણાઓને આધીન થઇ પોતાનું એકાન્તિક ભજન પોતાના સ્વસ્થાનમાંજ શરૂ કર્યું. અને ઘણો ખરો વખત ધ્યાન મગ્ન સ્થિતિમાં રહેવા લાગ્યા.

પરમ કૃપાળુ પરમાત્માએ જે વ્યકિતઓમાં પોતાનું વર્ચસ્વ ભર્યું હોય છે, તે આત્માઓ તો જગતના જીવોને ભગવદ્ રૂપે જ ભાસે છે. કારણકે તેવા મહાનુભાવો જગતને પણ ભગવદ્ રૂપે જ જોનારા હોય છે. સાચા સંતોની પરીપુર્ણ કસોટી કરી પૂર્ણમાં પૂર્ણ રહેનારા યોગી જનોને એનું એ જગત સહસ્ત્ર ઘણા સ્નેહથી આધિન બને છે. ભાઇશ્રીને પણ એમજ થયું. તેઓશ્રીએ એકાન્તમાં આસન કર્યું. પરંતુ

તેઓશ્રીના પ્રેમ રંગથી રંગાયેલા અને મુખના મીઠડા શબ્દોથી મસ્ત થએલા મુમુક્ષુઓએ તેમને છોડયા તો નહિ જ અને દિવસે દિવસે ભગવદ્પ્રેમીની મેદની ભાઇશ્રીના આશ્રમે જ થવા લાગી.

સંતોમાં એવી તો કઠોરતા કદાપી હોતી જ નથી. કે ! જે આત્માઓ પોતાને ચાહનાર છે તેને ચાહે નહિ જે આત્માઓ પોતાને ન ચાહે તેને પણ ચાહનારા છે તેઓશ્રી ચાહનારને માટે તો સર્વદા પ્રસંન્ન જ હોય છે; તેથી ભગવદ્-રસના ભુખ્યા ભકતો માટે ભાઇશ્રીએ ભજન મંડળની સ્થાપના પોતાના સ્વસ્થાનમાં જ કરી. અને ચિત્તને આકર્ષિ નાંખે તેમજ મનને હરણ કરી લે એવી શ્રી કૃષ્ણ ભગવાનની મધુરી મુર્તિની સ્થાપના કરી, બંસીધર બાલ મુકૂન્દ ભગવાન પોતાની પ્યારી ગૌમાતાને ટેકીને જ ઉભેલા હોવાથી, નાથનું નામ ગોપાલ કૃષ્ણ ધરાવ્યું.

ભગવાન, ભકત અને ભકિત, દ્રષ્ટા, દ્રષ્ય, અને દ્રષ્ટિ. ધ્યાતા, ધ્યાન, અને ધ્યેય, લલના, લોભ અને લક્ષ્મિ. તેમજ કર્તા, કર્મ અને ક્રિયાપદ, એ સર્વે ત્રિપુટીયો પોતપોતાના સ્વદેશને તજીને વિરૂધ્ધ દેશમાં કદાપી હોતીજ નથી.

અર્થાત જગ્ત હોય ત્યાં ભકત નથી, અને ભકત હોય ત્યાં જગ્ત નથી. સિંહ રહે ત્યાં શિયાળ નથી, અને શિયાળ રહે ત્યાં સિંહ નથી. રાત્રી રહે ત્યાં દિવસ નથી, અને દીવસ હોય ત્યાં રાત્રી નથી. તેવીજ રીતે જ્યાં ભગવાન–ભક્ત અને ભકિત છે, ત્યાં લલના લોભ અને લક્ષ્મિ હોય નહિ. અને લલના લોભ ને લક્ષ્મિ હોય, ત્યાં ભગવાન–ભક્ત અને

ભક્તિ હોય નહિ. વળી જળ અને અગ્નિ એ કદાપી ભેગાં રહી શકતાંજ નથી. પરંતુ બલિહારી સંતોના બિરદને ? કે જેઓ સ્વાત્મિક બળના પ્રભાવે સિંહ અને શિયાળ ને ભેગાં નચાવે, ભક્ત અને જગતને ભેગું રાખી શકે. રાત્રી હોય ત્યાં પોતાને માટે દિવસ બનાવે–અને દિવસ હોય ત્યાં રાત્રી માની સ્વરૂપમાં આરૂઢ રહે છે. તેમજ તત્વજ્ઞાન રૂપ અગ્નિ અને પ્રેમરસ રૂપી પાણીને પણ ભેગું જ રાખી શકે છે. વળી બલિહારી છે એવા ભક્ત હ્રદયને કે જ્યાં લલના, લોભ, અને લક્ષ્મિ હોય છે, ત્યાં ભગવાન, ભક્ત, અને ભક્તિને ઘુસાડી દે છે.

ભાઇશ્રી માટે પણ એમજ થયું. શિયાળ અને સિંહ ભેગાંજ ભગવત્ પ્રસાદ જમતાં હતાં. ગરીબ અને શ્રીમંત ને માટે સરખો જ આદર હતો. લક્ષાધિપતી અને ક્રોડાધિપતીના હ્રદયોમાંથી, લલના લોભ અને લક્ષ્મિનો, અભિમાની કિલ્લો શબ્દોના ગોળા મારી તોડી નાખીને, તેમાં ભગવાન, ભક્ત, અને ભક્તિનું સૈન્ય દાખલ કર્યું. એથી મુંબઇવાસી અનેક સદ્ગ્રહસ્થોની સંખ્યાબંધ હાજરી થતી હતી. તેમજ સ્વમાનનું અભિમાન દૂર મુકી, ભાઇશ્રીના કૃષ્ણ ભજનાશ્રમ કારખાનામાં મુમુક્ષુ કારીગરોએ તિવ્ર વેગથી ટંકશાળ શરૂ કરી, એથી ભગવન્નામના એક પલમાં હજારો સિક્કા પડવા લાગ્યા. ગગનભેદી ગર્જનાઓથી આસપાસનું ભૂગોળ ગાજી ઉઠતું હતું. તેથી આજુબાજુના રહેવાવાળાઓ તરફથી અનેક વખતની અનેક આફતો આવતી ગઇ, અને ક્રમવાર જેમ આવી તેમ ઉડતીજ ગઇ.

ચાલતી ટંકશાળમાં અને આવેલી આફતોમાં, ભાઇશ્રી એકાન્તવાસ જ સેવતા હતા. છતાં કદી કદી લોકોના કલ્યાણ સારૂ ધ્યાનસ્થ દશામાંથી જાગૃત થઇ, સમાધિ સ્થાનમાંથી બહાર આવી, નેત્રોને બંધ રાખી,: હસ્તા વદને, અને મધુરા વચને, પત્થરને પણ ફાડી નાખે એવા સ્વાનુભવ સિદ્ધ શબ્દો વડે ત્યાં બિરાજેલા કેટલાક પ્રેમી જીવનોમાં અદ્ભુત ઐશ્વર્ય ભરતા હતા. અર્થાત સમયાનુંસાર પ્રેમ રસ, ભક્તિ રસ, કરૂણા રસ અને જરૂરીયાત જગ્યાએ વિરરસની પણ વર્ષા વરસાવતા હતા. તેથી ચિત્રવત્ બનેલાં પ્રેમી પંખીડાંઓ દેહનું ભાન ભૂલીને ઘણીવાર ધ્યાનસ્થ દશામાં કલાકોના કલાક સુધી ઠરી જતાં હતાં. અને કોઇ કોઇ ભાગ્યશાળી જીવોના ભાગ્યમાં જે જે ભાવો ફળતા હતા તે તે લખવામાં કલમ મર્યાદા રાખે છે. ૐ

( દોહા )

તરૂવર સરોવર સંતજન, ચોથા વરસે મેહ, !
પરમારથ કે કારણે,... ચારે ધરીયો દેહ. ! !

"એ" ઉપરના સુત્ર પ્રમાણે ભાઇશ્રીએ ઘણા દેશ-વિદેશ ફરી અનેકના જીવનમાં ભક્તિ રસ રેડયો હતો. તેમજ ઘણા ગામોમાં ભજનશાળાઓ, ભક્ત મંડળીયો, તેમજ સતસંગની પરબો શરૂ કરી હતી. વળી એવી લોક-કલ્યાણની ભાવનાઓ ભાઇશ્રી પ્રથમ જ્યારે અમારા માણસા ગામે પધાર્યા, ત્યારે એ સંતનાં દર્શન કરવા અસંખ્ય માણસોની મેદની એકત્ર થઇ હતી. એજ પળે, થોડાજ શબ્દો માં અનેકનાં ચીત્ત ચોરાયાં હતાં. સંખ્યાબંધ માણસોની વચમાં પડેલા આસનની પરવા તજી ઉભેલો વિર સચોટ

સિદ્ધાંતોથી સમજાવતો અનેકને આકર્ષણ કરતો નીચેના શબ્દો વરસાવતો હતો.

કૃતે યદ્ધાય તો વિષ્ણું ત્રેતાયાં યજતો મખઃ ।
દ્વાપરે પરી ચર્ચાયાં કલૌ તદ્ધરિ કીર્તનાત્ ॥

હે પ્યારા આત્મનો! આવો. વ્હાલાઓ નજીકમાં આવો. જે સમય ધ્રુવને નથી મળ્યો, જે સમય પ્રલ્હાદને નથી મળ્યો, જે સમય વિશ્વામિત્ર આદિ ઋષિમુનિઓને નથી મળ્યો એવો અઘોર તપ વિના સ્હેજે સંસાર તરવાનો આજે આપણને કળીયુગ જેવો વખત મળ્યો છે. છતાં જેઓએ નાથના નામની માળા નથી પહેરી, તેઓની કુંવારી કાયાને લુંટાઈ જવાનો ભય જરૂર રહેશે. વ્હાલાઓ ઝટ કરો. પ્રભુનો પાલવ પકડી ચૌદ લોકના નાથને વરીને તેની સમર્થ સાહ્યબીના અર્ધા ભાગીદાર થાઓ. નાથની ગગનભેદી ગર્જનાઓ કર્યા સિવાય મનના માંડવે વ્હાલો નહિ વરે.

ઓ વ્હાલા આત્માઓ ; તમે માણુસોમાં વસીને માણુસની ફરજો શા માટે ભૂલો છો, નામના ધામમાં નામી સંતાયો છે. માટે ગજાવો ગામને. અને કળીયુગનો મળેલો મોકો મજરે પાડો. આવશે! જરૂર આવશે. તમારે વરવાની ઇચ્છા થશે! તો નટવર વહેલો વહેલો આવશે અને વરશે પણ વ્હાલથી. નાથની અર્ધાંગ્ના થયા સિવાય તેના ઘરનો ઓરડો નહિ ઉઘડે. એની તીજોરીની ચાવીઓ નહિ મળે. માટે પ્રથમ અર્ધો ભાગ તો દબાવો. અને પછી તમારી લાયકાત દેખશે

તો પોતાનો સર્વસ્વ વારસો આપતાં એ તો વાર કરે એવો નથી જ. એ તો સારૂં થયું કે ત્રીજો ગ્રાસ લક્ષ્મીજીએ ખેંચી લીધો, નહિ તો નાથ લક્ષ્મીજીને પણ સુદામાને ઘેર મોકલવા તયાર થયા હતા, વિચારો નાથને નથી વર્યા એવા અનેકો આગળ ચિતાને વરી ચુકયા છે. માટે વ્હાલાઓ ! ભગવન્નામ એ કળીયુગનું કાચું કુન્દન છે. લુંટાય તો લુંટો.

વહાલા વાંચકો ! ભાઇશ્રીએ માણસામાં ત્રણ દિવસ રહીને પત્થરને પણ ફાડી નાખે એવા સચોટ શબ્દો વડે પ્રેમી જનોને પ્રેમના દરીયામાં પ્રેમના હોડલે હીંચોળ્યા. ચોથો દિવસ વિદાયગીરીનો હતો. વખત થઇ ગયેલો હોવાથી નર નારી વૃધ્ધો અને બાળકોની મેદની આંસુઓથી તરબોળ થઇ હતી. સભાના વચમાં બિરાજેલો સંત પણ પ્રેમાશ્રુઓ ટપકાવતો હતો.

હતી એ પ્રેમની ભરતી, હતો એ પ્રેમનો દરીયો,
હતી એ પ્રેમની હોડી; પનૈયો પ્રેમનો ભરીયો.

સભાની શાંતિનો ભંગ કરી મધ્ય આસન પરથી ભાઇશ્રી ઉભા થયા અને લાલ નેત્રોને રૂમાલથી લુંછી વિદાયગીરીના—રૂપમાં બંને હાથ ભેગા કરી પ્રેમી પંખીડાંને સંબોધતા નીચેના શબ્દો કહેવા લાગ્યા.

પ્યારા આત્મબંધુઓ ! આજે તમો આટલા બધા સમુહથી એકત્ર થયા છો, એ વિરાટના દર્શનથી હું ઘણોજ હરખાઉં છું. પણ પાસે બેઠેલો ભક્ત એમ કહે છે કે ! આજે આવેલા લોકો આવતી કાલના ભજનમાં કોઇ આવનાર નથી.

ના, વ્હાલાઓ! એમ નહિ થવું જોઇએ; તમો સર્વે જાણો છો કે! આ જગ્યાએ દરરોજને માટે થોડાં વર્ષોથી નિત્ય ભજન ચાલે છે. પરંતુ તેમાં મોટા ભાગે તમો આવતા જ નથી. એમ નહિ થવું જોઇએ. આજે મારી પાસે આવવામાં તમારો શું સિધ્ધાન્ત છુપાયો છે, તે તમારે ખાસ જાણવો જોઇએ; બાદ તેને અમલમાં મુકો. એવી તો કોઈ ચીજ નથી કે અગ્નિની સંગે અગ્નિ રૂપ નહિ બને. નીચના સંગે નીચ, અને સંતના સંગે સંત જરૂર થવાય છે. ઓ વ્હાલાઓ! જગતનો સંગ કરીને જગત રૂપ થયા વિના કોઈ નથી બચ્યા; માટે ભકતનો સંગ કરી ભકત રૂપ બનો. અને ભગવાનનો સંગ કરી ભગવાન રૂપ બનો.

ઓ, પ્યારા આત્મનો તમારા ગામના પૂર્ણ સદ્‌ભાગ્યે જ કેટલાક ભકતો ભજન મંડળની ભાવના સેવી રહ્યા છે. તેને સાથ આપો મદદ કરો. આ જગાએ દરરોજ ભજન થાય છે, પણ બેસવા માટે સ્થાન નથી. અવ્યવસ્થિત અને ખુલ્લા મેદાનમાં ટાઢ, તાપ, અને વરસાદનાં કષ્ટો વેઠી જનતાના કલ્યાણની ભાવના સેવી રહેલા ભકતો પર તમોને કેમ લાગણી આવતી નથી! પ્રભુની મીલકતને પચાવી પ્રભુના ગુનેગાર ના બનો. આજે મારી પાસે આવ્યાની યાદીમાં મારી એટલીજ ભીક્ષા છે, કે! આ ગામમાં હાલને હાલ ભજનશાળાનું મકાન બંધાવવું જોઇયે. સતસંગની શાળા ખોલવી જોઇએ, તોજ અમારા જેવા અનેક આત્માઓ આવી પોતાની મીલકત રૂપ પ્રેમનાં બેડાં ઠાલવી નાખશે. અને તોજ તમારા ભાવિના વારસદાર બાળકોના જીવનમાં વડિલોને તાર-

નારૂં વર્ચસ આવશે. માટે વિચારો તમારા નગ્રના નજીકનો સંત રૂષીરાજ શું કહે છે.

ભજન તણાં રે જેને ભુવન બંધાવ્યાં...૨.

પુન્યના નાંખ્યા...પાયા,...નર એજ કમાયા.

માટે પ્યારા આત્માઓ, પુન્યના પાયા જલ્દી નાખો. આજે છે, તે કાલે નથી જ. આંખ બંધ કરીને ખોલી નાખો એટલીજ વાર છે. ધનનો દુરૂપયોગ દૂર કરી, સદ્ઉપયોગમાં સાવધાન થાઓ. સદ્ઉપયોગ કરવા ઘણા સજ્જનો પોતાનું નાણું વાપરી રહ્યા છે. ધર્મશાળાઓ સદાવૃ-તો, વાવ, કુવાઓ, કસરત શાળાઓ, લાયબ્રેરીઓ, વિગેરે અનેક પ્રકારના યજ્ઞો કરી રહ્યા છે. એવા વિર નરોને ધન્ય છે. તો પણ દેહનું કલ્યાણ કરનારા અન્ય યજ્ઞો કરતાંય, આત્માનું કલ્યાણ કરનારા અને લક્ષ ચોરાશીથી છોડાવનારા, ભગવદ્ ભકિતના માર્ગમાં થનારા યજ્ઞો અનંત જન્મનું સુધારવા સમર્થ બને છે. કારણકે પુર્વ યજ્ઞોમાં લૌકિક નામનાઓ સાથે લૌકિક અને નાશવાન સાધન મળે છે, અને ભકિત માર્ગના યજ્ઞોમાં તો મુકિતનું અવિનાશી સદાવૃત મળે છે.

પ્યારાઓ! તાંબાના પૈસા કરતાં રૂપીયો જરૂર મોટો, પણ બલીહારી તો મહોરની જ છે. કાગળીયા તો કોવડાઈ જશે, પણ ક્રોડ વરસે કંચનને કાટ નહિ જ લાગે. એટલા માટે જ, અનંત યજ્ઞો કરતાં જપ યજ્ઞની વિષેશતા શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કહી, "જ્ઞાને પરિ સમાપ્યતે" નું સુત્ર સમજાવ્યું છે. મૃત્યુથી પણ નષ્ટ ના બને, અને કાળનો પણ કાળ બની જાય, એવા આત્મ સ્વરૂપની જે યજ્ઞમાં પ્રાપ્તિ થાય

છે, તેને જ સર્વશ્રેષ્ટ યજ્ઞ કહેવાય છે. માટે શરીર છુટે તે પહેલાં મોક્ષનું સાધન મેળવવુ જ જોઇએ.

પણ વહાલા બંધુઓ ? એ બધુ જીવનનું સાર્થક કયારે થશે ? કે જ્યારે સત્સંગના પાયા નંખાશે, સંતો ને આવવાના સ્થાનરૂપ ભજનશાળા બંધાશે, ત્યારેજ અધ્યાત્મિક, અધિ દૈવ, અને અધિભુત, એ ત્રીવિધ તાપોની નિવૃત્તિ થશે. શરીર ઉપર રોગ આદિક ઉત્પન્ન થાય, તેને અધ્યાત્મિક દુઃખ કહેવાય છે. ટાઢ, તાપ, વર્ષા, અને ભૂકંપ આદિ સૃષ્ટિના ઉપદ્રવો થાય, તેને અધિ દૈવ દુઃખો કહેવાય છે. તેમજ સગાં, સ્નેહી, કુટુમ્બીયો, ત્થા વિંછી, સર્પ, ઇત્યાદિ પ્રાણીયોથી જે દુઃખ થાય, તેને અધિભુત દુઃખો કહેવાય છે. તે ત્રિવિધ દુઃખોની નિવૃતી બીજા કોઈ સાધનથી થતી નથી, પણ પ્રભુની ભક્તિ કરી આત્મજ્ઞાનની પરીપકવ દશામાંજ થાય છે. અને ત્યારેજ વિદેહ દશા ભોગવાય છે. માટે પ્યારાઓ, છેવટમાં એટલુંજ યાદ રાખો, કે સત સંગ કરો. અને એના સાધનરૂપ ભજનશાળાનું ભુવન બંધાવો. તેમજ તેના સંચાલકોને જોઇએ તેટલી સ્હાય આપી પુન્યના પાયાને ઉંડા ઉતરવા દ્યો. હવે વિદાયનો વખત થઇ ગયો છે. માટે સર્વને મારા જયપ્રભુ. જયશ્રીહરિ.

આટલું બોલી ભાઇશ્રી સભામાંથી બહાર આવ્યા. અને અમારા ગામથી પાંચ ગાઉ દૂર આવેલા પીલવાઇ ગામના પથે પોતાના પ્રેમી આત્માઓ સાથે વિદાય લીધી. મુગ્ધ બનેલાં માણુસાવાસી મુમુક્ષુઓ પુષ્પના હારોથી વિભુષિત કરેલા સંતને વિદાય કરતાં હૃદય ફાટતે રડવા લાગ્યાં. આવકારનાં

ગીતો ગવાતાં હતાં, પરંતુ ગદગદ થયેલા કંઠમાંથી અવાજ કરૂણ નીકળતો હતો. આવી દયાજનક દશા દિન હરિજનોની જોઇ, દયાનો દરીયો મારો વ્હાલો સંત નેત્રો બંધ કરી ગયો હતો. અને નશ્વના પાદરે ઉલટેલા અશ્રુના સાગરને, ખુશીથી નેત્રો ખોલી " જયપ્રભુ " એટલાં શબ્દો કહી રવાના થઇ ગયો. ૐ તત્ સત્.

પ્રેમી વાંચકોને પરિશ્રમ તો થયો હશે, પણ શું કરૂં? અનુભવ સિદ્ધ થયેલી અશ્રુભિની કલમ અટકતીજ નથી. વ્હાલાઓ? ગયેલો સંત ગામો ગામના પંખીડાંઓનાં સમુહ ને આવાજ પ્રેમથી ભિંજાવતો હતો. પીલવાઇમાં પણ એમજ કર્યું. પોતાની બંધાવેલી ભજનશાળાનાં પગથીયાં આંસુથી પલાળતો ગયો. જેની ઠંડકમાં અત્યારે પણ મુમુક્ષુઓ ભગવન્નામ ગજાવેજ જાય છે. લાખખો વંદન હો એ લીલામય સંતને કે! જે! હજારોને તારતો ગયો. ત્યારબાદ થોડાજ દિવસમાં સંતનો સંકલ્પ સફળ થયો. માણસા વાસીને આપેલો આશિર્વાદ ફળ્યો. અને सत्पुरुष वाक्ये न चलंति धर्मः એ સુત્ર સાચું થયું. અને ટુંક સમયમાં સારામાં સારા પાયાથી અમારા માણસા ગામમાં પણ ભજનશાળાનું ભુવન તૈયાર થયું. નિંદ્રાવશ જીવો માટે તો અત્રે સ્થાનજ નથી, પણ જાગતા જીવો સતસંગની પરબે પાણી પીને પોતાની તૃષા તૃપ્ત કરે છે. ૐ

ભાઇશ્રીના આદર્શ ગૃહસ્થાશ્રમમાં, એક પુત્ર, અને એક પુત્રિ, ભગવદ્ પ્રાસાદ રૂપ હોવાથી, તેમજ તેઓશ્રીનાં પત્નિ પણ સિતા અને અનસુયાની પ્રસાદી રૂપ હોવાથી, ભાઇશ્રીની અધ્યાત્મિક મીલકતનો વરસાદ અજબ ધુનથી વરસતો હતો. જેના ધોધમાં અને પ્રવાહમાં ગામે ગામના ઘણા પ્રેમીજનો પેટભર પાણી પીને તૃપ્ત થયા હતા તેમજ તેના કેશરીયા રંગમાં તરબતર રંગાયા હતા.

સુક્ષ્મ દ્રષ્ટિથી જોનારનેજ હીસાબ ગણતાં આવડી શકે અને ઉપલક દ્રષ્ટિથી સ્થુલ ભાવે જોનારને ભલે અજાણતામાં જાય; તો પણ ગઇ મીનીટો કોઈને પણ પાછી મળી નથી. પ્રત્યેક પળો મિનીટો, કલાકો, દિવસો અને વર્ષો, તેમજ સંવત્સરો અને યુગો તે સર્વે કાળ ભગવાન રૂપ નિયમનનેજ આધીન હોય છે. પરંતુ તે નિયમનનો આધાર પોતપોતાના પુર્વના અને વર્તમાનકાળના પુરૂષાર્થ ઉપર હોવાથી તેવા તેવાં કાર્યોમાં તેવા તેવા યોગો પ્રાપ્ત થઈ તેમાંજ તે આકર્ષાય છે, ઉદય થાય છે. સ્થિતિ કરે છે અને અસ્ત પામે છે

એ નિયમ પ્રમાણે ભાઇશ્રીએ પોતાના આખાય જીવનમાં સત્સંગના અનેક પાયા નાખી. સંવત ૧૯૯૨ ના આસો વદી ૧૧ ના દીને પોતાની સર્વ અધ્યાત્મિક મિલ્કતનો વારસો પોતાના સુપુત્ર તેમજ ભકતજનોને સુપ્રત કરી, સુખી, અને સાવધાન દશામાં પોતાના સ્થુળ શરીરનો ત્યાગ કરી, સ્વસ્વરૂપમાં વાસ કર્યો. અર્થાત તત્સમાનથી

જોઇએ તો એક રૂપેથી અદ્રશ્ય થઈ અનંત રૂપે પોતાના પ્રેમી આત્માઓની અંતર ગુફામાં આરામ કર્યો. જેમાંનો મારા ભાગ્યમાં આવેલો ભાગ આજે મારી સાથે વાતો કરે છે.

દેહનાં સંબંધ કરતાં આત્મિક સંબંધ સહસ્ત્ર ઘણો બળવાન હોય છે. તન મન અને ધનની સર્વસ્વ કુરબાની તેમાંજ કરી શકાય છે. અને દેહ છતાં વિદેહ દશાનો અલૌકિક આનંદ એમાંજ લઇ શકાય છે. જેમાં શ્રીકૃષ્ણ અને ગોપીકાઓ તેમજ જનકરાજા, ગાર્ગી, અને યાજ્ઞવલ્ક, જેવા પરમ આત્માઓએ પરસ્પરની ફરજો બજાવી આત્મિક સંબંધના અનેરા લ્હાવા લીધા છે. અને એના એજ ન્યાયે ભાઇશ્રીએ પણ પોતાના સદગુરૂદેવ શ્રી જાદવજી મહારાજ સાથે રાત્રી દીવસના એકાન્તિક લ્હાવા લીધા હતા. માટે એ સ્વધર્મને સાચવવા નરનારાયણ સંતસંગ મંડળના સંચાલક, અને જાદવજી મહારાજના સુપુત્ર શ્રી. હરિદાસ ભાઇશ્રીએ, પોતાની આત્મિક સંબંધની ફરજ બજાવવા ભાઇશ્રીના અંતિમ વખતે હાજરી આપીને કેટલાક કલાકો સુધી અનેક માણસના સમુહમાં ભગવન્નામની ગગનભેદી ગર્જના ગજાવી હતી. અને એજ વખતે એકત્ર થયેલા ઘણા ભગવદ્ પ્રેમી ભકતોએ મળીને સ્વસ્વરૂપાવસ્થાન થયેલા સંતના શરીરનું પ્રત્યક્ષ રૂપમાં પુજન કરી, સુગંધીદાર પુષ્પોના અનેક હારોથી આચ્છાદિત કરી, ભગવન્નામની ધૂન ગજાવતા સંતોના સમાધિ સ્થાને જઇને તેઓશ્રીના સુપુત્રના સ્વહસ્તે સૌંસ્કાર આપ્યો હતો. પણ એ સંત ગયો ક્યાં ?

# એ સંત ગયો ક્યાં ?

રાગ-(મને ભક્તિના મારગે જાવા દીયો.)

વ્હાલો સંત હમારો સીધાવી ગયો,...(૨)
પ્યાલો પ્રેમનો અમને પીલાવી ગયો૦...વ્હાલો....ટેક૦

(સાખી.)

પ્રથમ ભક્તિ પ્રેમની, પ્રેમીજનોને દઇ ગયો,
આત્મા અનાત્મા ઓળખાવી, સ્વરૂપે સ્થિર થઇ ગયો.
એ તો માનવદેહ દીપાવી ગયો...(૨)
સોને સેવાનું સુત્ર સજાવી ગયો...વ્હાલો૦

(સાખી)

શ્રીમહાપ્રભુના દિવ્ય મંત્રો, રગે રગે રેલી ગયો,
શ્રીકૃષ્ણ જય શરણં મમ મહામંત્ર એ મેલી ગયો.
એવી લીલાની લગની લગાવી ગયો...(૨)
દયા દિનતા સ્વધર્મ શીખાવી ગયો...વ્હાલો૦

(સાખી.)

યાવત્ ચંદ્ર દિવાકરો, યાદીની આશીશ દઇ ગયો,
દેવ કોટીની વિરલ નર, જીવનો શીવ થઇ ગયો.
જપ યજ્ઞો અટુટ જપાવી ગયો....(૨)
કોટી જીવોનાં પાપ ખપાવી ગયો....વ્હાલો

(સાખી.)

જે રસ મળે નહિ દેવને, તે રસ હમોને દઇ ગયો.
લોકો કહે કબુતર કબુ કહે, ત્રપ્ત તરીને થઇ ગયો.

એ તો ભકતના ચણુને ચણાવી ગયો...(૨)
ગુરૂ ગમનું ગણિત ગણાવી ગયો...વ્હાલો૦

( સાખી )

ગયો ગયો પણ છે ગયો, એ જાગતો જીવતો રહ્યો,
એ અમર દેહી આતમા, સૌને સ્મૃતિરૂપ થઇ રહ્યો.
" પુંજીરામ " નો પ્રેમ પચાવી ગયો......૨
મને નિષ્કામ ભાવે નચાવી ગયો......વ્હાલો૦

વ્હાલા વાંચકો ? લખાઈ ગયું છે, કે સંતોનો અંતિમ નાશ તો કદાપી થતો જ નથી. એજ ન્યાયથી ભાઇશ્રીની અદભુત શક્તિએ આવીને અજબ રીતે વૈકુન્ઠ સમાન પોતાના કૃષ્ણભજનાશ્રમમાં બીજા જ રૂપે વાસ કર્યો. જેથી એ અદભુત સ્થાનમાં હાલ પણ ગગનગર્જિત શબ્દોથી ભગવન્નામના પડઘા પડી રહ્યાં છે. તેઓશ્રીના સુપુત્રની સરદારી નીચે શ્રી હરિનામની ટંકશાળ જોસભેર ચાલી રહી છે. જેના પ્રતાપે અત્યારે પણ ઘણા ભગવદ્ ભકતોને આનંદનો સમુદ્ર ઉભરાઈ રહ્યા છે, અને ભૂતકાળનો કણુભાઇ, વર્તમાન કાળમાં દિવ્ય નેત્રોથી દેખાય છે. એવા મહાનુભાવોના અમર આત્માને, અન ભગવદ્ પ્રેમી ભકત મંડળોને હમારા સાક્ષાત દંડવત પ્રણામ સાથે લાખો વંદન હો. ઇતિ ૐ ૐ तत्सत्

લેખક.
સંતોનો સેવક "પુંજીરામ."

# અનુક્રમણિકા



### હ

| ભજન | ભજનનું નામ | | પૃષ્ઠ |
|---|---|---|---|



શ્રી સદ્ગુરૂ પરમાત્મને નમઃ

# અથ: પ્રેમલક્ષણા પ્રારંભ.

## ભાગ ૧ લો.



**પ્રથમ નમું પર બ્રહ્મને, એજ ગુરૂ મમ દેવ ॥**
**વ્યાપક ગુણપતિ આતમા, આદ્ય શક્તિની શેવ.**

### શ્રી સદ્ગુરૂ સ્તુતિ.

( શ્લોક શાર્દુલ વિક્રિડીત. )

વંદુ વિષ્ણું વિરાટ વ્યાપક વિભૂ....વિશ્વેશ....વિશ્વંભરા,
પુર્ણાનંદ પુરાણ પુરૂષોત્તમા....પરમાતમા પૂજ્યંપરા,
આનંદાત્મ અખંડ ઐકય અજરા, ૐકાર અમ્મર ઇશ્વરા,
સદ્ગુરૂ સત્ય સ્વરૂપ સર્વ સ્થળમાં–સ્વામી સખા શ્રીવરા. ॥૧॥

———:✻:———

## મંગળા ચરણ.

( કલ્યાણ રાગ. સિધ્ધિબુધ્ધિના પતિ–)

જય ગણેશ, જય ગણેશ, જય ગણેશ....દે....વા....ટેક

ત્રિગુણાતિત રટત નિત્ય, રૂષિમુની ગણ સનકાદિક, (૨)
ધરત ધ્યાન ચરણ ચિત્ત, અલખ ઇષ્ટ એ....વા.... જય....

અજર, અમર, અકળ, ઈશ...સરવ દેવ ધરત શીષ. (૨)
સકળ હૃદયના રહીશ, પ્રગટ સુર્ય જે....વા.... જય....

બ્રહ્મા વિષ્ણુ ને મહેશ, નારદ શારદ ને સુરેશ. (૨)
સહસ્ત્ર મુખ જપત શેષ, કરત સકળ સેવા.... જય....

હે અરૂપ, સકળ, ભૂપ, સત્ય સનાતન વેદ સ્વરૂપ, (૨)
નિત્ય શુદ્ધ બુદ્ધ મૂકત, અકળ સ્વરૂપ એવા.... જય....

અજન્મ ઇશ સત્તાધિશ, વિશ્વવ્યાપી દિશદિશ, (૨)
"પુંજીરામ" પ્રણમે શિષ, અલખ લ્હાણુ લેવા....જય....

——:*:——

## ભજન. ૧.

( રાગ. સીંહાનો કાનડો, તાલ દીપચંદી. તારૂણી તુજથી, )

નાથ હમારે કૃષ્ણ કનૈયા, કૃષ્ણ કનૈયા બૈંસી બજૈયા–નાથ–ટેક.

ગોકુલવાસી મથુરા વાસી...........(૨)
યમુના કિનારે ગૌવા ચરૈયા...............નાથ હમારે........

કુબજા તારી કંસ વિદારી...........(૨)
કાલીય નાગકો નાથ નથૈયા...............નાથ હમારે........

દેવકી નંદન ભયભીડ ભંજન...........(૨)
પ્રાણવલ્લભ બળભદ્રકે ભૈયા...............નાથ હમારે........

પાન્ડવ તારી કૌરવ મારી...........(૨)
અર્જુન રથ રખવાળી કરૈયા...............નાથ હમારે........

કુબજા કાળી હોઈ પીયારી...........(૨)
સખીયનકા કયોં હૃદય ચુરૈયા...............નાથ હમારે........

મુરલી વિહારી ગોપીયોં તારી...........(૨)
ચક્ર સુદર્શન કરપેં ધરૈયા...............નાથ હમારે........

દુર્યોધન ઘર મેવા હી ત્યાગી...........(૨)
ભાજી વિદુર ઘર પા કે ધરૈયા...............નાથ હમારે........

મોહન મ્હારા પ્રાણ આધારા...........૨,
"પુંજી" કહે મેરી તાર તું નૈયા...............નાથ હમારે........

———:※:———

## ભજન. ૨.

(રાગ. પ્યારે પ્રભુકા ધ્યાન લગાતો સહી.)

મને ભક્તિના મારગે જાવા દીયો....(૨)
મને રંગે રેલમછેલ થાવા દીયો. (૨)
મારા પાપનો પોટલો જલાવા દીયો....(૨)
મારી નિંદા ઘરોઘર થાવા દીયો (૨)....ટેક૦

(સાખી)

પડવે તે પરથમ પ્રેમ થાતાં, સંતથી સોબત થશે.
સતસંગ કરતાં કારમો....અભિમાન તો ચાલ્યો જશે.

રૂડા રામથી રંગ જમાવા દીયો.......
ગાજી ગોવિંદના ગુણ ગાવા દીયો.......મને૦

બીજે બુદ્ધિ આવશે, અભિમાન જ્યાં નીકળી ગયો.
સદ્‌ગુરૂ મળશે શોધતા, અજ્ઞાન પડદો દૂર થયો.

ગુરૂની ભક્તિ બરાબર થાવા દીયો....
પંચ સુત્રની કંઠી બંધાવા દીયો....મને૦

ત્રીજે તેમાં ધ્યાન આપો, પંચ સુત્ર કીયાં કીયાં.
પ્રથમ સત્ય શીરોમણી....અઘટીત આહાર કરાય ના.

પરનારી જનેતા સમ જાણી લીયો....
પર પુરૂષ પીતાજી પીછાણી લીયો....મને૦

ચોથે તે ચોરી કોઈની, કરીયે ન મન વાણી થકી.
કદી જીવ હિંસા નહિ થશે સતસંગ ના પરતાપથી.

શબ્દ સ્પર્શ વિકાર જલાવા દીયો....
મને રસ રૂપ ગંધ તજાવા દીયો....મને૦

પાંચમે પંડિત મુર્ખ લાગ્યા, મુર્ખમાં મહા વિદ્વતા.
રંક લોક ગાદી ભોગવે, રાજા રહ્યા ભિખ માગતા.

મને જ્ઞાન ગરીબીમાં ન્હાવા દીયો....
લોક લજ્જામાં લ્હાય મુકાવા દીયો....મને૦

છઠ્ઠે છબીલો શ્યામસુંદિર, દાસ પર કીરપા કરે.
મીસરી ભળે કેળાંમાંહી, મુળામાં જઇ મીઠુ મળે.
એવી ધ્યાનમાં ધ્યાન ઉડાવા દીયો....
બેઉ હાથની તાળીયો બજાવા દીયો....મને૦

સાતમે સ્વર સાતે તણાં, સિદ્ધાન્ત સો સ્હેલાં થશે.
પરમાત્મ વસ્તુ કયાં વસે, સમજ્યામાં તે આવી જશે.
ઘટો ઘટમાં ગોવિંદ દીખાઇ દીયો....
રગે રગમાં તો રાસ રમાઇ રહ્યો....મને૦

આઠમે આપ તપાસતાં, શુદ્ધ દેહની ભુલી જશો.
અંતર અનુભવ મેળવી, હલકાથી હલકા થઈ જશો.
મારૂં ભારેપણું તે ભૂલાવા દીયો....
મારી અંતરની જાળી ખુલાવા દીયો....મને૦

નવમીયે નવધા ભકિતને, નિત્ય નિત્ય નિવેદ જમાડીયે.
રજની દિવસ રગ રગ તપાસી, હુંપદને વણસાડીયે.
સ્વાદ કેવો છે તે તો તપાસી લીયો....
સેવા સંતની હરનીશ થાવા દીયો....મને૦

દશમીયે દશ અવતારના, ઉદેશ ઊરમાં આણશો.
સંક્ષિપ્તમાં સમજી જવાથી, જીવના શિવ થઇ જશો.
મ્હારૂં જન્મ મરણ દુઃખ જાવા દીયો....
મારા ટાંપાની તેરીખો ખાવા દીયો....મને૦

એકાદશી અપવાસની, આખો દીવસ આનંદમાં.
જાગ્રણ કરો તે રાત્રિયે, ભાઇ રામ રીઝે રંગમાં.

સૌને આનંદ રસ ઉભરાવા દીયો....
ભારે ભજન ભડાકા તો થાવા દીયો....મને૦

બારશે બમણો લાભ લેવા, જન્મ લઇ સૌ આવીયા.
મૂડી મલીદા સર્વ ખોયું, લાજમાં લુંટાઇ ગયા.
દ્વેષાદેષીના ડોળ તજાવા દીયો....
સર્વે સમજી શરણુ પદ લેતા રીયો....મને૦

તેરશે ત્રણ ગુણથી તરો, તો દ્વૈત ભાવ જતો રહે.
અમૃત સરિતા તો સદા, અંતર વિષે હરદમ વહે.
માટે સંત સરિતામાં ન્હાતા રીયો....
રાજી રાજી રગે રગે થાતા રીયો....મને

ચૌદશે ચૌદે લોકથી, શાન્તિ તુરત આવી મળે.
મહા મોક્ષ મુક્તિ થઇ જતાં, અનહદમાં જ્યોતિ જળહળે.
વિરા આળસ ઉંઘ ઉડાવી દીયો....
હજુ અવસર બાકી છે ચેતી લીયો....મને૦

પુનમે પુર્ણાનંદ પરમાનંદ આનંદ થઇ ગયો
પ્રણામ "પુંજીરામ"ના સૌ સંતના શરણે રહ્યો
મારા પામરના દોષ વિસારી દીયો
મને સંતસમાગમ નિત્ય દીયો....મને૦



## ભજન—૩

રાગ ઉપરનોજ.

શાણા સંતો અભયપદ મેળવજો. (૨)
રૂડા ભકિતના મારગમાં ભળજો. (૨)
તમે તત્વ શોધન કરીને તરજો. (૨)
વ્હાલા સદ્‌ગુરૂનાં શરણાં ધરજો—ટેક૦

અભયપદ જગમાં જરૂર, મુકિત તણું મૂળ દ્વાર છે,
નિરભય થવા યમપાશથી, સમજણ સરવનો સાર છે.
વ્હાલા ભકિતનાં સુત્રો શ્રવણ ધરજો.
વ્હાલા તત્વ વિચારે મનન કરજો—શાણા૦

કર્મો કર્યાં વિધ વિધ છતાં, ભય ભૂત જો ભાગ્યો નથી.
તીર્થો ભલે અડસઠ કર્યાં, પણ જરૂર તે જાગ્યો નથી.
વ્હાલા જન્મ મરણ ભય દુર કરજો.
વ્હાલા નિરભય દ્વાર વિષે ઠરજો—શાણા૦

ભય એજ સુક્ષમ વાસના, મૃત્યુ જન્મને આપશે.
એ અન્ય થઇ જુદી પડી તો, લક્ષચોરાશી જશે.
વ્હાલા દ્વૈત બુદ્ધિને તેથી પરહરજો.
વ્હાલા અદ્વૈતમાં હરદમ ફરજો—શાણા૦

સૌ શાસ્ત્ર જાણ્યે શું થયું, જો ભય ભુજંગ ટળ્યો નથી.
વેદો ભણ્યા પણ શું વળ્યું, પ્રભુનો પ્રદેશ મળ્યો નથી.
વ્હાલા પ્યારા પ્રભુનું શોધન કરજો.
વ્હાલા કયાંછે કેવા તે પ્રભુ ઉર ધરજો—શાણા૦

ભક્તિ કરી પ્રભુને ન જાણ્યા, ભય પીશાચ ગયો નહિ,
સાચું સ્વરૂપ ઓળખ્યા વિના, નિરભય જરૂર થયો નહિ.

બ્હાલા ભક્તિ જીવનને સફળ કરજો,
બ્હાલા સંતોના શબ્દો મનન કરજો—શાણા૦

ભય જગતનો, ભય સ્વપ્નનો, ભય સ્વર્ગ નર્ક કુતર્કનો,
ભય લોકનો પરલોકનો, ભય જન્મ મરણ કુકર્મનો

બ્હાલા દેહ દશાના ભય દૂર કરજો,
બ્હાલા આત્મસ્વરૂપમાં અભય ફરજો—શાણાં૦

શું થયું ગ્રંથો રચ્યા, વાદો વધ્યા આસ્માન જઇ,
ભાષણ કર્યાં લાખો મનુષમાં, તોય ચિંતા નવ ગઈ.

બ્હાલા ધર્મો વિવિધ વિધ નવ ધરજો,
બ્હાલા મમતા કુસંપ ભય પરહરજો—શાણા૦

શું થયું જ્ઞાની થયા, માની થયા ગુરૂ થઇ રહ્યા,
શાસ્ત્રાર્થમાં સૃષ્ટિ જીત્યા, પણ કલેશ ભય તો નવ ગયા.

બ્હાલા સર્વે શ્વાસોને નિરભય કરજો,
બ્હાલા ચિંતા ચુડેલને તો નવ ધરજો—શાણા૦

સાચો સનાતન ધર્મ છે, આદિ અનાદિ ઐક્યતા,
એ મુખ્ય માર્ગે બહુ ગયા, રૂષિમુનીયો સુખીયા હતા,

બ્હાલા ઐક્ય અખંડ પ્રભુને વરજો,
બ્હાલા પરમ પ્રભુજીને જઈ મળજો—શાણા૦

સાચું સ્વરૂપ જયારે જડે, પ્રભુની પુરણ પારખ પડે,
નોબત ગગન ગઢ ગડગડે, તો ભય ત્રિલોકે નવ નડે.

વ્હાલા ભયના મારગે ડગ નવ ભરજો,
'પુંજીરામ'ની અરજી આ ઉર ધરજો—શાણા૦

—:*:—

## ભજન ૪.

## અથઃ સુરતી વિવાહ.

(રાગ—પાવઠડે પગ દઈને ચડો રે વરરાજા.)

નિશ્ચયના મહેલે આવે મારો વ્હાલમો,
નિશ્ચયથી શીદ પાછા પડીયે રે. આવો સંતો ઉમંગે ટેક૦ ૧
સંતો ઉમંગે આવો અનહદ આનંદે,
ભકિતમાં ભળવા રૂડા રંગે રે, આવો સંતો ઉમંગે. ૨
પ્રાણ પુરૂષ અને બુધ્ધિ બાઈ નારી,
મનમાં વિચાર તે કરે છે રે, આવો સંતો ઉમંગે. ૩
બુદ્ધિ બાઈ કહે છે મ્હારી, સુરતા કુંવારી,
સુંદિરવર સ્વામી શોધી લાવો રે, આવો સંતો ઉમંગે. ૪
સ્વામી વિનાની સુરતી વન વન ઝુરે,
પરણાવી સાસરીયે વોળાવો રે, આવો સંતો ઉમંગે. ૫
પ્રાણ પુરૂષ સ્વર્ગે શોધવા ચાલ્યા,
બ્રહ્મપુરીમાં જઇને થોભ્યા રે, આવો સંતો ઉમંગે. ૬
વૃદ્ધ બ્રહ્માને દેખી મનમાં વિચાર્યું,
સુરતા ન્હાનાં ને બ્રહ્મા મોટા રે, આવો સંતો ઉમંગે. ૭

પ્રાણ પુરૂષ ત્યાંથી કૈલાસે આવ્યા,
કૈલાસે જોયા શંકર જોગી રે, આવો સંતો ઉમંગે. ૮
વાઘામ્બર ભુષણ શિવને સરપોના ભારા,
તે દેખી દીલમાં બહુ ગભરાયા રે, આવો સંતો ઉમંગે. ૯
રવિ મંડળ માં ભાનુ તાતા રે દીઠા,
શશી શીળો પણ ખાંપણ ખોટુ રે, આવો સંતો ઉમંગે. ૧૦
નાથદ્વારામાં ટેરા વારે વારે આવે,
ત્યાં સુરતાને શી રીતે ફાવે રે, આવો સંતો૦ ૧૧
પ્રાણ પુરૂષ ત્યાંથી પાછારે આવ્યા,
બુધ્ધિએ પુષ્પેથી વધાવ્યા રે, આવો સંતો૦ ૧૨
સર્વે સુખ દુઃખની વાતો સંક્ષેપે જાણી,
બુદ્ધિ બોલ્યાં છે ઉલટ આણી રે, આવો સંતો૦ ૧૩
ભારત ભુમિમાં વ્હાલા ડાકોર છે રૂડુ,
સ્વામી ત્યાં સુરતા બાને સાંધો રે, આવો સંતો૦ ૧૪
પ્રાણ પુરૂષ ત્યાંથી ડાકોરે આવ્યા,
રણછોડરાયને નીરખી ભાવ્યારે, આવો સંતો૦ ૧૫
મોર મુગટને વ્હાલા મોરલીછે હાથમાં,
મકરાકૃત કુન્ડળ કાને શોભે રે, આવો સંતો૦ ૧૬
પ્રાણ પુરૂષ તે નીરખી બહુરે હરખાણા,
ચાંલ્લો કરીને શ્રીફળ આપ્યું રે, આવો સંતો૦ ૧૭
રણછોડ રસીયા સાથે સુરતાબા સાંધ્યાં,
સુંદિર વર સાથે સગપણ સાંધ્યું રે, આવો સંતો૦ ૧૮

માણેકઠારી પુનમે લગ્ન લીધું છે,
પ્રીતમજી પરણવા પધારો રે, આવો સંતો૦ ૧૯
વિનતી સુણીને જાનો જુક્તિથી જોડી,
સુરતાને વરવા વ્હાલો આવ્યા રે, આવો સંતો૦ ૨૦
હોંશના હાથીએ બિરાજ્યાછે વ્હાલમો,
ઉમંગની અંબાડી શણગારી રે, આવો સંતો૦ ૨૧
મુક્તિ બાઇ તો પ્રભુનાં લુણ ઉતારે,
ભલાઈ ભાગોળે જાનો આવીરે, આવો સંતો૦ ૨૨
ધર્મ સંતોષ જ્ઞાન વિવેક દીકરા,
સામૈયું લઇને સામા આવ્યા રે, આવો સંતો૦ ૨૩
સર્વે આવીને પ્રભુના ચર્ણોમાં પડીયા,
વ્હાલાને પુષ્પેથી વધાવ્યારે, આવો સંતો૦ ૨૪
જાનીવાસો જુવાની ફળીયામાં આપ્યો,
નિશ્ચયના મ્હેલે વ્હાલો આવ્યારે, આવો સંતો ૨૫
શાન્તિ ક્ષમા દયા ને અક્કલ વહુ આવ્યાં,
પ્રીતમને નીરખીને હરખાયાં રે, આવો સંતો૦ ૨૬
જ્ઞાનના ઘોડલીયે બિરાજ્યા છે નાથજી,
ટેક તોરણીયે વ્હાલો આવ્યા રે, આવો સંતો૦ ૨૭
શિવ સનકાદીક જેની સ્તુતિ કરે છે,
વેદ કરે છે જેનાં ગાનો રે, આવો સંતો૦ ૨૮
શાન્તિ બા આવ્યાં છે સંતોષની નારી,
દયા તે ધર્મરાયનાં નારી રે, આવો સંતો૦ ૨૯

વૈરાગ્ય વિરનાં નારી સમતાબા આવ્યાં,
ક્ષમા વિવેક વિરનાં સોહીયે રે, આવો સંતો૦ ૩૦
લાડકડાં અક્કલ વહુ તે હળવેથી આવ્યાં,
વિચાર કેરાં નવલાં નારી રે, આવો સંતો૦ ૩૧
તર્તજ અક્કલ વહુએ આગળ વધીને,
ભાવે ભક્તિનું લીધું લ્હાણું રે, આવો સંતો૦ ૩૨
પ્રાણ પુરૂષ અને બુદ્ધિ બાઈયે તો,
ગૃહશાન્તિ કાયા મધ્યે કીધી રે, આવો સંતો૦ ૩૩
પૂર્ણાહુતી વેળાયે પૂરણ પ્રેમથી,
શ્રીફળ તો સંશય કેરૂં હોમ્યું રે, આવો સંતો૦ ૩૪
બુદ્ધિ બાઇયે તો પહેરી પ્રેમ પટોળી,
પુંખવા રણછોડજીને આવે રે, આવો સંતો૦ ૩૫
ચિત્ત સ્વરૂપી ચોળી અંગે ધરી છે,
ભક્તિનો રૂડો રંગ ચડાવ્યો રે, આવો સંતો૦ ૩૬
વ્હાલપણાની નાકે વાળી પહેરી છે,
પોંખી લેવા છે વનમાળી રે, આવો સંતો૦ ૩૭
દાસપણાની માથે દામણી પહેરી,
શિયળનો ચાંલ્લો ચોંટાડયો રે, આવો સંતો૦ ૩૮
ચતુરાઈનો હાથે ચુડોરે પહેર્યો,
વિવેકનો વાંક કરમાં ધાર્યો રે, આવો સંતો૦ ૩૯
હેતનો હૈંયે ચંદનહાર પહેર્યો છે,
પોંખી લેવા શ્રીરણછોડરાયા રે, આવો સંતો૦ ૪૦

નીમંતાનાં તો પાયે નેપુર પહેર્યાં,
કંચનનો થાળ ધરીયો હાથે રે, આવો સંતો ૦ ૪૧
અહંકારની તો એંડી પેંડી કરી છે,
શોકના સળીયા ફેંકી દીધા રે, આવો સંતો ૦ ૪૨
કુટીલતાનાં બ્હાલે કોડીયાં ભાગ્યાં,
મનના મંડપમાં બ્હાલો આવ્યા રે, આવો સંતો ૦ ૪૩
નિયમ ને નેકના બાજોઠે બિરાજ્યા,
સુરતાને સામાં જઈ પધારાવ્યાં રે, આવો સંતો ૦ ૪૪
સુરતા બા કહે છે મારાં પરીયાંને તાર્યાં,
ચિત્તનાં તે ચીર પ્રેમે પહેર્યાં રે, આવો સંતો ૦ ૪૫
સદગુરૂ પરણાવે છે હેત ધરીને,
બ્રહ્મ અગ્નિ ત્યાં ચેતાવ્યો રે, આવો સંતો ૦ ૪૬
કામ ક્રોધને વળી મદ મત્સરના,
જવ તલ સર્વે હોમી નાખ્યા રે, આવો સંતો ૦ ૪૭
હાથેવાળો રે હરિ શું ઉમંગે કીધો,
ધરણીધર ધ્યાનમાં ઉતાર્યા રે, આવો સંતો ૦ ૪૮
સદગુરૂજીની સાને સમજી જવાથી,
હુંપદ નાં ઘૃત હોમી નાખ્યાં રે, આવો સંતો ૦ ૪૯
ભાવ કંસાર વ્હાલો જમવાને બેઠા,
વર કન્યા પ્રીતે પરણી ઉઠયાંરે, આવો સંતો ૦ ૫૦
ચારે મંગળ ફેરા ફરીયા છે વ્હાલમો,
બ્રહ્માસન ગોત્રજને જઈ પ્રણમ્યા રે, આવો સંતો ૦ ૫૧

અલબેલા શ્યામ કેરી ઉપરણીને,
સુરતાના ચિત ચીર સાથે સાંધી રે, આવો સંતો૦ ૫૨
સજ્જડ સદ્ગુરૂએ જ્યારે ગાંઠયો રે વાળી,
સુરતાને હર્ષ અતિ ઉભરાયો રે, આવો સંતો૦ ૫૩
સુરતાબાઇએ તો પુરા પ્રેમે કરીને,
અંતર્યામીને બહુ અવલોકયા રે, આવો સંતો૦ ૫૪
પ્રાણ પુરૂષ બુદ્ધિબાઇને કહે છે,
વ્હાલાને વારણીયે તો જઇયે રે, આવો સંતો૦ ૫૫
પહેરામણીમાં પ્રાણે પ્રીત કરીને,
તન મન ધન સર્વે આપ્યાં રે, આવો સંતો૦ ૫૬
બુદ્ધિબાઇ શીખામણ સુરતાને કહે છે,
સ્વામીની સેવા કરજો સારી રે, આવો સંતો૦ ૫૭
સુરતી કહે છે સુણો માતાજી મારાં,
ચૌદે બ્રહ્માન્ડનો એ સ્વામી રે, આવો સંતો૦ ૫૮
અલબેલા સાથે અમે હરનિશ ખેલશું,
વ્હાલાની સેવા કરશું નિત્યે રે, આવો સંતો૦ ૫૯
બુદ્ધિબાઇ કહે છે પુત્રી લજ્યા નવ લોપીયે,
ક્ષણુ નવ અળગાં એથી રહેજો રે, આવો સંતો૦ ૬૦
સુખના સંદેશા કેરી વાતો તમારી,
ડાહ્યાં થઇ દીકરી અમને કહેજો રે, આવો સંતો૦ ૬૧
વિવેક વૈરાગ્ય બન્ને ભ્રાતો તમારા,
પુત્રી એ તેડે ત્યારે આવો રે, આવો સંતો૦ ૬૨

ગુરૂકૃપા ને નરસેરામ કૃપાથી,
"પુંજીરામે" ભગવદ ગુણ ગાયા રે, આવો સંતો૦ ૬૩

——:*:——

## ભજન ૫

(રાગ, હરિ ભજનથકી—છોટા હોય તે સૌથી મોટા થાય છે.)

સતસંગ વડે, માનવદેહ જરૂર સફળ થઈ જાય છે,
સદ્‌ગુરૂજી મળે, પરમ પ્રભુ અંતરમાં પરગટ થાય છે.—ટેક

સતસંગે બહુજન ઓધરીયા—(૨)
તરી ગયા જગત દુઃખના દરીયા—(૨)
મારો નાથ ઘણા જનને મળીયા—સતસંગ વડે૦

સતસંગતથી સુખ સૌ મળશે—(૨)
કોઇ ભાવે ભજનમાં જઇભળશે—(૨)
તેની ઈકોતેર પેઢી તરશે—સતસંગ વડે૦

સતસંગતથી રોહીદાસ તર્યા—(૨)
વળી શીવરીને શ્રી રામ મળ્યા—(૨)
અજામેળ જેવા પણ અધમ તર્યા—સતસંગ વડે૦

સતસંગે સજન કસાઇ તર્યો—(૨)
પાવન ખીચડો કરમાનો કર્યો—(૨)
ગુણકાનો મુગટ પ્રભુ શીશ ધર્યો—સતસંગ વડે૦
મીરાંબાઈ ગીરધર વરને વરીયાં—(૨)

જનાબાઈ પંઢરપુર ઓધરીયાં—(૨)
સેના નાવિકનાં કારજ સરીયાં—સતસંગ વડે૦

સતસંગે નિજ સ્વરુપ જડશે—(૨)
વળી બ્રહ્મસ્વરૂપ પણ સાંપડશે—(૨)
પછી લક્ષચોરાશી નહિ નડશે—સતસંગ વડે૦

સતસંગે જગત દવ દૂર થશે—(૨)
જીવતાં મુક્તિસુખ ભોગવશે—(૨)
"પુંજીરામ" તે બ્રહ્મ વિષે ભળશે—સતસંગ વડે૦

———:*:———

## ભજન ૬

રાગ (હરિ ભજનથકી, છોટા હોય તે સૌથી,)

ધન્ય શામળીયા, ભકતો નેલાડ લડાવ્યાં પુરણ પ્રેમથી–ટેક૦
પ્રભુજી મળીયા, પ્રેમ લગાડી રાસ રચ્યો બહુ રહેમથી

આપે પરગટ દરશન આપ્યું છે—(૨)
કષ્ટ કોટી જનમનું કાપ્યું છે—(૨)
પ્રભુ થાણું હૃદયમાં સ્થાપ્યું છે—ધન્ય શામળીયા૦

વ્હાલા પ્રગટ સ્વરુપ મને બહુ ભાવે—(૨)
નીરખીને ઉલટ ઉભરાઈ આવે—(૨)
હવે તારા વિના તો મને નહિ ફાવે—ધન્ય શામળીયા૦

વ્હાલા ત્હારા વિના કેમ રહેવાશે—(૨)
હવે ફરી દરશન ક્યારે થાશે—(૨)
પ્રભુ....ઝુરી ઝુરીને મ્હારો જીવ જાશે—ધન્ય શામળીયા૦

મને પોતાનો જાણી લેજો—(૨)
દયા લાવીને દરશન નિત્ય દેજો—(૨)
મારા હ્રદય—કમળ વચમાં રહેજો—ધન્ય શામળીયા૦

પ્રભુ અમે તમારા, તમે મ્હારા છો—(૨)
સહુ જનનાં દુઃખ હરનારા છો—(૨)
મારી આંખલડીના તારા છો—ધન્ય શામળીયા૦

વ્હાલા પ્રેમપણે હદવાળી છે—(૨)
ત્હારા વિયોગે દેહ મેં ગાળી છે—(૨)
તારી મુરતિ મધુર મરમાળી છે—ધન્ય શામળીયા૦

કહાના કરૂણા અમ પર તું કરજે—(૨)
મ્હારા વિયોગ દુઃખને ઝટ હરજે—(૨)
"પુંજીરામ"ની અરજી ઉર ધરજે—ધન્ય શામળીયા૦

——:•:——

## ભજન—૭

(રાગ. સમુરતાં બેઠાં સતસંગનાં.)

રાધે કૃષ્ણ રાધે કૃષ્ણ બોલીયે—(૨)
વ્હાલાની ભક્તિ વડે....તરીયેરે—(૨).........રાધે કૃષ્ણ ૦
મનુષા જનમ મળ્યો મહા મણી—(૨)
સાર્થક જીવતરનું....કરીયે રે—(૨).........રાધે કૃષ્ણ ૦

અવસર આવો ફરી નહિ મળે—(૨)
ભાવે ભૂધર વર ને....વરીયે રે—(૨)..........રાધે કૃષ્ણ૦
સતસંગ સંતો સાથે કિજીયે—(૨)
દૂરીજનને દુર થકી...તજીયે રે—(૨)..........રાધે કૃષ્ણ૦
સંતો તણા શબ્દો વિચારીયે—(૨)
સમજણ લઇ લઇને ડગ ભરીયે રે—(૨)...........રાધે કૃષ્ણ૦
સદ્દગુરૂ બ્રહ્મવેત્તા શોધીયે—(૨)
અનુભવ તત્વ વડે......તરીયે રે—(૨)..........રાધે કૃષ્ણ૦
તન મન ધન હરિને સોંપીયે—(૨)
મમતાઓ જીવ પદની પર હરીયે રે—(૨)...........રાધે કૃષ્ણ૦
'પુંજીરામ' નીજ રૂપે સમાઈજતાં—(૨)
સ્વરૂપોમાં છુટા છેડે....ફરીયે રે—(૨)...........રાધે કૃષ્ણ૦



## ભજન–૮.

રાગ. (વંદ્રાવન વાંસળી વાગીરે, નંદાજીના)

મધુવન મોરલી વાગીરે, કુંવર નંદના હો કહાન....ટેક
હાલો ગોવાલણો જોવાને જઈએ, પેલા ગાયો ચારે ગોવિંદ રે,
........મોરલી વાગીરે, કુંવર નંદના હો કહાન,
ઘરમાં ઘેલી ફરૂં રે, કુંવર નંદના હો કહાન, (૨)
કનૈયાના કામણમાં કંઈક કંઈક થાય રે, મોરલી૦

મુજથી શાને રીસાયા, કુંવર નંદના હો કહાન, (૨)
વ્હાલા ત્હારી વાંસળીએ કીધાં ચકચુરરે, મોરલી॰
વનમાં ભુલી પડીરે, કુંવર નંદના હો કહાન, (૨)
વ્હાલા તારા પગલાં જોતી જોતી જાઉરે, મોરલી॰
કપટી શાને થયારે, કુંવર નંદના હો કહાન, (૨)
મુજને વ્હાલા બનાવી બેભાન રે, મોરલી॰
અમને આવી મળો, કુંવર નંદના હો કહાન, (૨)
નહિ તો છોડીશ મ્હારા પ્રાણ રે, મોરલી॰
"પુંજીરામ" વિનવે રે કુંવર નંદના હો કહાન, (૨)
અમને રાખો ચરણુની પાસ રે, મોરલી॰

——•——

## ભજન–૯.

(રાગ–મોકલ મોકલ વેવઈ વેલડીયો.)

મોકલ મોકલ શ્રીહરિ વેમાનીયા–(૨)
બેસી આવે છે સતસંગી સંસારીયાં–(૨)
તારા દિલના દેવળ માંહે, "કેવું દેવું" વ્હાલા "જોયા જેવું"
"બ્રહ્મા ભૂલા પડયા," "જોગી ફાંફાં મારે,"
કોઈ સંત છબીલા આવે છે–(૨)
તારા ચરણુના સેવકો આવે છે–(૨)...........ટેક
મોકલ મોકલ શ્રીહરિ ભકિત તારી–(૨)
જેમાં બેસી આવે વ્હાલા નરને નારી–(૨)...............તારા॰

મોકલ મોકલ શ્રીહરિ ગરીબી–(૨)
મ્હારા અવગુણ ના જોશો જરી બી–(૨)...............તારા૦

મોકલ મોકલ શ્રીહરિ નાવલીયા–(૨)
બેસી આવે હરિજનો ભાવલીયા–(૨)............તારા૦

મોકલ મોકલ શ્રીહરિ જ્ઞાન ઘોડો–(૨)
સામો આવે છે સંતોનો વરઘોડો–(૨)............તારા૦

મોકલ મોકલ શ્રીહરિ શાન્તિ નારી–(૨)
સામી આવે જીવાભાઈની જાનો મ્હારી............તારા૦

મોકલ મોકલ શ્રીહરિ વૈરાગી–(૨)
મ્હારી જનમો જનમની ભીડ ભાંગી............તારા૦

દીન દાસ "પુંજીરામ" લેજો તારી–(૨)
રહેજો સંતોના ચરણોમાં સુરતા મ્હારી............તારા૦

---

## ભજન ૧૦.

( રાગ. મોહે પનઘટપે નંદલાલ છેડ ગયોરે.)

મેરે ચિત્તડા કા નંદલાલ ચોર ગયોરે,–ટેક
ચોર ગયોરે કનૈયા ચોર ગયોરે,......મેરે ચિતડા૦

જબરી જાદુતા નયનોંમેં દીખાઈ ગયો, (૨)
કુમળાં....કલેજા કયૌં કોર ગયોરે,......મેરે ચિતડા૦

રાધા ઔર કૃષ્ણ મેરે દિલમેં દીખાઇ ગયો, (૨)
બનમેં તું જલમે સમાઇ રહ્યોરે,......મેરે ચિતડા૦

અય કનૈયા હમકો તું કાહે તલસાય રહ્યો, (૨)
સબ જનકો તજકે કયૌં ભાગ ગયોરે,......મેરે ચિતડા૦

નંદલાલ નયનોકે તારે હમારે, (૨)
હમસેં તું કૈસે છુપાઇ ગયોરે,......મેરે ચિતડા૦

પ્રેમી જનકો પ્યાલી પ્રેમકી પીલાઇ ગયો, (૨)
હમકો તું રાસમેં ખેલાઇ ગયોરે,......મેરે ચિતડા૦

ગ્વાલબાલ નરનારી સબકો સમજાય ગયો, (૨)
સ્વર્ગનકી સિધ્ધિ લુંટાય ગયોરે,......મેરે ચિતડા૦

કહેતે હૈં "પુંજીરામ" જાનું મેં તેરો કામ, (૨)
દ્રષ્ટિસેં દીલમેં સમાય ગયોરે......મેરે ચિતડા૦

---

## ભજન ૧૧

( રાગ. કબસુમરોગે રામ. )

સુમરો સદા શ્રીરામ, સજ્જન નર. સુમરો સદા શ્રીરામ,—ટેક—

સ્નેહ લગા મુઝે શ્યામ સુંદિરસે, (૨)
વોહી હૃદય બિસરામ...........સજ્જન નર...સુમરો૦

આનંદમૈં દીન જાત હમેરા, (૨)
રટત રહું યહી નામ...........સજ્જન નર...સુમરો૦

રામ નામ જો સુમરત નાહિ, (૨)
તાકો નહિ બિશ્રામ............સજ્જન નર...સુમરો૦
રામકે નામસે પત્થર તરીયા, (૨)
અજબ કીયો યહી કામ............સજ્જન નર...સુમરો૦
રામચરણ રજ અહલ્યા ઉદ્ધારી, (૨)
સીબરીકે સબ સુખ ધામ.........સજ્જન નર...સુમરો૦
"પુંજીરામ" કહે, સુનોભાઇ સંતો, (૨)
ભક્તિ ઠરનકો હૈ ઠામ.........સજ્જન નર...સુમરો૦



## ભજન ૧૨

(રાગ. ઉપરનો.)

ભક્ત તણા રખવાળ, પ્રભુ તમે, ભક્ત તણા રખવાળ,—ટેક—

પ્રેમ ધરી પ્રભુ આપ પધાર્યા, (૨)
બની વામન બળી દ્વાર.........પ્રભુ તમે...ભક્ત૦
નરસિંહ મહેતાને હારજ આપ્યો, (૨)
કેદારો લાવ્યા કિરતાર,.........પ્રભુ તમે...ભક્ત૦
નિચ જાતિમાં રોહીદાસ જનમ્યા, (૨)
તેની પાતળ જમનાર.........પ્રભુ તમે...ભક્ત૦

રંકા વંકા હતાં કુંભાર જાતે, (૨)
તેને મળ્યા છો મોરાર.........પ્રભુ તમે...ભકત૦

શેઠ સગાળશા ચંગાવતિ નારી, (૨)
પુત્ર વધેર્યો તત્કાળ.........પ્રભુ તમે...ભકત૦

ગોરો કુંભાર જે દાસ તમારો, (૨)
ઘાટ ઘડયા ઘર મ્હાર.........પ્રભુ તમે...ભકત૦

દામાજીને પડયું દુઃખ દયાથી, (૨)
વિઠ્ઠલ બનીયા મહાર.........પ્રભુ તમે...ભકત૦

સેનો નાવિક ભૂલ્યો ભજનમાં, (૨)
તેનીય તક ભરનાર.........પ્રભુ તમે...ભકત૦

અજામેળ જે અધમ હતો તે, (૨)
નામે તર્યો તતકાળ.........પ્રભુ તમે...ભકત૦

ગજ ગુણકાને આપે ઉદ્ધારી. (૨)
ધન્ય હો દિન દયાળ,.........પ્રભુ તમે...ભકત૦

દાસ બની અર્જુન રથ હાંકયો, (૨)
દ્રૌપદી ચિર પુરનાર.........પ્રભુ તમે...ભકત૦

"પુંજીરામ" કહે કૃષ્ણ કનૈયા, (૨)
મારો કંઇ કરજે વિચાર.........પ્રભુ તમે...ભકત૦



## ભજન ૧૩

(રાગ. ઉપરનો.)

ભક્ત તણા પ્રતિપાળ, પ્રભૂ તમે, ભક્ત તણા પ્રતિપાળ. ટેક

ઝેર મીરાંનું હળાહળ પીધૂં, (૨)
ગીરધર નાચન હાર......પ્રભુ તમે...ભક્ત૦

પાંચ વરસના ધ્રુવજી બાળક. (૨)
વન દરશન દેનાર......પ્રભુ તમે...ભક્ત૦

પ્રહલ્લાદ પાળ્યો હીરણાક્ષને માર્યો (૨)
નરસિંહ રૂપ ધરનાર......પ્રભુ તમે...ભક્ત૦

ભક્ત વિભિક્ષણ શરણે લીધો (૨)
લંકાનો કીધો સરદાર......પ્રભુ તમે...ભક્ત૦

મિત્ર સુદામા દાસ દળીદ્ર ને (૨)
તન મન ધન દેનાર......પ્રભુ તમે...ભક્ત૦

મયુરધ્વજે જ્યારે કુર્વત મેલાવ્યું (૨)
પ્રગટ થયા તે વાર......પ્રભુ તમે...ભક્ત૦

ચંદ્ર હાસને વિષથી ઉગાર્યો (૨)
આપી વિષીયા નાર......પ્રભુ તમે....ભક્ત૦

રાજા હરિચંદ્ર મહા સત્યવાદિ (૨)
વેચ્યાં પત્નિને કુમાર......પ્રભુ તમે...ભક્ત૦

શવરીનાં બોરાંને કરમાનો ખીચડો (૨)
આરોગ્યા છો પ્રતિ પાળ......પ્રભુ તમે...ભક્ત૦

"પુંજીરામ" કહે કૃષ્ણ કનૈયા, (૨)
મારો તું સુણજે પોકાર......પ્રભુ તમે ભક્ત૦

———:*:———

## ભજન. ૧૪.

(રાગ—ઉપરનો)

નોધારાના આધાર, પ્રભુ તમે, નોધારાના આધાર, ટેક—૦
દાસ સુધન્વાને તેલમાં તળીયો, (૨)
તેલ શિતળ કરનાર......પ્રભુ તમે...નોધારાના૦
કૂંવરબાઇનું મામેરૂં પુર્યું, (૨)
આપ્યા છે રત્ન ભંડાર......પ્રભુ તમે...નોધારાના૦
સામળશાના સગપણ વખતે, (૨)
લીલા કરી છે અપાર......પ્રભુ તમે...નોધારાના૦
પારસ્વિને ધામે પધાર્યા, (૨)
ભાજી વિદુરની ખાનાર......પ્રભુ તમે...નોધારાના૦
અમરીષ રાજા દળવાને બેઠા, (૨)
વાયુ વિંઝન કરનાર......પ્રભુ તમે...નોધારાના૦
કાલો કૂંવર કમાલ કબિરનો,
બાળ બચાવન હાર......પ્રભુ તમે...નોધારાના૦
કુબજા કાળી કામણગારી (૨)
વશ થઇ ને વસનાર......પ્રભુ તમે...નોધારાના૦
"પુંજીરામ" કહે કૃષ્ણ કનૈયા, (૨)
મારે તમારો આધાર......પ્રભુ તમે...નોધારાના૦

———:*:———

## ભજન. ૧૫.

(રાગ—સૈંયા તેરી ગોદીમે,)

કનૈયા તેરે ચરણો મેં દિવાની બન જાઉંગી—ટેક.
દિવાની બન જાઉંગી દિવાની બન જાઉંગી—કનૈયા૦
ઐસી બજાકે પ્યારે દિલકો હીલાયા, (૨)
ઐસી કા નાદમેં મૈં ધ્યાની બન જાઉંગી—કનૈયા૦
તેરી સુરતિયા મેરે નયનોં મેં છાઇ, (૨)
વોહી ખુબસુરતિ મેં દીલજાની બન જાઉંગી.—કનૈયા૦
મેરે મંદીરમેં તેરી મૂરતી જમાઉં, (૨)
પુષ્પ ચંદનીયા દીપદાની બનજાઉંગી.—કનૈયા૦
સાધુ સંતનકા હમકો મૌકા દીલવા દે, (૨)
કૃષ્ણ કિર્તન મેં મૈં ગુલ્તાની બનજાઉંગી.—કનૈયા૦
તેરી શરનમેં મુજકો લે લે પીયારે, (૨)
ભક્તિ કર કરકે મૈં મસ્તાની બનજાઉંગી.—કનૈયા૦
નરતનકા જન્મ મેરા તુંહીં તું સુધારલે, (૨)
"પુંજીરામ" વો પ્યારે કી મીજમાની બનજાઉંગી.—કનૈયા૦

——:*:——

## ભજન ૧૬.

(રાગ. ધોળ.)

પ્રભુ આજ પધાર્યા મ્હારે આંગણે, (૨)
કર્યાં પાવન સહુ નર નાર.... આનંદ રસ ઉલટયો....ટેક
ધન્ય ધન્ય સુંદિર વર શ્યામળા, (૨)
મ્હારૂં મનડું ઠર્યું મ્હારા નાથ.—આનંદ૦
વ્હાલા વ્હાલ ધરીને પધારીયા, (૨)
અમને રંગે રમાડયા છે રાસ.—આનંદ૦
ધન્ય ભાગ્ય પ્રભુ દીન દાસનાં, (૨)
સદા રાખો પ્રભુ મને....પાસ.—આનંદ૦
વ્હાલા અળગો ન કરશો કૃપા કરી, (૨)
ઇચ્છું સેવા ને ભકિતનાં દાન.—આનંદ૦
પ્રભુદાસ જાણીને દયા કરી, (૨)
કીધો પાવન. "પુંજીરામ".—આનંદ૦

---

## ભજન ૧૭.

રાગ—(તમારી ભકિતમાં અમને ભેળજયોરે.)

પ્રીતે પ્રભૂજી પધારીયારે, (૨) ટેક૦
કરૂણા કરી સુંદિર શ્યામ રે—વ્હાલામારા—
+ + + +—મુજને ઘડી ના વિસારશોરે.

ભિખારી છું ભગવાનનોરે, (૨)
દેજો ભકિતના દાન રે,....વ્હાલામારા મુજને—(પ્રીતે૦)

લોભને મોહ તજાવજોરે, (૨)
કામને ક્રોધ હઠાવોરે........વ્હાલા મારા મુજને,—(પ્રીતે૦)

અપરાધી છું વ્હાલા આપનોરે, (૨)
અધમ ઉધ્ધારણ આપરે............વ્હાલા.—(પ્રીતે૦)

અલબેલા આશરો આપનોરે, (૨)
ભકત વત્સલ ભગવાનરે............વ્હાલા.—(પ્રીતે૦)

અનેક ભકત ઉધ્ધારીયારે, (૨)
મ્હારો પડયો શું વાંકરે............વ્હાલા.—(પ્રીતે૦)

અલબેલા અમને ઊગારજોરે, (૨)
લાગે "પુંજીરામ" પાયરે...........વ્હાલા.—(પ્રીતે૦)

———:※:———

## ભજન. ૧૮.

રાગ—(મેરી ગલીઆજારે શાળીયા.)

વ્હાલા નંદાજીકા લાલા, મતવાલા. ટેક
લાલા મતવાલા, છોગાળો મતવાલા............વ્હાલો૦

યમુનાકે તીરે વ્હાલા, બૈંસી બજાવે, (૨)
બૈંસી બજાવે પ્યારો, બૈંસી બજાવે, (૨)
ગૌવાં ચરાવન વાલા, મતવાલો...........વ્હાલો૦

બિંદા તે બનમેં વ્હાલેં, રાસ રચ્યોં હૈ. (૨)
રાસ રચ્યોં હૈ પ્યારેં, રાસ રચ્યોં હૈ, (૨)
એક ગોપીને એક કહાનો, મતવાલો............વ્હાલોં૦

દ્વારીકાંસેં પ્રભુ, ડાકોર આયે, (૨)
ડાકોર આયેં પ્રભુ, ડાકોર આયે. (૨)
લાગ્યોં ગુગરીઓંકો ભાલોં, મતવાલોં............વ્હાલોં૦

પાંચે પાન્ડવકો, પલ પલ બચાયા, (૨)
પલપલ બચાયા પ્યારેં, પલપલ બચાયા, (૨)
અર્જુન રથ રખવાળોં, મતવાલોં............વ્હાલોં૦

કુબજા કાલી વો, બડી કામણગારી, (૨)
કામણગારી પ્યારેં, કામણગારી, (૨)
વામેં કયા હુવો તું દિવાનોં, મતવાલો............વ્હાલોં૦

હરિજન પાલક, દુષ્ટ વિદારક, (૨)
દુષ્ટ વિદારક પ્યારેં, દુષ્ટ વિદારક, (૨)
દ્રૌપદિકો ચિર પુરન વાલોં, મતવાલોં............વ્હાલોં૦

વિરહાતૂર વૃજ, ગોપીયન રોકી, (૨)
ગોપીયન રોકી, કહાના ગોપીયન રોકી, (૨)
ગોરસ કી મટકી લુંટ ન વાલો, મતવાલો............વ્હાલોં૦

શ્યામ સુદિન્ર વર, નાથ હમારે, (૨)
નાથ હમારે, પ્યારે, નાથ હમારે, (૨)
પાગલ 'પુંજીરામનકો, પ્યારો. મતવાલો.........વ્હાલોં૦

———:*:———

## ભજન ૧૯.

(રાગ=રૂડે ગરબે રમે છે દેવી અંબિકાજો.)

કહાન....જાગો જાગો ને વાયાં વાણુલાં જો,....ટેક
આવો મહીનાં ફોડીને ખાવા માણુલાં જો............કહાન૦

સકળ શૃષ્ટિના સમસ્ત જીવો જાગીયા જો, (૨)
તારે દ્વારે દુંદૂભી વાજાં વાગીયાં જો.............કહાન૦

દેવ દરશન ને કારણે પધારીયા જો, (૨)
વ્હાલા વનના વૈરાગી વૃજ આવીયા જો.............કહાન૦

સકળ સુંદરીયો જળ ભરવા ગઇ જો, (૨)
તારી વાંટયો જુમના તીરે જોઇ રહી જો............કહાન૦

ગોપી ગોકુળથી મથુરામાં આવીયાં જો, (૨)
મહી વેચવાનાં માટ ભરી લાવીયાં જો............કહાન૦

તારી ગાવલડી ગામમાં ઘેલી ફરે જો, (૨)
ગોપ બાલકો બિચારા તલસી મરે જો...............કહાન૦

ઓ વ્હાલા કાનુડા શું દ્વાર ખોલતો નથી જો, (૨)
જોને જાગતો પડયો છે બોલતો નથી જો.............કહાન૦

તારી મંડળીના ગોવાળો આવી ગયા જો, (૨)
એ તો દર્શન વિયોગમાં ઝુરી રહ્યા જો............કહાન૦

મારા કંઠનો અવાજ હવે રહી ગયો જો, (૨)
અલી આવડો ઉંઘાળવો કયારે થયો જો............કહાન૦

અરજ રે સુતાંમાં હાર છોડી પડ્યાં જો, (૨)
'પુંજીરામ'નો વ્હાલોજીખુબ ખડખડ્યા જો.........કહાન૦



## ભજન ૨૦.

રાગ—(સમુરતાં બેઠાં....સતસંગનાં.)

ભક્તિ ની નિશાળે સંતો બેશીયે, (૨)
ભણતર ભગવદ નું...........ભણીયેરે. (૨) ટેક.

સરખા સરખા સંતો સાથે હળી મળી, (૨)
ચણતર અનુંભવનું...........ચણીયેરે....(૨)...ભક્તિની૦

સાચા સંતો રૂપી ગુરૂજી....સોધીયે, (૨)
ગણતર ગુરૂગમનું..........ગણીયેરે.....(૨)...ભક્તિની૦

બોલે બોલે તોલ તેનો તોલીયે, (૨)
વણતર સમજણનું...........વણીયેરે....(૨)...ભક્તિની૦

ચડતાં ચડતાં કલાસો ચઢાવીયે, (૨)
છણતર શંશયનું..............છણીયેરે....(૨)...ભક્તિની૦

બ્રહ્મજ્ઞ મ્હેતાને પરીક્ષા આપીયે, (૨)
બણતર........બ્રહ્મરૂપે...........બનીયેરે....(૨)...ભક્તિની૦

વેદાન્તી ગ્રંથોના પાંઠો પાઠે કરી, (૨)
હણતર સુક્ષમ વાસના હણીયેરે....(૨)....ભક્તિની૦

સાતે ભૂમિ સપ્ત શાળા પુરી કરી, (૨)
લ઼ણતર મૂકિત તણું...........લ઼ણીયેરે...(૨)...ભક્તિની૦

"પુંજીરામ" ધન્ય એવી માવડી, (૨)
જણતર શુરવિર ભકતનું જણીયેરે.....(૨)...ભકિતની૦

——:*:——

## ભજન. ૨૧.

રાગ.—(કબ સમરોગે રામ, અબતુમ,)

શ્યામ સુંદિર શણુગાર, અમારા,—
...........શ્યામ સુંદિર શણુગાર......ટેક.
શામળીયાની સ્હાય થશે તો. (૨)
પામું જરૂર ભવપાર.........અમારા....શ્યામ૦
ભગવત ભૂષણુ અંગ ધરીને, (૨)
નિરભય હું ફરનાર.........અમારા...શ્યામ૦
રામ ભજનનો રંગ ચડયો છે, (૨)
નહિ જગની દરકાર.........અમારા...શ્યામ૦
ગીરધર વિણુ પલ ગોઠે ન મુજને, (૨)
અંગ ઉઠે અંગાર.........અમારા...શ્યામ૦
રણુછોડ રસીયો રગ રગ વસીયો, (૨)
જગમાં ઠારોઠાર.........આમારા...શ્યામ૦
"પુંજીરામ" કહે. કૃષ્ણુ કનૈયો, (૨)
મુજ હૈયાનો હાર.........અમારા....શ્યામ૦

——:*:——

## ભજન, ૨૨.

રાગ—(નાગર વેલીયો રોપાવ.)

વ્હાલા. વ્હેલો વ્હેલો આવ્ય, મારા મોક્ષ મંડળમાં.
તારૂં મંડળ તેડી લાવ્ય, મારા મન્ન મંદીરમાં. —ટેક

હાં કદમ લતાની ડાળે. રૂડાં યમુનાજીની પાળે, (૨)
પ્રભુ રાસ તો રચાવ્ય, તારા પ્રેમ ટોળામાં...વ્હાલા૦

હાં નંદન વનની વાટે, રૂડા પ્રેમ ફુવારા ઘાટે. (૨)
મને તાત તું તેડાવ્ય, તારા પ્રેમ ટોળામાં....વ્હાલા૦

જગ મૃગ જળનુ સુખ એવુ, જાણે અગ્નિ જવાળા જેવુ. (૨)
મારી વૃત્તિ સ્થિર નવ થાય, જગની મોહજાળોમાં...વ્હાલા૦

મારૂં ચિત્ત ચડયું ચગડોળે, મન માયામાં રગદોળે, (૨(
મારૂં ભાનતું ભુલાવ્ય, જગની મોહજાળોમાં...વ્હાલા૦

રૂડાસંત સગાને ભાળી, મારૂં મન હરખે મોરારી (૨)
મ્હારી બેડીયો તોડાવ્ય, જગના જેલખાનામાં...વ્હાલા૦

"પુંજીરામ" પ્રભુને કહેછે, સંતોના શરણે રહેછે, (૨)
મારો અસલ સમય વહી જાય, જગના જેલખાનામાં...વ્હાલા૦

———:*:———

## ભજન, ૨૩.

રાગ—(કુબસુમરોગે રામ, અબ તુમ.)

કુબજા મહેલે કહાન, ગયાછે કુબજા મહેલે કહાન—ટેક

હું શું જાણું બાઇ, હશે એ હઠીલા, (૨)
મેલા મનના, મહેમાન.........ગયાછે૦

કુબજા કાળી, કપટ ભરેલી, (૨)
ભોળા દીલના, ભગવાન.........ગયાછે૦

કુબજાને વશ થઇ, અમને વિસાર્યાં, (૨)
હજુએ ન આવે એને સાન.........ગયાછે૦

છેતર પીંડી કરતો, છોગાળો, (૨)
ભૂલી ગઇ મુજ ભાન,.........ગયાછે૦

કુબજા કાળી, હતી જો રૂપાળી, (૨)
અમને કર્યાં શું હેરાન,.........ગયાછે૦

બળતી ઝળતી બોલું સાહેલી, (૨)
જોજ્યો ના ચડતું ગુમાન,.........ગયાછે૦

" પુંજીરામ " ને નાથ કનૈયો, (૨)
આવી કર્યું સમાધાન.........ગયાછે૦

---

## ભજન, ૨૪.

(રાગ—વ્હાલા લીલા વાંસની....સાંજીરે.)

વ્હાલા સંતો, મંડળીયો,...બાંધોરે૦
સુરતા બાને હરિ વરથી...સાંધોરે૦
વ્હાલા સંતો, સુરતાબાને, પુરણ પ્રેમે, શામળીયો પરણાવો રે,
તેડાવોને હરિવરની.................જાનોરે૦.............૧
વ્હાલા સંતો, ડગલે ડગલે દુષ્ટમતિના, બાવળીયા વઢાવોરે,
દાતણ કરશે વિઠ્ઠલ વરની....જાનોરે૦...........૨
વ્હાલા સંતો, પગલે પગલે, ભક્તિ રસનાં, તેલકુલેલ ભરાવોરે,
મર્દન કરશે બાળા વરની....જાનોરે૦...............૩
વ્હાલા સંતો, ડગલે ડગલે, સત સંગતની, વાવડીઓ ગોદાવોરે,
નાવણ કરશે સુંદિર વરની....જાનોરે૦...............૪
વ્હાલા સંતો, પગલે પગલે પ્રશ્નોત્તરના, ચંદનીયા ઘોળાવોરે,
અર્ચન કરશે મોહન વરની....જાનોરે૦...........૫
વ્હાલા સંતો, ડગલે ડગલે પ્રેમ નેમનાં પકવાનો પડાવોરે,
ભોજન કરશે સુરતા વરની જાનોરે૦...........૬
વ્હાલા સંતો, પગલે પગલે, પવિત્રતાના, પાનબીડાં વહેંચાવોરે,
મુખવાસ કરશે રાધાવરની....જાનોરે૦...........૭
વ્હાલા સંતો, ડગલે ડગલે, ભજન મંડળની, ફુલવાડી વવડાવોરે,
વિશ્રામ કરશે, ગોવિંદ વરની....જાનોરે૦...........૮

વ્હાલ સંતો, પગલે પગલે, નામ સ્મરણનાં, સુંદિર ફુલ વેરાવોરે,
ખુસબો લેશે ચંપક વરણી....જાનોરે૦..........૯

વ્હાલા સંતો, ડગલે ડગલે, આતમજ્ઞાની, બાજીગર બેસાડોરે,
રમત રમશે ગિરધર વરની...જાનોરે૦.........૧૦

વ્હાલા સંતો, પગલે પગલે, અનુભવ ઘરમાં, પ્રીત પરબ મંડાવોરે,
પાણી પીશે સીતાવરની...જાનોરે૦.........૧૧

વ્હાલા સંતો, ડગલે ડગલે, ગુરૂ વચનની, સિદ્ધ સડક બંધાવોરે,
રથમાં આવે લક્ષ્મિવરની...જાનોરે૦.........૧૨

વ્હાલા સંતો, સામૈયામાં, માંડવડેથી, ભક્તમંડળ મોકલાવોરે,
સામે ઉભી નંદકુંવરની...જાનોરે૦.........૧૩

વ્હાલાસંતો, જાનડીઓમાં, શાન્તિવહુને, ક્ષમા દયા સહુઆવ્યાંરે,
જાનીવાસો કાયા ગઢમાં...આપ્યોરે૦.........૧૪

સાંજ પડી સહુ જમી કરીને, નટવરવરનો, વર ઉઘલાવો કીધોરે,
સંત સભાના તોરણીએ હરિ...અવ્યારે૦..........૧૫

બુદ્ધિબાઇ અને, સદ્ગુરૂ ગોરે, આતમવરને, પ્રેમ કરીને પોંખ્યારે,
મનમંડપમાં મોહનજી...આવ્યારે૦..........૧૬

પ્રેમ કરીને વિવેક મામે, સુરતાબાને, સન્મુખ જઈ પધરાવ્યાંરે,
વરમાળા તો સોહં શબ્દની...નાખીરે૦.........૧૭

સદગુરૂ દેવે, સમજણ દઇને, કર્મવેદીમાં, બ્રહ્મ અગ્નિ સળગાવ્યોરે,
કામ ક્રોધના જવ તલીયા...હોમ્યારે૦.........૧૮

મંગળફેરા, ફરી ફરીને, સુરતાબાને, પુરણ બ્રહ્મને સોપ્યાંરે,
"પુંજીરામ" પહોચ્યા મનના....કોડરે૦..........૧૯

હળવે હળવે સુરતા બાને, શામળીયો પરણાવોરે—(તેડાવોને) ૨૦

——:*:——

## ભજન, ૨૫.

રાગ, ( લાડે કોડે, વિરો પરણાવો મારા રાજ. )

મારી મંડળી રઢીયાળી, ગાજી ગાજીને ગવરાવો રાધેશ્યામ...ટેક૦

લાડે કોડે, ક્રિર્તન કરાવો શ્રીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, રાધાવરને, તેડાવો રાધેશ્યામ,
મથુરામાં, પત્ર લખાવો સીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, રૂડા મંડપો બંધાવો રાધેશ્યામ
ધામે ધામે, કંકોતરી લખાવો શ્રીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, રણછોડ રાયને તેડાવો રાધેશ્યામ,
કાગળીયા, ડાંકોર લખાવો શ્રીતારામ,.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, જગન્નાથજી તેડાવો રાધેશ્યામ,
કંકોતરી, જગદીશ લખાવો સીતારામ,.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, બદ્રી નાથને તેડાવો રાધેશ્યામ,
બદ્રીકાશ્રમ, પત્ર પઠાવો સીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, રામેશ્વરજી તેડાવો રાધેશ્યામ,
શ્વેત બિંદુ, કાગળ લખાવો સીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, દ્વારીકાં ધિશને તેડાવો રાધેશ્યામ,
કંકોતરી, દ્વારીકાં લખાવો સીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, સીતારામને તેડાવો રાધેશ્યામ
અયોધ્યામાં, પત્ર લખાવો સીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, વિશ્વનાથને તેડાવો રાધેશ્યામ,
કંકોતરી, કાશી લખાવો સીતારામ.........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, બ્રહ્માજીને તેડાવો રાધેશ્યામ,
પુષ્કરમાં, પત્ર પઠાવો સીતારામ..........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, અહિં શ્રીનાથજી તેડાવો રાધેશ્યામ
નાથ દ્વારા, કાગળ લખાવો સીતારામ..........મારીમંડળી૦

વ્હાલા સંતો આવોને, "રામદે" પીરને તેડાવો રાધેશ્યામ,
કંકોતરીઓ, રણુજે લખાવો સીતારામ..........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, વિઠુબાને તેડાવો રાધેશ્યામ,
પંઢરપુરમાં, પત્ર પઠાવો સીતારામ..........મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, અંબે માતને તેડાવો રાધેશ્યામ,
આરાસુરમાં પત્ર પહોંચાવો સીતારામ..........મારી મંડળી૦

આપણે ગુરૂજી જોઇએ તો, દત્તાત્રયને તેડાવો રાધેશ્યામ,
ગઢ ગિરનારે, કાગળ લખાવો સીતારામ..........મારી મંડળી૦

મારા મન ના મંદીરે, સરવે સ્વરૂપો પધરાવો રાધેશ્યામ,
આતમ ઘરમાં, એકોહં થઈ અવો સીતારામ....મારી મંડળી૦

વ્હાલા સંતો આવોને, ભેદ ભ્રમણા નવ રાખો રાધેશ્યામ.
"પુંજીરામે" પત્રો લખાવ્યા સીતારામ.........મારી મંડળી૦

——:●;——

## ભજન, ૨૬.

(રાગ—માંડવડેરે, કાંઇ ઢાળોને બાજોઠી, કે આજમારે.)

મંડળ માંરે, આજ આનંદની થઇ હેલી,—
—કે આજ મારે લખવી રે કંકોતરી;...
તેડાવોરે, કોઈ સુરતા બાઇનો સ્વામી,—
—કે આજ મારી સુરતા બહુ ઉતાવળી....૧
લાગીરે કાંઈ, લગની લાલા સાથે, કે—
—ઝબકી જાગી રે બહેબાકુળી;
અંગેરે: મેં તો અવળાં અમ્મર ઓઢયાં;—
—કે આજ મારે લખવી રે કંકોતરી....૨
ચંદનીયાંરે, કાંઇ ચરચ્યુ મારે હાથે;—
—કે પ્રીતે ઢાળુરે બાજોઠડી,
ચોખલીયારે: મારા ચોખ્ખા ચિત્તના લ્હોડુ,—
—કે આજ મારી સુરતા બહુ ઉતાવળી....૩
આરતીયોરે: મારા અનુભવની ઉતારૂં;—
—કે અનહદ ઘંટારે વગડાવતી:
ગરજીનેરે: હું તો ફરતી ગાવા માંડું;—
—કે આજ મારે લખવી રે કંકોતરી:...૪
પ્રેમી ફુલની; માળા ગુંથી લાવું.—
—કે પ્રભુને પહેરાવું પહેરામણી;

ગજરારે: કાંઇ સદ્‌ગુણના ગુંથાવું;-
-કે આજ મારી સુરતા બહુ ઉતાવળી....૫
આમંત્રણ કંઇ; સૌ સંતોએ આપ્યાં;–
--વરવા આવો વિઠ્ઠલ વ્હાલથી:
:“ પુંજીરામે ” સ્નેહે સુરતા સાંધી;–
--કે આજ મારે લખવી રે કંકોતરી...૬

——:*:——

## ભજન, ૨૭.

(રાગ. ઉપરનો)

મારે મંદીર; આવોને અલબેલા;–
--કે ગીરધર ઘેલા કહું છું કરગરી:
માંડવડેરે: સૌ સંતો આવ્યા સ્નેહે;-
--કે આજ મારી સુરતા બહુ ઉતાવળી...૧
પાવલીયારે: કાંઇ પ્રેમાશ્રુએ પખાળુ;
કે ઉરના ઉભરા રે ઢળાવા કરૂં
હરખુંરે: હું તો નટવર વરને નિરખી;
–કે આજ મારે લખવી રે કંકોતરી....૨
વાવલીયારે: મારા પાલવડેથી ઢાળુ;-
કે ક્યારે મળશે રે કમળાપતિ:
તદરૂપતાનાં: તેલ કુલેલો ચોળુ;–
કે આજ મારી સુરતા બહુ ઉતાવળી....૩

ભોજનીયાંરે કાંઈ ભાવે ભરીયાં લાવું;--
--કે આજ હું તો પીરસુ રે બહુ પ્રેમથી;
સુરતારે; મારી શ્યામ ચરણમાં સાંધુ;—
-કે આજ મારે લખવી રે કંકોતરી....૪
ભરતીરે; હું તો જુમનાં જળની ઝારી;-
--કે આચમન કરશે કયારે નાથજી;
મુખવાસ માંરે; કાંઇ પાનનાં બીડલાં આપું;—-
--કે આજમારી સુરતા બહુ ઉતાવળી....૫
ઢોલઇયેરે કાંઈ; ઢાળું મશરૂ ગાદી;—
-કે પોઢણુ કરીયે રે કમળાપતિ;
કરણીનાંરે કાંઇ; કોટી કિલ્મિશ કાપું;--
--કે આજ મારે લખવી રે કંકોતરી....૬
વેદનાયોરે; મારી વિયોગ દુઃખની વામું;-
—કે પામુ મુક્તિ પદ પાયે પડી;
વિનતીરે કાંઈ; "પુંજીરામે" કીધી;--
-કે આજ મારી સુરતા બહુ ઉતાવળી....૭



## ભજન, ૨૮.

(રાગ—ભુખ્યાને ભઇબંધ ઘોડે ચડયારે; લાડણીતારેને કાજ.)

તલસી તલસીને મ્હારો જીવજશે રે; વ્હાલા વ્હેલેરો આવ્ય.
દુઃખીયાં દરદીનું બેલી કોણ થશેરે; વ્હાલા વ્હેલેરો આવ્ય.

શોધી શોધીને બધું જગ ફર્યોરે; વ્હાલા૦
રોઇ રોઈ ઉભરો ખાલી કર્યો રે; વ્હાલા૦ ૨

ભવ દવમાં દુખથી બળી મરૂંરે; વ્હાલા૦
કયાં જઈ વસ્યો કયાં આવી મળુંરે; વ્હાલા૦ ૩

નવ જોયા રાત ઉજાગરારે; વ્હાલા૦
શિદને સંતાઈ રહ્યા શામળારે; વ્હાલા૦ ૪

નવજોઇ લજ્જા લોકો તણીરે, વ્હાલા૦
ખોવાઇ જશે મારો મહા મણીરે, વ્હાલા૦ ૫

નવ જોયા વિષયોના સ્વાદનેરે, વ્હાલા૦
સહન કરી સર્વે ખાદ ને રે, વ્હાલા૦ ૬

તીરથ ને વ્રત કરી ચુકયો રે, વ્હાલા૦
આત્મા ઓળખવા આવી ઝુકયોરે વ્હાલા૦ ૭

સેવા સાધી માત તાતની રે, વ્હાલા૦
નગણા ના થઇએ મારા નાથજી રે, વ્હાલા૦ ૮

સંત મહંત મોટા મળ્યા રે, વ્હાલા૦
લોક સેવા વ્રત બહુ કર્યાં રે, વ્હાલા૦ ૯

દીલ દરીયામાં ડુબી મરૂં રે, વ્હાલા૦
તારી ત્યાં વાટયો જોયા કરૂં રે, વ્હાલા૦ ૧૦

લગની લાગી તારા નામની રે, વ્હાલા૦
અરજી સુણી "પુંજીરામ"ની રે, વ્હાલા૦ ૧૧

———:૦:———

## ભજન, ૨૯.

રાગ—(મધુવનના-વાસી.)

પ્રગટ સ્વરૂપે પ્રભુ મળ્યારે, રંગીલો રણછોડરાય, ૨–(૨)
આનંદ સાગર ઉલટ્યો, મારે હૃડે હરખ નવ માયરે

...મ્હારા મનના મેવાસી...ટેક

આજ મળ્યા મારો નાથજી રે, નિરખી નયન ઠરીજાય (૨)
વ્હાલાનાં દરશન મેં કર્યાં, મારૂં મનડું રાજી રાજી થાય રે (મ્હારા૦)

માથે મુગટ રૂડો શોભંતો રે, સુંદિર રત્ન જડાવ, (૨)
કાને કુંડળ જોને જળહળે, એના તેજ તણો નહિ પાર રે (મ્હારા૦)

ભાલે તિલક રૂડાં શોભંતાંરે, ચંદન કેરી છે આડ, (૨)
કેશ વેણી એવી શોભંતી, વ્હાલા જાણીયે કાળુડો નાગ રે. (મ્હારા૦)

કંઠે કનકહારો પહેરીયારે, મુક્તા તણી છે માળ, (૨)
સુંદિર પુષ્પ ગુલાબનાં, ગુંથી લાવે છે નાનેરાં બાળ રે. (મ્હારા૦)

બાંહ્ય, બાજુ બંધ બેરખારે, ચોફેર ચુનીયો જડાવ. (૨)
હાથે કંકણ: એવાં ઓપંતાં, જાણે નક્ષત્ર કેરા નાથરે. (મ્હારા૦)

વેઢ વીંટી અને વીછુવા રે, દશે આંગળીએ દયાળ, (૨)
નૌતમ નખ એવા શોભંતા, જાણે ઓપ્યા અમુલ્ય પ્રવાળરે. (મ્હારા.)

અંગે ઊપરણી ઓઢંતા રે, પવને ફરૂકા ખાય, (૨)
લીલુડા વાંસની વાંસળી, કહેડે ખોશી લચી લચી જાયરે. (મ્હારા૦)

પીળાં પિતામ્બર પહેરીયાં રે, કસબે ભરેલી કિનાર, (૨)
વ્હાલાને ચાલી વધાવવા, મારા રૂદીયે સાગર છોળો ખાયરે (મ્હારા.)
શંખ ચક્ર ગદા પદ્મથી રે, શોભી રહ્યા મારા નાથ. (૨)
કંદોરા શોભે સોના તણા. મારે, મુસ્તકે મૂકેલા હાથરે (મ્હારા.)
ચરણે ઝાંઝર ઝમકી રહ્યાંરે, ચાલે ઠમકતી ચાલ. (૨]
દર્શન કરતાં દયાનીધી, આવે વ્હેલાં વ્હેલાં મને વ્હાલરે. (મ્હારા)
પાવલીયે પહેરી છે પાદુકારે, કંચન કેરી કીનાર. (૨)
અંગુઠે અંગુઠી શોભંતી, કોઈ કારીગર ઘડનાર રે. (મ્હારા).
સર્વાંગ જોતાં શામળા જાણે, અંતર ઉગ્યોરે ભાણ. (૨)
દાસ "પુંજીરામ" વિનવે. મને માર્યાં માર્યાં મોહ બાણરે. (મ્હારા)

———:*:———

## ભજન. ૩૦

રાગ [ બલીહારીરે....ચક્ર ચર્તુભુજધારી. ] ચંદ્રહાસ.

શામળીયારે, શરણે પડયોછું તમારે....
મને બીજો તે કોણ ઉગારે--ટેક

તમે પ્રહલાદ ભક્ત ઉગાર્યોરે, (૨)
હીરણાક્ષ દહિતને માર્યો રે. (૨)
નાવિસાર્યોરે,....વિઠલ ચડીયા વ્હારે.... મને૦ શામળીયારે.

ધ્રુવને અવિચળ પદવી આપીરે. (૨)
ઇંદ્રાસન ડોલાવ્યું તપતાપીરે (૨)
જગસ્થાપિ રે....કિર્તિ ભવો ભવ ભારે...મને૦ શામળીઆરે.

ઘાટ ગોરા કુંભાર ઘેરે ઘડીઆરે. (૨)
ચતુર્ભુજ ચાકડે ચડીયારે (૨)
પંથે પડીયારે, ...જાણુ થતાં નિજ દ્વારે...મને૦...શામળીઆરે

તમે વેળા સુદામાની વાળીરે, (૨)
જમ્યા તાંદુલ પોટલી ભાળીરે (૨)
રઢીયાળી રે...રીધ્ધિ કરી ઘરબારે...મને૦ શામળીયારે.

તમે પાન્ડવ પાંચે પાળ્યારે, (૨)
લાખા ગૃહેથી બળતા ઉગાર્યારે, (૨)
દુઃખટાળ્યાંરે,..."પુન્જી" તણાં પલવારે...મને૦...શામળીયા૦

———:※:———

## ભજન, ૩૧.

( રાગ–ઉપરનો )

શામળીયારે, તમો વિના કોણ તારે.
મને બીજા તે કોણ ઉગારે.....ટેક.

જોયું સત્ય મયુર ધ્વજ કેરૂં રે,...(૨)
તેનું અડધું તે અંગ જ વહેર્યું રે,...(૨)
શું અંધેરૂં રે,... સતિ સુત કર્વત ધારે...મને૦ શામળીઆ૦

જયારે દામાજીને દુઃખ પડીયું રે,...(૨)
રૂપ મ્હાર તણું તમે ધરીયું રે,...(૨)
નાણું ભરીયું રે...શાહસભા મોજારે,...મને૦ શામળીયારે૦

સાવિત્રિએ પતિવ્રત પાળ્યુંરે,...(૨)
બાર માસે પતિમૃત્યું ભાળ્યું રે,...(૨)
દુઃખ ટાળ્યુંરે, યમરાજા પણ હારે;...મને૦ શામળીયારે૦

મ્હેણું નરસિંહ મહેતાનું ભાગ્યું રે,...(૨)
શ્રાધ્ધ સાર્યું મોહન મન માગ્યુ રે,...(૨)
દુઃખ લાગ્યું રે;...નાગર ભરીયા ખારે...મને૦ શામળીયારે૦

તમે પ્રગટ્યા છો ઠામો ઠામે રે,...(૨)
કોઇ પાર તમારો નવ પામેરે,....(૨)
"પુંજીરામે"રે,...કીધું ન કાંઇ લગારે...મને૦શામળીયારે૦

———:*:———

## ભજન, ૩૨.

(રાગ—ઉપરનો)

રંગ રસીયા રે, શરણે પડયો છું તમારે.
મને ભવજળથી કોણ તારે—ટેક૦

ચંદ્ર હાસને વિષથી વાર્યો રે,...(૨)
આપી વિષીયાને પ્રધાન વિદાર્યોરે,...(૨)
ભકત તાર્યો રે...રાજ રૂડું સંભાળે...મને૦ રંગ રસીયા૦

હરિચંદ્ર હતા સત્યવાદી રે,...(૨)
વિશ્વામિત્રે પડાવેલી ગાદી રે,...(૨)
ધન્યવાદીરે,...વેચાણા કાશી મોઝારે...મને—રંગ રશીયા૦

પુર્યું કુંવરબાઇનું મામેરૂં રે,...(૨)
મ્હેણું ટાળ્યું સાસરીયાં કેરૂં રે,...(૨)
થયા ભેરૂ રે...સંતોષ્યાં સૌ શણગારે...મને૦ રંગ રશીયા૦

સતિ સેરંદ્રિ પાંડવ રાણીરે,...(૨)
કામી કૈયાએ ઉરમાં આણીરે,...(૨)
બ્હેની જાણીરે...વાંન્દર ચડીયા વ્હારે,...મને૦ રંગ રશીયા૦
વિદુર પત્નિ પારસ્વિના ધામેરે,...(૨)
પહોંચ્યા પ્રેમે પ્રસાદીના કામેરે,......(૨)
ભૂખ વામેરે...કેળાંની છાલ સ્વિકારે...મને—રંગ રશીયા૦
કાળી કુબજા તણું કષ્ટ કાપ્યુંરે,......(૨)
તેને સુખ અનુપમ આપ્યુંરે,......(૨)
ના ઉથાપ્યુંરે,...'પુન્જી' વચન ઉર ધારે...મને–રંગ રશીયારે૦

———:*:———

## ભજન ૩૩,

(રાગ—ઉંપરનો.)

રંગ રસીયારે, સ્નેહ તમારે, અમારે,—
તેમાં લોક શું ! બોલે લવારે૦—ટેક૦—

સુધન્વાની સેવા ઉર ધારીરે,......(૨)
લીધો તાતી કડાથી ઉગારીરે,......(૨)
દીધું ઠારીરે,...તેલ ત્રીકમ તત્કારે....તેમાં—રંગ રસીયા૦
તમે શામળશા પરણાવ્યોરે,......(૨)
વ્હાલો લાંબુ લશ્કર લઇ આવ્યોરે,......(૨)
રંગ આવ્યોરે,...મહેતો મદન જોઇ હારે...તેમાં–રંગ રસીયા૦

ભકત કબિર કમાલ કહાવ્યારે,......(૨)
સાધુ સંત ઘણા ઘેર આવ્યારે,......(૨)
શીધું લાવ્યા રે,...ચોરી કરી પર દ્વારે...તેમાં-રંગ રસીયા૦

ચોરી પકડાવાના પરતાપેરે,......(૨)
બાપ બેટાનું મુસ્તક કાપેરે,......(૨)
પ્રભુ આપેરે...ભક તજીવાડયો તેવારે...તેમાં....રંગ રસીયા૦

પામ્યો નળરાય દુઃખ બહુ ભારીરે,......(૨)
તજી રાજ ગયો વન હારીરે,......(૨)
સતી નારીરે,... સત્ય કદી નવ હારે...તેમાં- રંગરસીયા૦

પ્રભુ પડછા પુર્યા ગામો ગામેરે,......(૨)
તેનો પાર ન કોઈ જન પામેરે,......(૨)
"પુજીરામે" રે કીધું...ના કાંઇ લગારે...તેમાં—રંગ રસીયા૦

—— * ——

## ભજન, ૩૪.

(રાગ- ઉપરનો.)

મ્હારા વ્હાલારે,...શરણે પડયો છું તમારે.—
મને મ્હેણાં જગત બધું મારે- ટેક૦—

તમે રોહીદાસનું કામ કરીયું રે;......(૨)
પીઠ ઉપર પડઘમ ધરીયું રે......(૨)
લાણું મળીયું રે;...માર ખમ્યો છે મોરારે...મને૦ મ્હારા૦

રંકા વંકા રઝળતાં વનમાં રે;......(૨)
વાળી ધૂળ અનિતિના ધનમાંરે,......(૨)
લઇ મનમાંરે;...દર્શન દીધાં દયાળે...મને૦...મ્હારા૦

હતો બીલ્વ મંગળ મહાકામીરે,...(૨)
ગુરૂ ચિંત્તામણી થઇ સામીરે;...(૨)
પ્રભુ પામી રે;... ભકત ગણાયો ભારે...મને૦ મ્હારા૦

આખી નાત ચડી ચગડોળે, રે,...(૨)
ઢેઢવાડે નરસયો રંગ રોળે રે,...(૨)
ઓળા ઓળેરે...પંગતમાં થયું ભારે...મને૦ મ્હારા૦

રાણે મીરાં ને દુઃખ બહુ દીધાં રે,...(૨)
પ્રભુ વિષ હળાહળ પીધાં રે,...(૨)
તમે લીધાં રે,... રૂપ મીરાંનાં ચારે...મને૦ મ્હારા૦

અજામેળ તર્યો તારે નામે રે;...(૨)
તારા દર્શનથી દુઃખ વામેરે, ...(૨)
"પુજીરામે" રે... કીધુના કાંઈ લગારે,...મને૦ મ્હારા૦

———:o:———

## ભજન, ૩૫.

(રાગ—ઉપરનો)

મ્હારા વ્હાલારે કયારે...વિયોગ વિદ્દા રે....
મારી કયારે અરજ ઉરધારે—ટેક.

જ્યારે અમરીષ બેઠા દળવા રે,...(૨)
વાયુ ઢોળ્યા તમે થઇ હળવા રે,...(૨)
આવ્યા છળવા રે...રૂષી ચડયા ચક્ર ધારે...મારી૦ મ્હારા૦

નરસિંહ મહેતાને વૈવાઇયે ડુભાવ્યો રે,...(૨)
કહે અન્ન આહીરનું ખઈ આવ્યો રે,...(૨)
તેને તાર્યો રે,...જમીયલશા દાતારે...મારી૦ મ્હારા૦
વામન રૂપે આવ્યા બળી દ્વારે રે,...(૨)
પ્રથ્વિ લીધી ચરણ ત્રણ ત્યારે રે, ...(૨)
રખવાળે રે,...રહેવું પડયું છે તમારે...મારી૦ મ્હારા૦
તમે શવરીને શાન્તિ આપી રે,...(૨)
બોરાં જમી પોતાની કરી સ્થાપી રે,...(૨)
જગવ્યાપી રે......કિર્તી ભવો ભવ ભારે....મારી૦ મ્હારા૦
ઘણા ભકતો તર્યા તારે નામે રે,...(૨)
તારો પાર ન કોઇ જન પામેરે,...(૨)
"પુંજીરામે" રે....કીધું ના કાંઇ લગારે......મારી૦ મ્હારા૦

--o :: o--

## ભજન, ૩૬.

( રાગ....ઉપરનો. )

મનગમતારે,......ગોવિંદ વર ગીરધારી.
મને સાહ્ય થજો રે મોરારી—ટેક
મારે શરણું છે એક તમારૂં રે,...(૨)
વ્હાલા વિશ્રવ લાગે છે અકારૂં રે...(૨)
નથીમારૂં રે, જગ મતલબનું યારી.... મને૦....મનગમતા૦
મેં તો જોઇ જોઇ સર્વે જોયું રે,...(૨)
મિથ્યા મૃગજળમાં જગ મોહ્યું રે,...(૨)
ત્યારેમોયુરે, મનડું મોહનમાં વિચારી૦....મને૦....મનગમતા૦

મને ભકિત ભવોભવ દેજો રે,...(૨)
મારા અવગુણ લક્ષે ન લેજો રે...(૨)
સદા રહેજો રે, અંતરમાં સુખકારી૦... મને૦...મનગમતા.

ભાવે ભકતો ભકિતથી ભવ તરીયારે,...(૨)
ભલા ભગવદ સાગર ભરીયારે...(૨)
ભયહરીયારે, ભૂધર ભજન બહુ ભારી૦...મને૦....મનગમતા૦

મારા નાથ મને ના વિસારો રે,...(૨)
તમે ત્રીકમ મુજને તારો રે...(૨)
ઉગારો રે,....પુન્જીનો પ્રેમ વિચારી૦....મને૦....મનગમતા૦

---

## ભજન ૩૭.

( રાગ.—ઉપરનો. )

મન ગમતા રે,....મોહન મમ હીતકારી,......
મને એક છે ઓથ તમારી૦—ટેક.

હું તો રંક બાળક છું તમારો રે,....(૨)
તમે તાત થઈ મને તારો રે...(૨)
નાવિસારોરે,...નાખો નજર પ્રભુ પ્યારી...મને૦ મનગમતા૦

મને દુરીજનીયાં દુખ આપે રે,....(૨)
એ તો રજની દિવસ સંતાપે રે,...(૨)
કોણ કાપે રે,....આફત એ અણધારી૦.... મને૦...મનગમતા.

મને ભક્તિ વિના નવ ભાવે રે......(૨)
આપોઆપ એ ઉભરા આવે રે,......(૨)
કોણ લાવે રે,...ખબર કનૈયા તમારી૦....મને૦...મનગમતા...

સાચા સંતો સદા મને મળજો રે......(૨)
મારાં દારૂણ દુઃખ દૂર કરજો રે,......(૨)
ભાવે ભળજો રે...હૃદય વિષે વનમાળી૦....મને૦....મનગમતા૦

"પુંજીરામ"ની અરજી છે એવી રે,......(૨)
રહું નિત્ય ચરણ રજ સેવી રે,......(૨)
પ્રભુજી જેવી રે,....મરજી મોહનજી તમારી૦ મને૦ મન ગમતા૦

---*---

## ભજન, ૩૮.

(રાગ—પાટણ ટોપી વાપરી...જુનાગઢનાં છે મોતી.)

(સગુણ) (નિર્ગુણ)

ગોકુળ ગામ સોહામણું,.........કાયા નગરીમાં જોયું...
વ્હાલા તમારો ત્યાં વાસરે,......ચૈતન ચિત્તમાં પરોયુ...૧

વૃજવાસીને ઉધ્ધારીયા,.........ગુણ અવગુણ મારા...
દીધાં અભયપદ દાનરે,............બ્રહ્મ મંત્ર ઉચ્ચાર્યા...૨

ખ્યાતિ ચાલી ખૂબ દેશમાં,......સુરતા સઘળે સમાણી...
દરશને આવેલ દેવના,............સર્વે સંત શેલાણી...૩

અલખ નિરંજન આપ છો,......આત્મા...અંતર યામી...
હરિજનનાં હયાના હાર છો,......પ્રેમ મુર્તિ અનામી...૪

મામાતે કૈંસને મારીયો,......મોહ મહામદ ભરીયો...
લીધું મથુરાનું રાજ્યરે,.........બ્રહ્માત્માનંદ દરીયો...૫

વૃજબાળાનાં વસ્ત્રો હર્યાં,.........વૃત્તિ વાસના હેરી...
જઇ બેઠા કદમની ડાળી યે,......ગગન ગુફાને ઘેરી...૬

સર્વે સુંદરીઓ ભેગી કરી,......નિષ્કામ વૃત્તિયો આવી...
યમુના તીરે રચ્યો રાસરે,......શેવા જગની બજાવી...૭

દાસ "પુંજીરામ" વિનવે......ભક્તિ ભાવની ફળજો...
રાખજો ચરણોમાં વાસરે......વ્યાપક વસ્તુમાં મળજો...૮

——:•:——

## ભજન. ૩૯.

( રાગ-તમે રે ઓધવજી અમને જ્ઞાન બતાવ્યું. )

સુંદિરવર નટવર તમને ઝાઝું શું ! કહીયે,

વ્હાલા વિયોગ હવે કયાં સુધી સહીયે,૦મોહન,—
—મનના મેલા થઇ અમને શીદને સમજાવો....(ટેક)

વાયદા કરીને અમને વર્ષો વિતાવ્યાં, (૨)
પ્રેમીજન જોતા તલગી વ્હાલાની વાટ....મોહન ૦

આવડા માનીતા મોહન ના થઇએ નાથજી, (૨)
પોતાનાં ઉપર શાનાં માન અપમાન...મોહન ૦

આવું કરવું તું ત્યારે પેઠી શીદ પાથરી, (૨)
બળતાં બોલું છું શાનાં તેડાં તોફાન....મોહન ૦

ગોકુળ વિસારી મથુરા માનીતું કીધું, (૨)
અમને તલસાવી આપ્યા, પરજન ને પ્રેમ....મોહન ૦

પરથમ આવ્યાતા ત્યારે રીસાઇને ગ્યાતા, (૨)
ભિખારી જનની વ્હાલા, ભાગી નવ ભૂખ.........મોહન ૦

ભક્તિના રસના ભોગી સુકાણા છોડવા, (૨)
ત્યાં જઈ જળ સિંચ્યું પણ અહીં વેલી વિખરાય...મોહન ૦

વિરહનાં વર્ષો વ્હાલા વચને વિતાવ્યાં (૨)
અલબેલા આવ્યાં અમને, વચમાં વિઘન.........મોહન ૦

મથુરા જઇ રમતા તેમાં અમને શું વ્હાલમા, (૨)
ગોકુળ આવો તો સમજુ, સાચી છે પ્રીત......મોહન ૦

કરમે અમારે તેડાં કુબજાનાં આવ્યાં, (૨)
એણે વાળ્યાં છે વિઠ્ઠલ, ભવ ભવનાં વેર......મોહન ૦

"પુંજીરામે" તો વિનતિ વિધવિધ વચને કરી, (૨)
ત્હોયે પણ તમને તેની, કયાં છે દરકાર......મોહન ૦

———:※:———

## ભજન-૪૦

(રાગ—ઉપરનો.)

એમેરે સદગુરૂજી ચરણે પ્રણમીને કહીયે. (૨)
અમને આપેલાં વચનો પાછાં નવ દઇએ...ગુરૂજી—
...શરણું સાચું છે અમને અલબેલા આપનું—ટેક ૦

નિરભયનાં દાન અમને આપ્યાં અલબેલાં, (૨)
ભવમાં શા માટે ભયથી ભટકાતા ફરીયે.........ગુરૂજી ૦

સાચા શરણાંગત થઇને સેવકને સાચવો, (૨)
વ્હાલેરાં વચનો અમને વિસર્યાં નવ જાય......ગુરૂજી ૦

અલખ નિરંજન અનુંભવ આપો દીન દાસને. (૨)
અંતર તાળાં ઉઘડાવી. અરપો નિજ જ્ઞાન......ગુરૂજી ૦

ભૂલના ભોગોની ભૂરકી. વિષવત આપજો, (૨)
કાપોને મોહન મારા મનડાના મેલ...........ગુરૂજી ૦

અગ્નિ હોયે તે અગ્નિ રૂપ બનાવે, (૨)
લગની લગાડી છાની રાખો શીદ વાત.........ગુરૂજી ૦

તમેરે સવિતા અમે કિરણો પણ આપની, (૨)
ફરજો છે આપની કે લાજે લજવાય......ગુરૂજી ૦

અમારી હુંડીલી નાકા ભાગે જો ભૂધરા, (૨)
ત્રિભુવનમાં હાંસી સરવે સંતોની થાય,.........ગુરૂજી ૦

માટે સદગુરૂજી સીધ્ધિ વાટયો દરસાવજો, (૨)
બિરદને પાળો મારા હૈયાના હાર.....ગુરૂજી ૦

પ્રેમી સેવકજન "પુંજીરામ"ની વિનતી, (૨)
સ્નેહે સ્વિકારો સ્વામિ ઉરમાં ભગવાન...ગુરૂજી ૦

———:*:———

## ભજન–૪૧.

રાગ–(રૂડે ગરબે રમે છે દેવી અંબીકા–જો.)

મારે આજે વલાણા વાર છે જો, (૨) ટેક–
પ્રભુ ગોળીને વાંસ બધું ત્યાર છે જો....મારે ૦

ઘેર ગોરસ જમાવ્યા ઘણાં મીઠડાં જો, (૨)
તમે કાંઇ દહાડો એવાં નથી દીઠડાં જો...મારે૦

મારાં સાસુજી ગયાં છે ચારો ચુંટવા જો (૨)
ચાલો ગોવાળ સહિત લ્હાવો લુંટવા જો...મારે૦

નાની નણુદી સિધાવી ગયાં સાસરે જો (૨)
ચાલો અલબેલા આજ ઉભી આશરે જો....મારે૦

મારો પીયુજી પધાર્યાં ગાયો ચારવા જો, (૨)
દાવ આવ્યો છે. પ્રેમ વચન પાળવા જો....મારે૦

હો વ્હાલા વાયદા કર્યામાં વખત વહી જશે જો, (૨)
મારા મનનું મોહન બધું રહી જશે જો....મારે૦

"પુંજીરામના પ્રભુ પ્રીતે પધારીયા જો, (૨)
ઘેલી ગોપીયોના વિરહ વિદારીયા જો....મારે૦

——:*:——

## ભજન, ૪૨

રાગ—(કહાન હજુર શું મોરલી રે...ગોવાળીલાલ)

અલી જો ને સાહેલડી રે....મોરલી ક્યાં વાગી...ટેક--
ચાલો ચાલો અલબેલડી રે,....ઝબકી હું જાગી....ટેક

ભુલી ભૂલી હું ઘરનું ભાન,...મોરલી...૦
મારી ખોવાણી શુધ્ધ ને સાન ઝબકી ૦ ૨

મેં તો ઓઢયાં છે અવળાં ચિર...મોરલી ૦
ઘેલી કીધી સુભદ્રાના વિર.....ઝબકી ૦ ૩

મેં તો દામણીને બાંધી ડોક,...મોરલી ૦
પહેર્યા પહેર્યા પાવલીયે વાંક...ઝબકી ૦ ૪

મેં તો નાખી છે નથની કાન,...મોરલી ૦
ચડયું ચડયું છોગાળાનું તાન,...ઝબકી ૦ ૫
મ્હારો વ્હાલો મંગાવે ભાત,...મોરલી ૦
પહેર્યાં પહેર્યાં ઝાંઝર બે હાથ...ઝબકી ૦ ૬
ભૂલી ચોળી ને પહેર્યાં ચીર,...મોરલી ૦
ખભે ચણીયો ને માથે ખીર...ઝબકી ૦ ૭
ભાત લીધાં ને ભૂલી હું ભાન,......મોરલી ૦
ફરૂં શોધતી એ ક્યાં ગયો કહાન...ઝબકી ૦ ૮
વ્હાલો છેટેથી વાંસળી વાય,.........મોરલી ૦
ફરૂં અંધારે જીવ મારો જાય......ઝબકી ૦ ૯
પ્રભુ આવ્યા જુમનાને તીર,......મોરલી ૦
"પુંજી રામ"ના વ્હાલાએ ખાધી ખીર......ઝબકી ૧૦

———:૦:———

## ભજન-૪૩.

(રાગ-પાટણ ટોપી વાપરી, જુનાગઢનાં છે.)

મોહન મારી શેરીયે, અલબેલાજી આવો,
વ્હાલા તમારૂં મુખડું પ્રભુ અમને બતાવો....૧
માથે મુગટ મોતી ભર્યો, મથુરાના મેવાસી,
પહેરો પ્રીતમજી પાતળા, લાવી તમારી દાસી.....૨
ચંદન ચરચું લેલાટમાં, ફરતા ચોખલીયા ચ્હોડું,
કુંમકુંમ તીલક હું કરૂં, નાથ નવ કરશો માંડું....૩

અલબેલા ઉતારૂં આરતી, ગુણ ગાવા રે લાગું,
ચરણ પખાળીને હું પીઉં, બીજું કાંઇ નવ માગુ....૪
માંખણુને વ્હાલા મીસરી, મથુરાંના છે પેંડા,
જમવા પધારો પાતળા, દીન દાસીનાં તેડાં.....૫
મુખવાસમાં બીડી પાનની, વરીઆળી...સોપારી,
અલબેલા આરોગો હેતથી, લાવી દેવ મુરારી....૬
સુંદીર સેજ પલંગમાં, પોઢો વાવલીયા ઢોળું,
સોના રૂપાને સોગઠે, રમો રંગમાં રોળું....૭
તેલ ફુલેલ સુગંધના, મ્હારા મૈયર થી લાવી,
હોળું વાંકડીયાળા વાળને, મને ઘેલી બનાવી....૮
પ્રેમઘેલી જોઇ પ્રેમદા, રંગ રસીયોજી આવ્યા,
થાળ ભર્યા સગ મોતીયે, વૃજરાજ વધાવ્યા,...૯
અર્ધ પાદ્ય પુજા કરી' સરવે સામગ્રિ આપી,
ભકિત વધારો ભુધરા, રાખો ચરણોમાં સ્થાપી....૧૦
પ્રીત ની રીત પુરી કરી, છબીલાજી સિધાવ્યા,
અરજી સુણી "પુજી રામ"ની, વ્હાલા અંતરમાં આવ્યા....૧૧

---*---

## ભજન, ૪૪.

રાગ.—(આવો અલબેલડા હો...મારે મંદીરીયે)

પ્રેમથી પધારજો હો...પ્યારા પ્રીતમજી.
વ્હાલપ વધારજો હો...મારા મોહનજી...ટેક૦

મારા મંદીરે નાથ મંડપ રચાવું,...(૨)
ચંપા ચંબેલીના છોડવા રોપાવું...(૨)
તુલસી ના કુંજ ઠામ ઠામ વવરાવું,...(૨)
નાથને નચાવું હો,......પ્યારા૦......પ્રેમથી ૦

મંડપની મધ્યે ગાદી તકીયા નંખાવું...(૨)
ગાદી તકીયાને કીનખાબથી મઢાવું,....(૨)
મોગરાની કળી ભરી ગાદીયો ગુંથાવું....(૨)
નાથ પધરાવું હો......પ્યારા ૦.......પ્રેમથી ૦

સોનાની સાંકળથી હિંચકા બંધાવું,....(૨)
એ રે હીંડોળે મણી માણેક જડાવું,...(૨)
પુષ્પો ભરીને માંહી મેવા મુકાવું,....(૨)
નાથને ઝુલાવું હો.......પ્યારા ૦......પ્રેમથી ૦

મારા મંદીરે રૂડી રસોઇ બનાવું,....(૨)
જમુનાના જળે ભરી ઝારીયો ધરાવું,....(૨)
પાન તણાં બીડલાં હું પ્રેમે ખવરાવું,...(૨)
"પુંજીરામ" વારી જાઉં હો....પ્યારા ૦......પ્રેમથી ૦

———:*:———

## ભજન, ૪૫

(રાગ—ઉપરનો.)

રાસમાં રમાડીયે હો......ગોપીના ઘેલડા—ટેક૦
જુક્તે જમાડીયે હો.......મનવાના મેલડા.

મારે મંદીરે સર્વ સુંદરી તેડાવું,...(૨)
વચમાં વ્હાલીડાને વ્હાલથી વધાવું,...(૨)
ગોરા ગોરા ગાલ પર થેપડી થપાવું,...(૨)
ગીતો ગવરાવું હો......ગોપીના...રાસમાં૦

સોના રૂપાના રાસ રંગિલા મંગાવું...(૨)
સામ સામી હીંચ લઈ હેતે હુલાવું,...(૨)
વચમાં હું નાથ સાથ બંસરી બજાવું,....(૨)
કુંદડી ખવરાવું હો.......ગોપીના...રાસમાં૦

મારા મંદીરે મહી ગોરસ મુકાવું,...(૨)
ગોળીના વચ્ચે વાંસ નેતરાં નંખાવું,(૨)
સામ સામી નાથ સાથ ગોરસ ઘુમાવું,...(૨)
લ્હાવો લુંટાવું હો......ગોપીના...રાસમાં૦

મીઠી મધુરી છાછ નાથ પીવરાવું,...(૨)
માખણ ને મીસરી હું આપને ધરાવું,...(૨)
ભાત ભાતની રસોઇ સ્હેજમાં બનાવું,...(૨)
પલમાં પીરસાવું હો......ગોપીના.........રાસમાં૦

સમી સાંજેથી નાથ ઢોલીયા ઢળાવું,....(૨)
સુંદીર મખમલની સેજ સ્હેજમાં સજાવું,...(૨)
કેવડો ને કેતકીના પુષ્પો પથરાવું,...(૨)
"પુંજીરામ"વારી જાઉં હો.......ગોપીના...રાસમાં૦

———:*:———

## ભજન. ૪૬.

રાગ.-(જાવોજાવો, તુમ મેરેસાધુ રહો ગુરૂકે.)

બોલો બોલો,....શ્રી કૃષ્ણ કનૈયા રટો રાધીકે શ્યામ૦
ખોલો ખોલો,...અંતરની આંટી, ભજો સદા ભગવાન૦—ટેક

રાધે રાધે રટો નિરંતર, છોડો સબ જંતર ને મંતર, (૨)
બૌંસી ધર નટવર શ્રી ગીરધર, કરે પુરન સબ કામ...બોલો૦

યમુના તટ પેં બૈંન બજૈયા, મધુવન મેં ગૌ ધેન ચરૈયા, (૨)
જીસને કાલીનાગ નથૈયા, વાકો કરો પ્રણામ......બોલો૦

ધુતારો વો ચોર ઠગારો, સબ સખીયન બન લુંટન હારો'(૨)
મખ્ખન ખાવન વારો, ઉનકા લે લો પલપલ નામ...બોલો૦

કૃષ્ણ કમલીયાં કાલીવાલો, ધ્યાન હૃદયમાં ઉનકા ધારો, (૨)
"પુંજીરામ" કો પ્યારો હાજર, રહે સદા સબ ઠામ,......બોલો૦

——:*:——

## ભજન. ૪૭.

(રાગ- ઉપરનો)

ગાવો ગાવો, રઘુનંદન.........ભૈયા રટો સિયાવર રામ.
આવો આવો, સબ સંતન ભૈયા ભજો ભલા ભગવાન.....ટેક
આવો આવો, નામ ગજાવો, છોડો જુઠા જગસેં દાવો (૨)
જીવન જોગ જમાવો અવસર, આવ્યો અપને કામ...ગાવો૦

દશરથ નંદન, ગર્વ કે ગંજન, અંધ કે અંજન, મુનિમનમંજન,(૨)
ઉનકો કરલો. રંજન સાધુ, કહો સિયાવર રામ......ગાવો૦

તાત બચન તનમન ધન કરકે, બંન સિધાયે બનકુલ ધરકે, (૨)
લંબા કરદો કરકે ઇનકો પ્યારે, કરોં પ્રણામ...ગાવો... ૦

રૂષિમુનિ ગણ કે કૃષ્ટ નિવારે, સિવરી ઔર અહલ્યા તારે, (૨)
અપને કો ઉધ્ધારે વોહી, અબ મત હારો હામ......ગાવો૦

સાગર પર સેતુ બનવાઇ, કપી કટક સબ સંગ સિધાઇ, (૨)
જીસને જુધ્ધ જમાઇ અસુરસેં, કીયે પુરન સબ કામ...ગાવો૦

રાવનકો દશ શીશ કટાઇ, બિભિસનકો લંકા દિલ્વાઇ, (૨)
વો રઘુવરકો ધાઈ ધાઇ, કરો વંદન "પુજીરામ"......ગાવો૦

———:*:———

## ભજન ૪૮.

(રાગ- જીણી જીણી તે મોરલી વાગે છે.)

જાઓ જાઓ રે, જુઠડા નહિ બોલું....(૨)
બળભદ્ર ના બંધવ નહિ બોલું....(૨)
સુભદ્રા ના વિરા નહિ બોલું. (૨)
દેવકીજી ના જાયા કહાન......જુઠડા......(જાઓ)

જસોદા ના રમાડયા નહિ બોલું,...(૨)
રાધાના સ્વામી નહિ બોલું,...(૨)
પેલી કુબજાના મોંઘા મ્હેમાન...જુઠડા૦...(જાઓ૦)

તમે ગોપીયોનાં ચિર લુંટયાંતાં...(૨)
અમે પરાણે ત્યાંથી છુટયાંતાં....(૨)
હવે બોલીયે શું ભગવાન....જુઠડા૦...(જાઓ૦)

નાથ નારી બનીને નાચ્યાતા...(૨)
વળી બળીને બારણે જાચ્યાતા...(૨)
તમે એવાં કર્યાં તોફાન...જુઠડા૦...(જાઓ૦)

તમે સેના સારૂ નાવિક થ્યાતા...(૨)
રોહીદાસના કુન્ડે કેમ ગ્યાતા...(૨)
માર ખાધો મોહન ગયું માન...જુઠડા૦ જાઓ૦)

મ્હાર થઇને નાણું ભરી આવ્યા...(૨)
કહો કયાંથી એ કંથા લઈ આવ્યા....(૨)
પેલા દામા માટે ભગવાન...જુઠડા૦(જાઓ૦)

તમે કુંભાર થઇ ટપલા ટીપ્યા...(૨)
ચડયા ચાકડે તે દિન બહુ દિપ્યા...(૨)
ભુલ્યો ગોરો ભગત બધું ભાન...જુઠડા૦(જાઓ)

તમે ભરવાડ થઇ ભેળા બેઠા...(૨)
ઘેંશ રોટલા ખુબ ખાધા એંઠા...(૨)
થયો નરસઇયો પણ ગુલતાન...જુઠડા ૦ (જાઓ૦)

વળી માધવદાસ માં મંન મોહ્યાં...(૨)
દુરગંધ મય રોગ પણ નવ જોયા....(૨)
થયા માતા સ્વરૂપ ભગવાન...જુઠડા ૦ (જાઓ૦)

આમ અવગુણ કેટલા ઉચરીયે....(૨)
હવે હદ થઇ બહુ લાજી મરીયે...(૨)
કર્યા "પુજીરામે" જીવજાન... જુઠડા૦...(જાઓ૦)

---o---

## ભજન. ૪૯.

રાગ—(બ્હેની...ગઇતી હું દશરથના દરબારમાં)

સૈંયર, ચાલોને જઇયે ગોકુળ ગામમાં, (૨)
પ્રગટયા, પુરણ પુરૂષોત્તમ જુગજીવન રે—આનંદરસ ઉલટયો—ટેક
ધન્ય, ચૌદ ભુવનને અજવાળીયાં, (૨)
હરખ્યાં, દેશ વિદેશે નરનેંનાર રે...આનંદ રસ૦...
મારા, પ્રીયતમ પ્રભુજી પધારીયા. (૨)
નિરખી, નેત્ર થયાં છે પરસન્ન રે...આનંદ રસ૦...
દ્વારે, વિધ વિધ વાજીંત્રો વાગીયાં, (૨)
ગાજે, ભેરી ભોંગળના ઘેરા નાદ રે...આનંદ રસ૦...
સખી, ફુલના તકીયા ને ફુલની ગાદીયો. (૨)
એના, પારણીયે ફુલડાં બહુ વેરાય રે...આનંદરસ૦...
હું તો, ભાન ભુલી ને ભમતી ચોકમાં. (૨)
મારાં, ચિતડાંને ચોર્યાં એને આજ રે...આનંદ રસ૦...
એવા વાલમજી વૃજમાં પધારીયા. ( ૨, )
મારાં, મોહ્યાં છે મોહન સાથે મંન રે......આનંદ રસ૦...
વ્હાલા, શરણે પડેલાંને સંભાળજો. ( ૨, )
"પુંજીરામ" ની અરજી ધરજો ઉરરે.....આનંદ રસ...

——:o;——

## ભજન, ૫૦

રાગ—(કૃષ્ણુ કમળ મુખ નીરખવા...ચાલો શ્રી)

કંચન થાળ કંકુ ભર્યા, વ્હાલાને વધાવા...જઇએ રે,
અબિલ ગુલાલ ઉડાવીયે, ગુણુતો ગોવિંદજીના...ગઇએ રે. ૧
શ્રાવણુ વદ રૂડી અષ્ટમી, ગોકુળીયે નંદ તણુા...દ્વારે રે.
સુંદિર શ્યામ પ્રગટ થયા, વ્હાલાને વધાવીએ જઇ અત્યારે રે. ૨
ધન્ય રે દિવસ મ્હારે આજનો, વ્હાલોજી વૃજ વસવા...આવ્યા રે
ગોપીયો સર્વે ટાળે વળી, મોહન માનુની ને મન ભાવ્યા રે. ૩
ગજરાને હાર ગુલાબનાં, ગુંથીને લાવી છે...ગોપી રે
વ્હાલાને વ્હાલે પહેરાવીયા, રહ્યા છે કંઠ વિષે બહુ ઓપી રે ૪
નંદ જશોદા હરખ ભર્યાં, વ્હાલાનાં વારણીયાં...લે છે રે,
દ્વારે જાચક ઘણુા આવંતા, આશિષ અંતરની...દે છે રે. ૫
સેવક ઉભા ઝાંખી કરે, ગાજે ગોવાળોના...બાળો રે,
આનંદ ઓચ્છવ ઉજવે, ઢોલ મૃદંગ ગાજે ઘડીયાળો રે. ૬
ઝડીયે ને તડીયે તાલી પડે, ગરબે સૌ સુંદરીયો...ગાયે રે,
વ્હાલાએ વૈકુંઠ વસાવીયું, હૈયામાં હરખ અતિષય થાયે રે. ૭
મંગળ મંત્રો ઉચ્ચારતા, બ્રાહ્મણો વેદ ભણુંતા આવે રે
ઘેલી બની સરવે સુંદરી, મેવાતો વિધવિધના...લાવે રે. ૮
રૂષિમુનિ સહુ આવીયા, આવ્યા છે સ્વર્ગતણુા....દેવા રે,
ભોળા શંભુજી પધારીયા, ઇચ્છે છે દરશનને વળી સેવા રે. ૯
શંભુ જશોદા ને વિનવે, મૈયા કનૈયા ને...લાવો રે,
આશ અંતરમાં છે એટલી, દર્શન કુંવર કેરાં કરાવો રે. ૧૦

વળતાં જશોદાજી બોલીયાં, સાંભળો જંગલના...જોગી રે,
બાળક મારો તો બ્હીમરે; આપ છો સર્પ આભૂષણુના...ભોગી રે ૧૧
શિવજી ભોળા પછી બોલીયા, એ તો છે દેવાધિનો....દેવરે,
વિશ્વ સકળ એ ને કારણે, તલસે છે કરવા માટે એની સેવરે, ૧૨
ધન્ય છે ભાગ્ય ભૂમી તણા, પ્રગટયા છે પોતે પુરણ પરી બ્રહ્મરે,
કાળ જેને જોઇ ધ્રુજતો, એનો તો કોઇ જાણે નહિ મર્મ રે ૧૩
માટે લાવો માતા લાલને, દર્શન વિના વ્યાકુળ અમે થઇએ રે.
પ્રેમ પુજનને પુરૂં કરી, સુખેથી સરવે સદનમાં...જઇએ રે. ૧૪
જશોદા વચન સુણી સંચર્યા, કંચનના પારણીયે જઇ જોયું રે,
વામ અંગુઠો ધાવી રહ્યા, લાલને નિરખીને મનડું મોહ્યું રે, ૧૫
લીધા ઉછંગમાં હેત શું, શંકરના સન્મુખ લાલને લાવ્યાં રે,
શંભુએ સ્નેહે ઝાંખી કરી, તાન્ડવ નૃત્ય કરી મન ભાવ્યા રે. ૧૬
સ્તુતિ કરી ભોળા શિવજી, પુજન પરીબ્રહ્મનું...કીધું રે,
ચરણુ પખાળીને પ્રેમથી, પાન ચરણામૃતનું...લીધું રે. ૧૭
શંકરે શંખ વગાડીયો, બ્રહ્માન્ડે શબ્દ થયો બહુ ભારીરે,
દ્રષ્ટિએ દ્રષ્ટિ મળી જતાં, હસીયા છે નટવર ગીરીવર ધારીરે. ૧૮
માતાજી લાલને લઇ ગયાં, કૈલાશે શંકર તુર્ત સિધાવ્યા રે,
દાસ "પુંજી રામે" પ્રેમથી, નાથને શબ્દ મોતીડે વધાવ્યા રે. ૧૯
કૃષ્ણુ જનમ પદ પાવન, શીખે સુણે કે મુખે કોઇ ગાયે રે,
પાપ પ્રલય થશે તેહનાં, નર નારી વૈકુંઠમાં...જાયે રે. ૨૦

## ભજન, ૫૧.

(રાગ—લલીત છંદ)

પરમ એ પ્રભુ, શરણુ આપજે,
હૃદય કુંજમાં, નાથ સ્થાપજે......૧

કઠણુ કાળ છે, આ કળી તણો,
ધિરજ નવ રહે, શોક જ્યાં ઘણો...૨

ત્રિવિધ તાપથી, તું બચાવજે,
શરણુ સંતનું, તું અપાવજે......૩

સબળ શુદ્ધતા, બાપ આપજે,
તિમિર તન તણું, કૃષ્ણુ કાપજે......૪

અભય પદ હરિ, આપનાર તું,
જીવન નાવડું, તારનાર તું......૫

અગમ પંથના, સંતજો મળે,
ત્રિવિધ દેહના, તાપ તો ટળે......૬

અપર પંખીડું, આવીને અડયું,
પરમ પ્રેમના, પીંજરે પડયું......૭

નહિ નડે તને, ના ઉડાડજે,
શરણુ બારણું, તું ઉઘાડજે......૮

કર ગ્રહી પ્રભુ, કષ્ટ કાપજે,
મમદીલે સદા, શાન્તિ સ્થાપજે.......૯

જગતની રૂઠે, સકળ સંપતિ,
પણુ રૂઠીશમાં, નાથ તું રતી.....૧૦

વરદ હસ્તને, મુસ્તકે ધરી,
જનમ મર્ણ,નાં દુઃખ લે હરી......૧૧
અરજ એટલી, "પુજીરામ"ની,
કર કૃપા હવે મુજ વિરામની......૧૨

——:૦:——

## ભજન, ૫૨.

રાગ......(હોરી)

હોશામળો ભકત ભોવન આયો...ટેક
ભોવન આયો ત્રિભોવન આયો......હો શામળો ૦
ભકત કે કારણ એ જગમાંહી, રૂપ અનંત ધરાયો,
હાંરે લાલા રૂપ અનંત ધરાયો,
ધ્રુવ પ્રહલાદ મીરાં નરસૈયો, (૨)
ઉનકો અવિચળ કહાયો, ભકતન્ મનકો બહુ ભાયો...હો ૦
ફાલ્ગુન શુકલ પૂર્ણિમા કે દિન પેં અગ્નિ અધિક ચેતાયો,
હાંરે લાલા અગ્નિ અધિક ચેતાયો,
ભકત પ્રહુલાદ જલાવન કારન, (૨)
ઐસો બિચાર ઠરાયો, સજ્જન મન શોક છવાયો...હો ૦
હિરણાક્ષ દહિતકી બ્હેન હોળીકા, ભકત ઉછંગ ધરાયો
હાંરે લાલા ભકત ઉછંગ ધરાયો,
બૈઠી અગ્નિમેં જલાયો પવન સમ, (૨)
ભકત કો આંચ ન આયો, હોળીકા વો ખાખ બનાયો...હો ૦

ઉઠી પ્રભાત ચલે સબ સજ્જન સંત સજીવન આયો,
હાંરે લાલા સંત સજીવન આયો,
આનંદ ઓચ્છવ ભકતો કરત હે, (૨)
દહિતોએ ધૂળ ઉડાયો, હોળીકાનો શોક છવાયો...હો ૦
કોઇ ઉપાય મીલો ન દહિતકો, લોહકો સ્થંભ ધિખાયો,
હાંરે લાલા લોહકો સ્થંભ ધિખાયો,
ભકત પ્રહલાદજી બાથે પડયો જબ, (૨)
ચડડડ સ્થંભ ચિરાયો, દુરીજન બહોત ડરાયો...હો ૦
નરસિંહ રૂપ ધરી પ્રભુ આયે, દેવ દુદુંભિ બજાયો,
હાં રે લાલા દેવ દુદુંભિ બજાયો,
દહિત હિરણાક્ષકો લીન્હો ઉછંગે, (૨)
નખસેં હૃદય ચિરાયો, પ્રહલાદકો બાથ ભિડાયો...હો શામળો૦
કહત દાસ "પુંજીરામ" તિહારો પ્રેમઘેલો ગુન ગાયો
હાંરે લાલા પ્રેમઘેલો ગુન ગાયો,
સબ અપરાધકો માફ કીજે પ્રભુ, (૨)
આપકો પાર ન પાયો, ખોજત કંહિ હાથ ન આયો...હો શામળો૦

---*---

## ભજન. ૫૩.

(રાગ-ઉપરનો)

હો જશોદા, સુત ખેલત હોરી.....ટેક૦
ખેલત હોરી, ખેલાવત હોરી...હો જશોદા સુત૦
સબ સખીયનસેં ખેલન આયો, રંગમેં મોહે ઝબોરી,
હાંરે લાલા રંગમેં મોહે ઝબોરી,

લાજ શરમ સબ છોર દિયો હૈ,...(૨)
મોહન બાંહ્ય મરોરી, કરત ઐસી કાહે નઠોરી...હો જશોદા૦
બિન્દા બીનકી કુંજ ગલીનમેં, રસીયાજી રાસ રચ્યોરી,
હાં રે લાલા રસીયાજી રાસ રચ્યોરી,

ગ્વાલ બાલ સબ ખેલન આયે,...(૨)
નટવર નાચ નચ્યોરી, સોહે રાધે કૃષ્નકી જોરી... હો જશોદા૦
જમુનાકે તીરપેં વો ધેનુ ચરાવત, બંસી બજાવત મોરી,
હાં રે લાલા બંસી બજાવત મોરી,

ગ્વાલનીયોં મહી બેચન જાવત...(૨)
લુંટત બ્રિજ કીશોરી, કરત બનમેં બરજોરી...હો જશોદા૦
ગોકુલકી ગલીયન બિચ મોરી, મોહન મટકી ઢોરી.
હાં રે લાલા મોહન મટકી ઢોરી,

નફટ ઠાકર કહાન કનૈયા,...(૨)
શીરકી ગગરીયાં ફોરી, ફારી મોરી નવરંગ ચોરી...હો જશોદા૦
આજ આયો મેરે મંદીર મોહન, કેશર કીચ મચ્યોરી,
હાં રે લાલા કેશર કિચ મચ્યોરી,

મારત રંગ ભરી પીચકારી,...(૨)
ડારી ચુંદરીયા બિંજોરી, બડો ઉતપાત બચોરી...હોજશોદા૦
અબિલ ગુલાલ ઉડાવત કુંમ કુંમ, ભર ભર લાવત ઝોરી,
હાંરે લાલા ભરભર લાવત ઝોરી,
પર મંદીરપેં તોફાન મચાવત,...(૨)
તેરી મતિ કહાના થોરી, સુનેંગી જો મૈયાહી મોરી...હોજશોદા૦
બાંધ પકર કર તુમ આર હમકો, લેઇંગે એ લોક લઠોરી,
હાંરે લાલા લેઇંગે એ લોક લઠોરી,
"પુંજીરામ" કહે પ્રીયતમ અબતો,...(૨)
કુછ મનમેં સમજોરી, તજો યે તુફાન કી ટારી,...હોજશોદા

---o---

## ભજન. ૫૪

## (શ્રીનાગ દમણ)

રાગ—(ભમરીયા કુવાને કાંઠડે.)

જુમને મહારાણીને કાંઠડે રે, લોલ, (૨)—ટેક.
કૃષ્ણ રમે ગેડી દડો હાથ જો........જુમને૦
ગાયો બેઠી છે લીલા ઘાસમાં રે લાલ, (૨)
ટાળે મળ્યાં ગોવાળોનાં બાળજો...જુમને૦... ૧
અલબેલા કહાન દડો ખેલતા રે લોલ, (૨)
દાવ ઝીલે ગોપીકાના બાળજો...જુમને૦... ૨
શરતો કરે છે કાળા કહાનજી રે લોલ, (૨)
જેનો દડો જુમનાજીમાં જાય જો...જુમને૦... ૩

તેને દડુલો પડે લાવવો રે લોલ, (૨)
નાખનારો ભેરૂં લેવા જાય જો...જુમને૦... ૪
દડુલો આવે છે સામો વેગમાં રે લોલ, (૨)
રીસ કરી ગેડી દિધી શ્યામ જો...જુમને૦... ૫
દડુલો પડયો છે કાળા નીરમાં રે લોલ, (૨)
જ્યાં વસે પ્રચંડ કાળી નાગજો...જુમને૦.......૬
ગોપ બાળ હસી લે છે તાળીયો રે લોલ, (૨)
નાખનારો કૃષ્ણ લેવા જાયજો....જુમને૦....... ૭
કૃષ્ણે કછોટા વાળ્યા કહેડના રે લોલ, (૨)
ચડી ગયા કદમ કેરી ડાળજો...જુમને૦....... ૮
હરહર શંભુની કરે ગર્જના રે લોલ, (૨)
કુદી પડયા ઉંડા ધડા માંહ્ય જો...જુમને૦...... ૯
કાળાં પાણી તે વિષથી ભર્યાં રે લોલ, (૨)
ત્રાહ્ય ત્રાહ્ય કરે ગોપી બાળજો...જુમને૦......૧૦
રોતા ગોવાળ ઘરે આવી રે લોલ, (૨)
જશોદા માતાને કહી વાતજો...જુમને......૧૧
માતા સુણીને ધરણી ઢળ્યાં રે લોલ. (૨)
હાય મ્હારો કૃષ્ણ નાનું બાળજો....જુમને૦...૧૨
કહાનજી પધાર્યા છે પાતાળમાં રે લોલ, (૨)
નાગણીએ નિરખ્યા નંદ લાલજો....જુમને૦...૧૩
અલ્યા કોનો તું બાળ કયાંથી આવીયો રે લોલ, (૨)
કેમ તારો આવી ખુટયો કાળ જો...જુમને૦...૧૪

નંદ બાવાનો હું છું બેટડો રે લોલ, (૨)
મથુરા પુરીનો હું ગોવાળ જો......જુમનેο...૧૫

જગાડ નારી તારા નાથને રે લોલ, (૨)
મારો દડો લાવ્ય અલી નાર જો....જુમનેο...૧૬

અહીંથી તું જાને અલ્યા બાળુડારે લોલ, (૨)
કાળી નાગ કરશે તારો કાળજો......જુમનેο...૧૭

તારા નાગને નાથીને કબજે કરૂં રે લોલ, (૨)
ગર્વ તો ઉતારૂં તેનો આજ જો......જુમનેο...૧૮

એટલામાં કાળી નાગ ફડફડયો રે લોલ, (૨)
રીસ કરી નાખી વીષ જ્વાળજો......જુમનેο...૧૯

કાનજી થયા શરીરે શામળા રે લોલ, (૨)
ક્રોધ કરી નાગ ઉપર ધાયજો......જુમનેο...૨૦

બન્ને બળીયા તે બથોબથ થયા રે લોલ, (૨)
આંટા ભિડયા નાગે દશ બાર જો...જુમનેο...૨૧

કૃષ્ણજી ફુલ્યા છે રૂડા ફાલથી રે લોલ, (૨)
નાગતણા બંધ છુટી જાય જો......જુમનેο...૨૨

કૃષ્ણજીએ નાથ્યો કાળી નાગને રે લોલ, (૨)
નાગણીઓ બહુ કરે વિલાપ જો......જુમનેο...૨૩

સૌભાગ્ય આપો મારા નાથજી રે લોલ (૨)
મોતીડે વધાવું જાણ્યા આપજો...જુમનેο...૨૪

મથુરામાં શોક તો છવાઇ ગયો રે લોલ, (૨)
ધાવતાં વિસારી મુક્યાં બાળજો...જુમનેο...૨૫

ગાયોએ વાછડાં વિસારીયાં રે લોલ, (૨)
સ્વાસ ભર્યાં જુમાનાજીએ જાય જો...જુમને૦...૨૬

રડતાં જશોદા માતા આવીયાં રે લોલ, (૨)
સાથે રૂવે નગ્ર નર નાર જો...જુમને...૦૨૭

માતા મરવા ને માટે પરવર્યાં રે લોલ, (૨)
કૃષ્ણુજી પાતાળે વિણા વાય જો...જુમને૦...૨૮

માતાએ શબ્દ જ્યારે સાંભળ્યો રે લોલ (૨)
જીવતો મારો કૃષ્ણ ક્યાંથી હોય જો...જુમને૦...૨૯

પ્રભુ પાણી ઉપર પધારીયા રે લોલ, (૨)
નાગ ઉપર નંદલાલ સ્વાર જો....જુમને૦...૩૦

આવીને ભેટયા સહુ સાથને રે લોલ,...(૨)
વૃજમાં થયો જયજયકાર જો......જુમને૦...૩૧

ઓગણીસેં નેવું સંવંત સાલમાં રે લોલ,...(૨)
એકાદસી શુકલ ને અશાડજો૦...જુમને૦...૩૨

નાગદમણુ ગાય શિખે સાંભળે રે લોલ,...(૨)
"પુંજીરામ" મોક્ષ તેનો થાય જો...જુમને૦...૩૩

———:*:———

## વ્હાલા સંતોને વિદાય.

### ભજન. ૫૫

રાગ—(દીકરી. સાસુજીને માતા કહી બોલાવજ્યો રે૦)

સંતો, વ્હાલા સંતો, વ્હેલા વ્હેલા આવજ્યો રે૦
સંતો, પ્રેમી પંખી નિશદિન જોશે વાટ રે, હો—
—વ્હાલા સંતો આવજ્યો રે૦...ટેક૦

સંતો, અમારા આ રસ્તે પગરણ માંડજ્યો રે. (૨)
સંતો, દેવા અમને ભકિત કેરાં દાન રે, હો...વ્હાલા સંતો ૦

સંતો, વ્હાલેશ સંતોને સાથે લાવજ્યો રે,...(૨)
સંતો, લેવા દેવા લાખેણા આ લ્હાવ રે, હો...વ્હાલા સંતો ૦

સંતો, પ્રેમા મૃતની પત્રિકા મોકલાવજ્યો રે,...(૨)
સંતો, વચના મૃતનાં પ્રીતે કરશું પાનરે, હો...વ્હાલા સંતો ૦

સંતો, સૌ સંતોને વંદન મારા આપ જ્યોરે, (૨)
સંતો, કહેજ્યો મારી બ્હેન્યોને પ્રણામરે, હો....વ્હાલા સંતો ૦

સંતો, કર્મ યોગ ના યોગો જઇ મોકલાવ જ્યોરે, (૨)
સંતો, નિત્ય નિયમનાં દેજ્યો અમને દાનરે, હો...વ્હાલા સંતો ૦

સંતો, ભાવ ભરેલા ભકિત રસ રેલાવજ્યો રે,...(૨)
સંતો, મારે મંદીર આવે એની લ્હેરરે, હો....વ્હાલા સંતો ૦

સંતો, જ્ઞાના મૃતના મેવા જઇ મોકલાવજ્યો રે,....(૨)
સંતો, સમજણની મોકલજો સાથે સાનરે, હો...વ્હાલા સંતો ૦

સંતો, બ્રહ્મદેશનો મુકિત રસ મોકલાવજ્યોરે,...(૨)
સંતો શરણું માગે પ્રેમી "પુંજીરામ"રે, હો....વ્હાલા સંતો ૦

—:*:—

## ભજન, ૫૬.

### ( ધુન્ય—પહેલી )

રાગ,–(વનમાં પણ માયા વળગેરે સુખ રહ્યું છે સમજણમાં)

જય કૃષ્ણ કનૈયા કમળા પતિ...રાધે કૃષ્ણ ગોવિંદા૦ હરી રાધે૦

જય ખલક ખુબિ ખેવટીયારામ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય ગીરધર ગોવિંદ ગોપીનાથ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય ઘટઘટ વસિયા છો ઘનશ્યામ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય અંગાત્મક અંગદ અંગાર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય ચત્રુભૂજ ચૈતન ચિત્ત ચોર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય છત્રપતિ છોગાળા છેલ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય જુગદીશ જાદવ જુગલ કિશોર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય તત્વમસિ ત્રિકમ ત્રિપુરાર....રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય થનગન થન થેઇ રમીયા રાસ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય દામોદર દિન બંધુ દયાળ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય ધરણીધર ધનવંતર ધામ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય નટવર નારાયણ નરસિંહ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય પુરશોત્તમ પરમેશ્વર પ્રભુ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય ફરસી ફેરણ ફરસુરામ....રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય બાંસીધર બિહારીલાલ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય ભુધર ભકિત વશ ભગવાન...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

જય મોહન મચ્છા રૂપ મોરાર....રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય યાદવ યોગી યુગલ કિશોર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય રણછોડ રાઘવ રાધેશ્યામ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય લટકાળા લક્ષ્મિવરલાલ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય વિરાટ વામન વિઠ્ઠલનાથ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય શિવ શામળીયા શેષ સ્વરૂપ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય ષટદળ ષટ દર્શન ષટ શાસ્ત્ર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય સદ્‌ગુરૂ સરજન સુંદિર શ્યામ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય હૈંસ સ્વરૂપ હરિહર ભગવાન...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય બળવંત જળહળતા બળ રામ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય ક્ષેત્ર ક્ષમા ક્ષેત્રજ્ઞ સ્વરૂપ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય જ્ઞાતા જ્ઞાને જ્ઞેય થનાર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય અચ્યુત આપ અનંત અનામ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય આનંદ મુર્તિ આપોઆપ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય ઇશ્વર ઇષ્ટ તું ઇન્દ્રા ધાર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય ઉદધિ ઉધારણ ઉમીયા પતિ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય રૂપાળા રૂમઝુમ રૂણહાર....રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય શ્રીજી શ્રીરંગજી શ્રીનાથ...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય જીવણ જાદવ જુગલ કિશોર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય ઓંમકારેશ્વર ઓંમ્ ઓંમકાર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦
જય "પુંજીરામ"રહો બાવન બ્હાર...રાધે કૃષ્ણ ગોવિંદા.૦ હરી૦

——:*:——

## ભજન, ૫૭.

(ધુન્ય—બીજી)

(રાગ—(જેને મુખડે ગોવિંદ ગોપાલા, તેને શું કરશે.)

જય કૃષ્ણ કૃષ્ણ કહો કૃષ્ણ હરે, જય મુરલીધર નટવર પ્યારે....(૨)
જય મુરલીધર નટવર પ્યારે, જય કૃષ્ણ કૃષ્ણ કહો કૃષ્ણ હરે...ટેક૦

રાધાવર ગીરધર ફણીધરપેં, તુમ ખેલત થનગન થન પ્યારે...(૨)
તુમ ખેલત થનગન થન પ્યારે, રાધાવર ગીરધર ફણીધરપેં...જય૦

જય યમુના તટ બટ પનઘટ પેં, બાંસી રટ બાજ રહી પ્યારે...(૨)
બાંસી રટ બાજ રહી પ્યારે, જય યમુના તટ બટ પનઘટપેં...જય૦

ભજ ગોવિંદં ભજ ગોપાલં, જય ગોપીન જન મન કો પાલં...(૨)
જય ગોપીન જન મનકો પાલં, કહો પુન્જીરામ જય ગોપાલં...જય૦

---

## ભજન, ૫૮.

(ધુન્ય ત્રીજી.)...(રાગ—ઉપરનો)

જય દેવકી ઉર અવતાર લીયો, યદુકુળ વૃજ ચંદ્ર વિહાર કીયો...(૨)
યદુકૂળ વૃજ ચંદ્ર વિહાર કીયો, જયદેવકી ઉરઅવતાર લીયો...ટેક

જય રાધે શ્યામ ઉદ્ધાર દીયો, રટવા હર નામ સદાય લીયો...(૨)
રટવા હર નામ સદાય લીયો, જય રાધે શ્યામ ઉદ્ધાર દીયો...જય૦

બાંસીધર બાલ મુકુંન્દ હરિ, કેશવ માધવ કહો કૃષ્ણ ફરી....(૨)
કેશવ માધવ કહો કૃષ્ણ ફરી, બાંસીધર બાલ મુકુન્દ હરિ...જય૦

ગીરધર નટવર વર કો વરીયો સુંદિર મન મોહન સાંવરીયો...(૨)
સુંદિર મન મોહન સાંવરીયો "પુંજી" નટવર વરકો વરીયો...જય૦

---

## ભજન, ૫૯.

(ધુન્ય ચોથી.) રાગ–ઉપરનો.)

સિયારામ સિયારામ સિયારામ સિયારામ,—
—સિયારામ તમામ ચરાચર હો...(૨)

સિયારામ તમામ ચરાચર હો,...(૨)
...સિયારામ સિયારામ સિયારામ સિયારામ....ટેક

રઘુનાથ દયાળ કૃપાળ હરિ, સાગરપેં પત્થર પાજ કરી૦...(૨)
સાગરપેં પત્થર પાજ કરી,...(૨)

...રઘુનાથ દયાળ કૃપાળ હરી૦...સિયારામ૦

પ્રભુ ભૂતળ ભારત જન્મધરી, સુર સ્હાય કરી ભૂમિ ભાર હરી...(૨)

સુર સ્હાય કરી ભૂમિ ભાર હરી,...(૨)
...પ્રભુ ભૂતળ ભારત જન્મ ધરી૦...સિયારામ૦

જયરામ અનામન ધામન હો, રઘુનાથ પ્રણામ હજારન હો૦...(૨)

રઘુનાથ પ્રણામ હજારન હો,....(૨)
...“પુંજીરામ” અનામન ધામન હો૦...સિયારામ૦



## ભજન ૬૦

(ધુન્ય પાંચમી) રાગ—ઉપરનો.)

હરિ:ઓમ હરિ:ઓમ્ હરિ:ઓમ્ હરિ:ઓમ્........

—હરિ:ઓમ્ ત્રિગૂણાત્મક વંદન હો....(૨)

હરિ:ઓમ્ ત્રિગુણાત્મક વંદન હો,...(૨)

...હરિ:ઓમ્ હરિ:ઓમ્ હરિ:ઓમ્ હરિ:ઓમ્ ટેક૦—

એ अकार मकार उकार વિષે,...(૨)

—ઓમ્ કાર ત્રિગૂણાકાર દિસે....(૨)

ઓમ્ કાર ત્રિગૂણાકાર દિસે,...(૨)

—એ अकार मकार ऊकार વિષે....હરિ:ઓમ્ ૦

અંકાર સત્વે ब्रह्मा બસીયા,...(૨)

—મંકાર રજવે विष्णुं વસીયા..........(૨)

મંકાર રજવે विष्णुं વસીયા,....(૨)

—અંકાર સત્વે ब्रह्मा બસીયા....હરિ:ઓમ૦

ઉકાર તમો ગુણ શિવ મુર્તિ,....(૨)

—ત્રિગુણાત્મક ઘટઘટમાં સ્ફુર્તિ......(૨)

"પુજીરામ" સકલ જગમાં સ્ફુર્તિ,...(૨)

...ઉકાર તમો ગુણ શિવ મુર્તિ....હરિ ઓમ ૦



## ભજન, ૬૧.

(ધુન્ય છઠ્ઠી) (રાગ—ઉપરનો)

ઓંમ્કારપેં શુન્ય अलख વસીયો,.......
—ત્રિવિકાર તજી અદ્ધર ખસીયો૦...(૨)
ત્રિવિકાર તજી અદ્ધર ખસીયો,...(૨)
...ઓંમ્કારપેં શુન્ય अलख વસીયો...ટેક૦
શુન્ય ब्रह्म ત્રિગુણ બિચમૈં માયા,
—પડી અર્ધ માત્રા અનુંભવ પાયા૦...(૨)
પડી અર્ધ માત્રા અનુભવ પાયા,...(૨)
...શુન્ય ब्रह्म ત્રિગુણ બિચમૈં માયા૦...ઓંમ્કાર૦
વો આગેં જાવત રોકત હૈં,
—કચ્ચા જન સબકોં ટોકત હૈં૦...(૨)
કચ્ચા જન સબકોં ટોકત હૈં,...(૨)
...વો આગેં જાવત રોકત હૈં...ઓંમ્કાર૦
જીવરામ હો ब्रह्म ગુરૂ બચ્ચા,
—આગેં પહોંચત સબ જન સચ્ચા...(૨)
આગેં પહોંચત સબ જન સચ્ચા,...(૨)
..."પુંજીરામ" હો ब्रह्म ગુરૂ બચ્ચા૦...ઓંમ્કાર૦

———:o:———

## ભજન, ૬૨.

(ધુન્ય સાતમી)–રાગ—ઉપરનો)

સચ્ચિદાનંદમ્ આનંદમ્, પરમાનંદમ્ મહદાનંદમ્...(૨)
પરમાનંદમ્ મહદાનંદમ્, (૨)સચ્ચિદાનંદમ્ આનંદમ્...ટેક૦

રાધાવર હો સીતાવર હો, ઉમીયાવર હો લક્ષ્મિવર હો...(૨)
ઉંમીયાવર હો લક્ષ્મિવર હો, (૨) રાધાવર હો સિતાવર હો...સ૦

પુર્ણાનંદમ્ નિત્યાનંદમ્, બસ આનંદમ્ બસ આનંદમ્.(૨)
બસ આનંદમ્ બસ આનંદમ્, (૨) પૂર્ણાનંદમ્ નિત્યાનંદમ્...સ૦

આત્માનંદમ્ સ્વાત્માનંદમ્, જીવન પલપલ પરમાનંદમ્ (૨)
"પુન્જી" પલપલ પરમાનંદમ્,(૨)આત્માનંદમ્ સ્વાત્માનંદમ્..સ૦

———:*:———

## ભજન, ૬૩.

(ધુન્ય આઠમી) રાગ—ઉપરનો.

શિવઓંમ્ શિવઓંમ્ શિવઓંમ્ શિવઓંમ્—
હરિઃઓંમ્ હરિઃઓંમ્ હરિ જયશંભૂ...(૨)
હરિઃ ઓંમ્ હરિઃ ઓંમ્ હરિઃ જયશંભૂ...(૨)
....શિવઓંમ્ શિવઓંમ્ શિવઓંમ્ શિવઓંમ્...ટેક

વાઘામ્બર ધર ભસ્માન્ડિત વર,—
—હરશંકર ભૂષણુ વિષધર ધર......(૨)
હરશંકર ભૂષણુ વિષધર ધર......(૨)
...વાઘામ્બર ધર ભસ્માન્ડિતવર...શિવઓંમ૦

શિશ ગંગાધર ઇશિ ઉમીયાવર,—
—ત્રિલોચન ત્રિદલ ત્રીપુરા હર.........(૨)
ત્રિલોચન ત્રિદલ ત્રીપુરા હર,...(૨)
....શિશ ગંગાધર ઇશિ ઉમીયાવર...શિવ ઓંમ્૦
અર્ધાંગે ઉમીયાધર શંકર,—
—કહો, સબ સંતો શિવહર શિવહર...(૨)
કહો "પુંજીરામ" શિવહર શિવહર...(૨)
...અર્ધાંગે ઉમીયાધર શંકર....શિવઓંમ્૦

———:*:———

## ભજન, ૬૪.

(ધુન્ય નવમી)—રાગ ઉપરનો)

ગુરૂઓંમ્ ગુરૂઓંમ્ ગુરૂઓંમ્ ગુરૂઓંમ્,...
—જય સદ્ગુરૂ પરમાત્મને નમઃ ......(૨)
જય સદ્ગુરૂ પરમાત્મને નમ...(૨)
...ગુરૂઓંમ્ ગુરૂઓંમ્ ગુરૂઓંમ્ ગુરૂઓંમ્...ટેક
પરબ્રહ્માન્ડિત નિત્યાનંદિત,—
—ત્રિગૂણાતિત તત્ત્વમસિ લક્ષિત......(૨)
ત્રિગુણા તિત તત્ત્વમસિ લક્ષિત,...(૨)
...પરબ્રહ્માન્ડિત નિત્યાનંદિત...ગુરૂ ઓંમ્૦
નિર્લેપન નભવત દ્વંદાલિત,—
—કૈવલ્યં જ્ઞાન સ્વરૂપ અચલીત......(૨)

કૈવલ્યં જ્ઞાન સ્વરૂપ અચલીત,...(૨)
...નિર્લેપન નભવત દ્વંદા તિત...ગુરૂ ઓંમ૦

નિર્મલ સાક્ષિ નિત્યં ઐક્યં,—
—ભાવા તિત જીવન જગધિશં......(૨)

ભાવા તિત "પુન્જી" જગધિશં,...(૨)
...નિર્મલ સાક્ષિ નિત્યં ઐક્યં...ગુરૂ ઓંમ



## ભજન, ૬૫.

ધુન (દસમી) રાગ—ઉપરનો

शिवोऽहं शिवोऽहं शिवोऽहं शिवोऽहं,—
—ॐ તદરૂપ तत्वमसि सोहं (२)

ॐ તદરૂપ तत्वमसि सोहं,........(२)
....शिवोऽहं शिवोऽहं शिवोऽहं शिवोऽहं....टेक०

वोऽहं वोऽहं तत्तऽहं तत्तऽहं,—
—परमानंदित सो नित्योऽहं....(२)

परमानंदित सो नित्योऽहं,........(२)
.......वोऽहं वोऽहं तत्तऽहं तत्तऽहं—शिवोऽहं०

अं ब्रह्मोऽहं मं विष्णोहं,
—उं शैवोऽहं तत्त सत्योऽहं....(२)

उं शैवोऽहं तत्त सत्योऽहं,........(२)
....अं ब्रह्मोऽहं मं विष्णोऽहं....शिवोऽहं०
ऐक्यं नित्यं सत्यं ओऽहं,—
—मोऽहं सोऽहं सोऽहं मोऽहं....(२)
मोऽहं सोऽहं सोऽहं मोऽहं........(२)
....ऐक्यं नित्यं "पु-जी" ओऽहं—शिवोऽहं०

—:※:—

### ભજન, ૬૬,

રાગ.–(મને ભકિતના મારગે જાવા દીયો.)

આજે એકાદશી વૃત્ત આદરીયે, (૨)
આજે આનંદથી અતિ ઉર ભરીયે, (૨)
આજે ભગવદ્ ભજન વિષે ભળીયે, (૨)
આજે પંચ વિષય વિષ પરહરીયે. (૨)...આજે૦

(સાખી)

એકાદશીના અર્થનો, અંતર અનુભવ આણીયે, ।
સૌ શબ્દના સુક્ષમ મનનથી, સત્ય વસ્તુ જાણીયે. ॥
આજે સત્ય સ્વાનુભવ સિદ્ધ કરીયે, (૨)
આજે જીવન જ્યોતિ પ્રગટ કરીયે....આજે૦
દસ ઇન્દ્રિયો નિજ દેહની, જીર્ણા નજરથી જાણીયે, ।
મન મુખ્ય છે અગીયારમું, એકાદશી ઉર આણીયે, ॥

આજે તેની વિગત કરી વિચરીયે, (૨)
આજે શમ દમ સાધન સજ્જ કરીયે...આજે૦

નેત્ર શ્રોત્ર ત્વચા અને, વળી ઘ્રાણ રસના બે મળી, ।
એ પાંચ જ્ઞાનેન્દ્રીય તણા, વસમા વિષય પાંચે વળી. ॥

આજે રસ રૂપ ગંધને પર હરીયે, (૨)
આજે સ્પર્શ કુશબ્દ તજી ફરીયે...આજે૦

વાક્ય પાણી પાય ત્રણ, મળ ત્યાગ શિશ્ન ઉપસ્થ બે, ।
એ પંચ કર્મેન્દ્રીય થકી, વૃત્તિ વીરામે વાળીએ. ॥

આજે દેહ દશા દીલ નવ ધરીયે, (૨)
આજે આત્મ સ્વરૂપે અચળ ઠરીયે,...આજે૦

દસ ઇન્દ્રીયો વીગતે કહી, તે અશ્વરૂપ એંધાણ જ્યો, ।
મન મહારથી છે મદ ભર્યો તે સારથી રૂપ જાણજ્યો. ॥

આજે દેહનો રથ નવ જોતરીયે, (૨)
આજે વિષમ વાટે ના વીચરીયે...આજે૦

સુરવિર સંતો જે સ્થળે, હરિ નામ ધૂન કિર્તન કરે, ।
તે સ્થાનમાં સ્નેહે સિધાવો, પાપ પુર્વેનાં ટળે. ॥

આજે વૃત્તિ એવા વૃત્તમાં ધરીયે, (૨)
આજે સુક્ષ્મ ફલ પ્રાશન કરીયે,....આજે૦

લૌકીક અલૌકીક અર્થને, એ અર્પનારૂં વૃત્ત છે, ।
આત્મિક અને દૈહિક અર્થ સમર્પતું અમૃત છે. ॥

આજે જાગ્રણ રજની ભજન કરીયે (૨)
"પુંજીરામ"ની સેવા સફળ કરીયે,....આજે૦

## ભજન-૬૭.

રાગ—(વનરાવનનોરે ચંદ્ર....મારે રૂદીયે વશ્યો છે.)

વ્હાલા સૌ સંતો, અમને ચરણોમાં રાખજો......(૨)
અપરાધી છોરૂડાં ના, ધરશો નવ દોષ૦ મ્હારા......
........હૈયાના હાર જીવન જ્યોતિના ભાણુ છો૦—ટેક૦

સમરણ ભૂમિ પર નિરભય ફરતા વિર સંતો....(૨)
ભૂતાન્તર ગત ભકતોના, શુરા સરદાર,... ...મ્હારા૦
નિષ્કામિ બખ્તર પહેરી, ષડપુરીને છેતર્યા...(૨)
એકાન્તિક આયુધ્ધ ધારી, કપાવ્યો કાળ......મ્હારા૦
ભકિતના રથમાં બેસી, કુરૂક્ષેત્રે ધુમતા,...(૨)
ખેવટીયા સુંદિરવર મહીં, માંખણુના ચોર...મ્હારા૦
ધિરજ ધનુષને, સત્ય શરના સંધાનથી,...(૨)
કામ ક્રોધાદી કૌરવ, જીત્યા જંજાળ..........મ્હારા૦
મુકિતની વિજય માળા, ધરતા એ પારથો,...(૨)
પ્રેમી પ્રીય પંથે વસજો, "પુન્જી"ના રામ.......મ્હારા૦

---o---

## ભજન, ૬૮.

રાગ-(મન માન કહ્યા અબ મેરા...)

અકળિત માયા......મન ત્હારી...(૨)—ટેક

હો મન તું શિદ ભૂલમાં ભમતું,....(૨)
પલપલ દેત વિસારી૦.........અકળિત૦

ક્ષુધાતુરતે અન્ન મળે પણ,...(૨)
ગર્વે ભૂખ સહે ભારી૦.........અકળીત૦

ભમે.. ભિખારી ભિખ માગવા,...(૨)
વાલ મળે નહિ વારી.........અકળીત૦

બુદ્ધિ હીણુ ને જ્ઞાન દિયો પણુ,...(૨)
ગુરૂ વિણુ નહિ અધિકારી૦.........અકળિત૦

કુપાત્ર જનને અકકલ દેતાં,...(૨)
ભય ઉપજે છે ભારી.........અકળિત૦

"પુંજીરામ" કહે મૂરખ મનને,...(૨)
શિખ ન લાગે સારી.........અકળિત૦

———:*:———

## ભજન, ૬૯.

રાગ–(જીવતું શીદને ચિંતા કરે કૃષ્ણને,)

સાચી સેવા કરો, હવે હો મન, સાચી સેવા કરો...ટેક...

તમે વિઠ્ઠલ વરને વરો.........હવે હોમન.........સાચી૦
અખિલ જગત ભરપૂર ભર્યું પણ, સંતની સાથે ફરો...(૨)
સમજીને શરણાગત થઇને,......(૨)
અમ્મર ભાતૂં ભરો...હવે હો૦... ... ......સાચી૦
નિત્ય અનિત્યનો ન્યાય કરીને, તત્વ વિચારે વળો...(૨)
સર્વ શ્વાસ જીવન ધન લઇને, ...(૨)
મિથ્યામાં શિદ મરો...હવે હો૦.... ... ......સાચી૦

ઇશ્વર વસ્તુ શું છે? કયાં છે? પુછવા પંથે પળો...(૨)
પુરા મળે કોઇ બ્રહ્મનિષ્ઠ તો, ...(૨)
જલદી જઇને મળો...હવે હો૦ ... ... ......સાચી૦

ઉપલક ભકિત કામ ન આવે, કૃષ્ણ વચન ઉર ધરો......(૨)
જ્ઞાને પરી સમાપ્ય શબ્દનું, ...(૨)
મનન કરી તમે તરો...હવે હો૦ ... ... ......સાચી૦

પ્રગટ વશ્યો ઘટઘટમાં પ્યારો, તનમન ધન ત્યાં ધરો...(૨)
પરમાર્થે કટીબદ્ધ બનીને,......(૨)
આત્મ સેવા ઉર ભરો...હવે હો૦ .... ... ......સાચી

સત્ય અસત્યનો સાર વિચારી,જન્મ સફળ સિદ્ધ કરો......(૨)
"પુંજીરામ" એ પરમ પ્રભુને,...(૨)
ચરણે મુસ્તક ધરો...હવે હોમન૦ ... ... .......સાચી

———:*:———

## ભજન, ૭૦

(રાગ. ગજલ)

જુવાની જાળવી લઇને, પ્રભુને યાદ તું કરજે.
જવું છે દુર મુસાફીર. અમર ભાતું વિરા ભરજે.........૧

હતો તું માતની કુંખમાં, પ્રભુને કોલ દિધોતો.
પ્રભુએ જાળવી તુજને, જનમ સંસારે દિધોતો.........૨

મનુષ્ય અવતાર મળવો તે, અરે દુર્લભ છે દેવોને.
મણી પારસ ચડયો હાથે, સદા શ્રી કૃષ્ણ સેવોને..........૩

જગત દિન ચારના સુખમાં, ભૂલો નહિ નિજ કારણને.
હજારો વર્ષનુ સુધરે, સમરતાં શ્રી નારાયણને.........૪

પ્રભુ સેવાને સાચવતાં, તળાયા તેલે સુધનવા.
કરીલે ભકિત શીર સાટે, અરે ઓ આળસુ મનવા.........૫

અમરીષ જન રાજવિ જેવા, કરે, નીજ હાથે હરિ સેવા.
પ્રભુ ત્યાં વિંઝણા વાયે, અરે ત્રિલોકના દેવા.........૬

પ્રભુથી પ્રીત પ્રગટે તો, છબિલો સ્હેજમાં આવે.
દાસ "પુંજીરામ" પરગટ એ, પ્રભુના ગુણ નિત્ય ગાયે.........૭

——:*:——

## ભજન, ૭૧.

રાગ-(કુણ કુણ જોવા ગ્યું'તું રે...જીવરામભઇ બંદલા)

ભ્રમણામાં શું ? ભૂલ્યો રે,...માયાના લોભી.-ટેક

ફક્કડ થઇને કુલ્યો રે,...માયાના લોભી૦
પરમાર્થે પરવરજો, જીવડા, કંઇક વિચારે વળજો રે૦...માયાના.

અમુલ્ય અવસર આવ્યો રે,...માયાના૦
મમતા મોહ ધરાવ્યો રે,...માયાના૦
સતસંગત કંઇ કરજો, જીવડા, ભવનું ભાથું ભરજો રે૦...માયાના.

સ્વાર્થે શિદ રમો છો રે,...માયાના૦
ભૂલમાં દેહ દમો છો રે...માયાના૦
આનંદ ઉરમાં ધરજો, જીવડા, કંઇક કમાણી કરજો રે૦...માયાના.

નારીમાં મન મોહ્યું રે,...માયાના૦
પંચ વિષયમાં ખોયું રે,...માયાના૦
પાછું પણ નવ જોયું, જીવડા, કાજળથી મુખ ધોયું રે૦...માયાના.

કોણે મ્હોત ભૂલાવ્યું રે,...માયાના૦
આજ કાલ એ આવ્યું રે,...માયાના૦
સરવે ધન પરભારૂં, જીવડા, કાંઇ નથી ત્યાં તારૂં રે૦...માયાના.

જીવનાં જોખમ થાશે રે,...માયાના૦
પાઇ રહે નહિ પાસે રે,...માયાના૦
સર્વે લુંટી લેશે, જીવડા, પલમાં ફુંકી દેશે રે૦...માયાના૦

હીતને માટે કહું છું રે,...માયાના૦
સત્ય શિખામણ દઉં છું રે,...માયાના૦
"પુંજીરામ"ની અરજી, જીવડા, પછી તમારી મરજી રે૦...માયાના

——:•:——

## ભજન. ૭૨.

(રાગ—ઉપરનો)

ધર્મ ધ્યાન કંઇ ધરજો રે...માયાવિ મનવા૦—ટેક

પ્રભુનાં દરશન કરજો રે,......માયાવિ મનવા૦
ટેલ ગરીબની કરજો, વ્હાલા, પરદુઃખ દિલમાં ધરજોરે૦માયાવિ૦

પુન્યદાન કંઇ કરીયે રે,.....માયાવિ મનવા૦
માન મોટમ નવ ધરીયે રે,.....માયાવિ મનવા૦
સદ્‌ગુરૂ શરણે રહેજો. વ્હાલા, મંત્ર લક્ષમાં લેજોરે,૦ માયાવિ૦

દુનિયાથી નવ ડરીયેરે,......માયાવિ મનવા૦
ભગવદ્ ભક્તિ કરીયેરે,......માયાવિ મનવા૦
સંતની સાથે ફરીયે, વ્હાલા, હિંમત દિલમાં ધરીયેરે૦માયાવિ૦

સમજો તો બહુ સારૂં રે......માયાવિ મનવા૦
જગ કંથેરનું જાળું રે,.........માયાવિ મનવા૦
ખોલો અંતર તાળું, વ્હાલા, તુરત થશે અજવાળું રે૦માયાવિ૦

"પુંજીરામ" કહે સાચું રે,......માયાવિ મનવા૦
સમજણ વિણ સૌ કાચુ રે,......માયાવિ મનવા૦
સેવા સમજી કહુ છું, વ્હાલા, સંત ચરણમાં રહું છું રે૦ માયાવિ૦

---:※:---

## ભજન, ૭૩.

(રાગ—ઉપરનો)

પ્રગટ પ્રભુને પરખો રે,...ભૂલેલા ભમરા૦
આત્મસ્વરૂપમાં હરખોરે....ભૂલેલા ભમરા૦
જગને મિથ્યા જાણો, વીરલા ભક્તિ રસ ઉર આણો રે....ભૂલેલા૦

મનુષ્ય લ્હાવો લઇયેરે....ભૂલેલા૦........
હીરલો પરખી જઇયેરે...ભૂલેલા૦
માયા મમતા તજીયે, વિરલા ભગવદ્ ભુષણ સજીયે રે...ભુલેલા૦

દુનિયા દુઃખનો દરીયોરે...ભુલેલા૦
મોહ મુમતનો ભરીયોરે...ભુલેલા૦
પલ પલ દુઃખડાં દેશે, વીરલા, આયુષ લુંટી લેશેરે...ભુલેલા૦

સ્વાર્થિ સુતને દારારે....ભુલેલા૦
વિષય ભુજંગી ભારારે....ભુલેલા૦
સગાં સબંધી લુટે વિરલા, કુટુંબ સરવે કુટેરે....ભુલેલા૦
દુનિયા દુઃખનું જાળું રે...ભુલેલા૦
સુખ જરી નવ ભાળું રે...ભુલેલા૦
ભ્રમણામાં ભટકાશો, વીરલા, આગળ જઇ અટકાશોરે...ભુલેલા૦
ગરીબ ઘણાં છે દુઃખીયારે,....ભુલેલા૦
ધનવંતો નહિ સુખીયારે—ભુલેલા૦
પુત્ર વતી નહી સુખી, વીરલા, વંઝા પણ બહુ દુઃખીરે...ભુલેલા૦
રંક દીસે બહુ દુઃખમાંરે...ભુલેલા૦
રાજા પણ નહી સુખમાંરે....ભુલેલા૦
સંસારી નહી સુખીયા, વિરલા, ત્યાગી પણ બહુ દુઃખીયારે૦ભુ૦
માટે મમતા મૂકો રે...ભૂલેલા૦
ભગવદ રસ નવ ચુકો રે,...ભૂલેલા૦
“પુંજીરામ” વીનવે છે, વીરલા, સમજણથી સુખ રહે છે રે૦ ભુ૦

———:*:———

## ભજન, ૭૪.

(રાગ—ઉપરનો.)

સાચા સુખને સમજો રે,........હરિ જળના હંસા—ટેક
સમજણમાં જઈ રમજો રે,...........હરિ જળના હંસા૦
સદ્‌ગુરૂ શરણે જઈયે, બંધવ, સુખદુઃખ મનમાં સહીયેરે...હરિ૦
મિથ્યામાં શું વળગ્યારે,...........હરિ જળના૦
ત્રિવિધ તાપમાં સળગ્યારે,..............હરિ જળના૦
ત્રષ્ણાને નવ ત્યાગી, બંધવ, મૃત્યુ લીધું માગીરે...હરિ૦
સંતોને જઇ સાધો રે,................હરિ જળના૦
અસલ પ્રભુ આરાધો રે,................હરિ જળના૦
ધર્મ સનાતન ધરીયે, બંધવ, પ્રવાહને પરહરીયેરે...હરિ૦
ગુરૂમાં શ્રદ્ધા રાખોરે,...............હરિ જળના૦
પરમ અભય રસ ચાખોરે,................હરિ જળના૦
બંધન મિથ્યા તોડો, બંધવ, મૂક્તિમાં મન જોડોરે...હરિ૦
આત્મજ્ઞાનમાં રહેજોરે,................હરિ જળના૦
અખંડ આનંદ લેજોરે,...............હરિ જળના૦
"પુંજીરામ"ની સેવા બંધવ, સજ્જનને મન મેવારે....હરિ૦

—*—

## ભજન, ૭૫

(રાગ—ઉપરનો)

જ્ઞાન વિના નહિ મુક્તિ રે........ભગવદ્‌ના ભકતો—ટેક

ગુરૂના ઘરમાં જુકિત રે,....ભગવદ્‌ના ભકતો૦
શોધે છુટકો કરજો,—સંતો,—ભવસાગરને તરજો રે...ભગવદ્૦

મુક્તિ ભિક્ષા માગો રે...........ભગવદ્૦
વિદ્યાર્થી થઇ વાગો રે,...........ભગવદ્૦
ઘણાં તીરથમાં ફરીયે સંતો. પુર્ણ થાય તો ઠરીયે રે...ભગવદ્૦

દત્તાત્રિ એ સાધ્યું રે,............ભગવદ્૦
આત્મજ્ઞાન આરાધ્યું રે,.........ભગવદ૦
ચોવીસ ગુરૂઘર ફરીયા, ત્યારે, સ્થિર થઇને ઠરીયા રે...ભગવદ્૦

મુક્તિ ભિક્ષા મોંઘી રે,.........ભગવદ્૦
ઢળી પડયા જીવ ઢોંગી રે,.........ભગવદ્૦
પૂરણ સદ્‌ગુરૂ મળશે, સંતો, પ્રગટ જ્યોત જળહળશે રે...ભગવદ્૦

ચેતન થઇને ચેતો રે,...........ભગવદ૦
ઉરમાં કંઇ ઉતરે તો રે,........ભગવદ૦
"પુંજીરામ" એમ કહેછે, સંતો, છેવટનું સુખ એછે રે...ભગવદ૦

——:*:——

## ભજન, ૭૬.

રાગ–(છોટીબડીગૌવાંરે...ચરાનેવાલે કહાનજી.)

હરીકો સુમરલે રે, સમજ મન સાજના.(૨)–ટેક.
સમજ મન સાજના, સમજ મન સાજના.....(હરી૦)
તુમમેરા ભાઈ, મનવા તુમ હો કસાઈ,...હાં તુમ૦(૨)
તુમ દુઃખ દાઇરે,...ભૂલાઈ ભગવદ્ ભાવના....(હરી૦)
તેરી કુટેવો મનવા, તુંહી તું સુધાર લે,...હાં તુંહી૦(૨)
હમકો ઉદ્ધાર લે રે,...ભગવદ્ભક્તિ ઉર લાવના....(હરી૦)
હો મન મુરખ તું, માયાસે ભાગજા,...હાં માયા૦(૨)
ઇશ્વરસેં લાગ જા રે,...સત્સંગતમેં નિત્ય જાવના....(હરી૦)
તેરી મહોબતસેં મનવા, લાખ્ખો લુંટાણા,...હાં લાખ્ખો૦(૨)
સંતો છુટાણા રે....બાહીરસેં ભિતર આવના....(હરી)
અયમન મેરા તેરી, તૃષ્ણા કો છોડ દે,....હાં ત્રષ્ણા૦(૨)
રામસેં દીલ જોડ દે રે,...અંતરમુર્તિ પ્રગટાવના....(હરી૦)
"પુંજીરામ" કહેતે અબતો, મુજકો તું છોડદે. ...હાં મુજ૦(૨)
બંધનકો તોડ દે રે, સદ્ગુરૂકા ગુંજન ગાવના...(હરી૦)

———:૦:———

## ભજન, ૭૭.

રાગ-(ઉંઘ આવે છે કેમ અભાગીયા.)

વિરા આવોને નિત્ય સતસંગમાં,...(૨)
ગુણ ગોવિંદના ગાવોને ઉમંગમાં,....(૨)
શિદ ફુલ્યા ફોગટ માયા ફંદમાં રે..........ભજ રામને૦

અલ્યા જાગોને સુરજ ઉદય થયા,...(૨)
થયા બપોર છતાં શું ? ઉંઘી રહ્યા,...(૨)
માથે મોતના ડંકા વાગી રહ્યા રે.........ભજ રામને૦

ઘણા જનને વખત બધો વહી ગયો,...(૨)
છતાં અલબેલી ઉંઘમાં ઉંઘી રહ્યા,...(૨)
જીવડા જન્મારો મિથ્યામાં ખપી ગયો રે......ભજ રામને૦

આ તો સ્વપ્નું આવ્યું છે તને ઉંઘમાં,...(૨)
તેની લ્હેરોને સાચી સમજીશ માં,...(૨)
આપે લક્ષ ચોરાસીએ ભવિષ્યમાં રે......ભજ રામને૦

પૈસા પેદા કરીને ભાથુ શુ ? ભર્યું,...(૨)
આજે ખાધું ને કાલે ખાલી કર્યું,...(૨)
તેમાં તારૂં ટાંપુ તો કાંઇ ના વળ્યું રે......ભજ રામને૦

અલ્યા પચ્ચિસ વરસ પાણી થયાં,...(૨)
કદિ દસ કે વીસ બાકી રહ્યાં,....(૨)
કાળ આવે તો આજે પુરાં થઇ ગયાં રે......ભજ રામને૦

મુડી મુકીને ખાલી થઇને જશો,...(૨)
માથે દેવાના દાટ વાળી જશો,...(૨)
પછી પાછળ પોકે રોવા બેસશો રે......ભજ રામને૦

માટે વ્હાલા વિચારો તમે મંનમાં,...(૨)
પ્રભુ વસે છે સઘળા ભૂંવનમાં...(૨)
"પુંજીરામ" સદા છે નિજાનંદમાં રે......ભજ રામને૦

—o :: o—

## ભજન, ૭૮.

રાગ—(લીલુડા વાંસની વાંસળીરે... આડા મારગે વાગતી જાય.)

અવતાર આવ્યો કે, આવશે રે,...આડા મારગે કેમ જવાય૦
સ્વર્ગના દેવોએ પુછીયું રે,...જીવો કેવું કમાવાને જાય...૧
નથીરે કમાંણા જીવો કશું રે...એ તો ઘરનું ગુમાવાને જાય૦
લક્ષ ચોરાશી ફરી વળ્યો રે,....ત્હોએ ભક્તિમાં ભાવ ન થાય...૨
શિવરાજ કેરો બેટડો રે,....જીવો નરકે પડવાને જાય૦
મનનો મસ્તાનો માને નહી રે,... માયા મોહ વીષે ભટકાય...૩
ક્રોધ રૂપી સિંહ ગાજતો રે,....કામ હાથી ઘણો મલકાય૦
ક્રોધ તાણી બાંધ્યો કાળજે રે,...બાંધ્યો કામ રગેરગ માંય...૪
ક્રોધને નિરે તારી કિર્તિયો રે,...પાપી કામને પુન્યની વેલ૦
ખાઈ ખાઇને ખાલી કર્યો રે,...ત્હોય મનના મુમત હવે મેલ....૫
લોભ ને મોહ મિત્રો કર્યા રે,....તારી શાખા તણા સરદાર૦
દુનીયામાં દેવાળું પુકીયું રે,...તેનો ધિકક પડયો અવતાર...૬
વિશ્વ વિભુક્ષમા આપશે રે,....હજુ પુરો પસ્તાવો જો થાય૦
દાસ "પુંજીરામ" વિનવે રે,....આતો જાગે તે જીવતો જાય...૭

—:*:—

## ભજન, ૭૯.

રાગ—(ઇસ તનકી કોણ બડાઇ.)

પ્રેમ પુરણ વીના, ભકતી ન ભાવે,......ભકતી ન ભાવે૦
ફંધ હઠીલી આગળ આવે........પ્રેમ પુરણ વીના—ટેક૦

શરમ ધરી કદી આવે ભજનમાં,...(૨)
જીવ ભમે સુત વિત્ત સદનમાં,.......પ્રેમ પુરણ૦...

ભજન સમય પણ નજર નઠારી,....(૨)
દ્રષ્ટિ ફરે દશદીશ વીકારી.........પ્રેમ પુરણ૦...

ભજન વિષે વૃત્તિ સ્થિર ન રાખે,...(૨)
હરીરસ મુરખ કયાંથી એ ચાખે.........પ્રેમ પુરણ૦...

આવી ભજનમાં જો અવળો ચાલે,...(૨)
પુન્ય ગયું પણ પાતક ઘાલે,.........પ્રેમ પુરણ૦...

કંઠ દુઃખે કિર્તન કરવામાં,...(૨)
ચિત્ત ફરે ચતુરા સ્મરવામાં.........પ્રેમ પુરણ૦....

પ્રેમ વીના પ્રભુ કદી નવ પામે,...(૨)
શીખ સુણી "પુંજીરામ" વીરામે........પ્રેમ પુરણ૦...

—:*:—

## ભજન ૮૦.

(રાગ–ત્રિભુવન પતિ તારનાર,–)

નામના......છે નાશવાન, તેમાં શું? મરે મથી...(૨)—ટેક,
તેમાં શું મરો મથી મન, સત્ય કીર્તિ કંઈ નથી...(નામના૦)

નામનાં ની કામના, કદી પુરી થતી નથી...(૨)
કર્મે લખી ગર્ભપીડા, તે ટળી જતી નથી....(નામના૦)

દ્વૈત ભાવ દ્વૈત દ્રષ્ટિ,...નામથી જતી નથી...(૨)
અદ્વૈત વીના આપણી, ઓળખાણ તો થતી નથી...(નામના૦)

નામના કરો કરોડ, વાસના વધ્યે જતી...(૨)
વાસનાના ત્યાગ વીના, દિનતા થતી નથી...(નામના૦)

દિનતાનાં દાન વીના, તત્ત્વ તો જડતું નથી...(૨)
તત્ત્વજ્ઞાન ભાન વીના, તિમિર તો ટળતું નથી...(નામના૦)

તિમિર તણા નાશ વીના, સ્વરૂપ કંઇ જડતું નથી...(૨)
"પુંજીરામ" જ્ઞાન વીના, ભાન કંઇ થતું નથી...(નામના૦)

———:૦;———

## ભજન, ૮૧.

(રાગ–ગજલ.)

કળજુગ આવ્યો કારમો, દુનિયા દગા કરતી ફરે.
પાખંડીયો પુંજાય છે, સજ્જન સદા ભૂખથી મરે......૧

પ્રેમી ગયા નેમી ગયા, સુરવિર ક્ષત્રી સૌ ગયા,
મરદો મટી મુરખા બની, સહુ પેટ પોષણમાં રહ્યા......૨

ધર્મો ગયા કર્મો ગયાં, વળી વાદ વિવાદ વધી ગયા,
સત્ય પણ શોધે જડેના, વિકટ વાટે સહુ વહ્યા......૩
સતિયો તો સંતાતી ફરે, વેશ્યા વળી મોજે કરે,
પતિવૃતપણું કોઈ ના ધરે, નિજ ધર્મ વિધવા વિસરે,......૪
નિજ આત્મને જાણે નહી, પર આતમા અળખામણો,
પરમાતમા કયાંથી જડે, આવ્યો પ્રભાવ કળી તણો......૫
રાજ્યોં તણું રોષણ વળે, રૈયતનું પોષણ ના કરે,
ના ઇશથી જરીયે ડરે, કાળા કરમને આદરે......૬
કોઈ સત્ય વકતા સંતની, કોઇ શિખ શ્રાવણે નવ ધરે,
સાત્વિક સનાતન ધર્મ છોડી, અન્ય પંથે સંચરે......૭
ઓ વીભુ કરજે દયા, આ દાસ "પુંજી" પાળજે,
ભકિતની પણ શકિત નથી, દુનિયાનાં દુઃખો ટાળજે.......૮

———:*:———

## ભજન, ૮૨.

રાગ—(વીરાજી મારા સમજણની વાત તો છે ન્યારી.)

ત્યારે તને હરી ભજ્યાની રીત આવડી૦ (૨)
રે....ત્યારે તને પ્રભુ ભજ્યાની રીત્યો આવડી૦ (૨)——ટેક૦
પુત્રમરે, પરીવાર ટળે, કે ભલે માથે તુટી પડે આભડી, (૨)
ભગવદ ઇચ્છાનું ભોંગળું ચઢાવી...(૨)
ખેડશો અગમ જળે નાવડી રે,... ... .... ...ત્યારે૦
મોટા કહે,કોઇ ખોટા ગણીને કહે,..કંગાલની પાસે નથી કાવડી,(૨)
માન મુકીને જ્યારે માથું નમાવશો...(૨)
ખમશો કડવાશ ભરી વાતડી રે,... ... ... ...ત્યારે૦

રાજા બનો, ભલે તાજા બનો, ભલે રાંધી ખાવા ન મળે રાબડી, (૨)
રાજી રાજી થઇને રહેશો ઉમંગમાં...(૨)
વળશો વૈકુંઠ કેરી વાટડી રે... ... ... ...ત્યારે૦

ગંગા ગયા, ભલે નંગા થયા, ભલે આવો આલમ બધી આથડી, (૨)
ચંગા થયા વીના ચાલે નહિ જરીયે,...(૨)
રામજીના નામે વીતે રાતડી રે,... ... ... ...ત્યારે૦

દરશનકરો, ભલે તરપણ કરો, ભલે ભોગવી ભવિષ્ય બધી આપડી,(૨)
દીનતાનાં દાનજો દીધાં હશે તો...(૨)
તરશે તુરત તારી નાવડી રે,... ... ... ...ત્યારે૦

અરજી કાયા, ભલે ગરજી ગાયા, ભલે વાજીંત્ર વિદ્યા આવડી...(૨)
પ્રેમ સાગરમાં પડતું મૂકો તો....(૨)
ટળશે આ ગર્ભની તલાવડી રે,... .... ... ...ત્યારે૦

સંતો મળ્યા,કદી ગ્રંથો મળ્યા,છતાં આતમ ની ઓળખાણ ના પડી.
"પુંજીરામ" જો પ્રભુને પીંડમાં પીછાણશો...(૨)
તો ધન્ય જીવ્યું ને ધન્ય માવડી રે... ... ...ત્યારે૦

———:*:———

## ભજન. ૮૩.

(રાગ- મરણ ભમે છે માથે...રામજી.)

મનને માન્યું સુખ દુઃખ તે, મનને જઇને લાગે રામજી.–ટેક.

સુષુપ્તિવત્ મુજ સત્ય સ્વરૂપમાં... ... ....(૨)
હરનિષ જ્યોતિ જાગેરે.. ... ... ....મનને માન્યું૦

મનને સારૂં, મનને ખોટું, મનને માઠું લાગે રામજી, (૨)
શરણુ ગ્રહો જો શામળીયાનું,(૨)તો ભવ દુઃખડાં ભાગેરે...મનને૦

મનને રાજા, મનને રાણી, મનને બાણો વાગે રામજી, (૨)
મન્ન દીસે માંકડલા જેવું (૨) વાત કરતાં વાગે રે...મનને૦

મનને મારૂં, મનને તારૂં, મનડું રોજ રડાવે રામજી, (૨)
મનને વીવાહ, મનને વરશી, (૨)મન ગીતો ગવરાવે રે....મનને૦

મનને નાનું, મનને મોટું, મનને બહુ પ્રીય લાગે રામજી, (૨)
મન મારી ચકચુર કરો તો,(૨)તર્ત તિમિરને ત્યાગે રે...મનને૦

મનને કાયા, મનને માયા, મન મનગમતું માગે રામજી, (૨)
સમજાવીને સાન કરો તો, (૨) મન મોહનમાં લાગે રે...મનને૦

મન બંધાવે, મન છોડાવે, મન મુક્તિ પણ આપે રામજી,(૨)
"પુંજીરામ" કહે મનવશ કરતાં, પાપ પુર્વના ત્યાગે રે...મનને૦

———:o:———

# બારાખડી

## ભજન, ૮૪.

રાગ—(કક્કા કર સદ્‌ગુરૂનો સંગ...હૃદય કમળમાં,)

કક્કા કર્મ પ્રથમ છે પ્રેમ, ખખ્ખા ખોટા ટાળો વ્હેમ...૧
ગગ્ગા ગરજુ થઇને ગળે, તો ઘઘ્ઘા ઘટમાં ગોવિંદ મળે...૨

અંગા અંગ ગુરૂને આપ, ચચ્ચા ચિત્ત ચેતનમાં સ્થાપ...૩
છછછા છળબળ મૂકી દે, જજ્જા જગને ઝાંખી લે...૪
ઝઝઝા ઝાઝ કરો નિજ નામ, ટટટા ટેક તણું છે કામ...૫
ઠઠઠા ઠામ ઠરીને બેસ, ડડડા ડહાપણ નવ કર લેશ...૬
ઢઢઢા ઢાલ વિચારની ધરો, હણા અસંભવ સત્વર હણો...૭
તત્તા તત્વ ધરો તલવાર, થથ્થા થોથાં વાદ વિસાર...૮
દદદા દીલ દેવળમાં ખોજ, ધધ્ધા ધદ નવ શીરપર બોજ...૯
નન્ના નિશ્ચય એકજ થયો, પપ્પા પોતે પોતામાં રહ્યો....૧૦
ફફફા ફુટયા ફોગટ ફંદ, બબ્બા બિજ બાળ્યાં બળવંત...૧૧
ભભ્ભા ભય ભાગ્યો ભોરંગ, મમ્મા મળ્યો મુકતોનો સંગ....૧૨
યય્યા યોગ યોગીનો થયો, રરરા રોમ રોમે જઇ રહ્યા...૧૩
લલ્લા લક્ષ પ્રકાશે ગયો, વવ્વા વહુ મટી સાસુ થયો...૧૪
શશ્શા શુન્ય શેરીમાં નાદ, ષષ્ષા ષડ ચક્રો પર સ્વાદ....૧૫
સસ્સા સ્હેજે સહુ સુખ મળ્યાં, હયા હું પદ તું પદમાં ભળ્યાં...૧૬
અળ અળગો દ્વૈતોથી થયો, ક્ષ ક્ષેત્રે અક્ષરમાં ગયો...૧૭
જ્ઞાતા જ્ઞાનને જ્ઞેયનો ત્યાગ, તેથી પામ્યો પરમ વિરાગ...૧૮
અ અક્ષર અનહદમાં થયો, આ આનંદ અમ અંતર રહ્યો....૧૯
ઇ ઇયળને વાગ્યો ડંખ, ભ્રમર થઇને પ્રગટી પંખ....૨૦
ઉ ઊંડી સમજણની વાત, સમજે કોઇ વિરલા સાક્ષાત...૨૧
રૂ રૂપ નામ ગુણોથી પાર, શ્રીવર સોહંપદ નીરધાર...૨૨

જી જીવન મૂકતોનું કામ, જીવ દશામાં નહિ વિશ્રામ...૨૩
એમ કારે માયા વિસ્તાર, "પુંજીરામ" રહો બાવન બ્હાર...૨૪
મઞ્નાનંદે કરૂણા કરી, અવીચળ વાણી અકથ ઉચ્ચારી...૨૫
વાંચી વિચારી અનુભવ કરે, બ્રહ્મ સ્વ રૂપ થઇ બ્રહ્મમાં ભળે...૨૬

—:*:—

## ભજન, ૮૫.

રાગ-(જીવ તું શીદને ચિંતા કરે કૃષ્ણને,)

અભિમાન શિદ ધરો,....અલ્પ જીવ અભિમાન શિદ ધરો.
તમે શિદ પલપલ સંશય કરો, અલ્પ જીવ અભિમાન શિદ ધરો-ટેક.

જ્ઞાની જન કોઇ જ્ઞાન દીયે તો, અવગુણ શીદ ઉર ભરો, (૨)
સમજણ દઇ કોઇ સમજાવે તો, (૨) શામાટે રીસ કરો...અલ્પ૦

શાન્તિ આપે સંત પુરૂષ તો, ક્રોધ કેમ બહુ કરો, (૨)
ભગવદ્ ભકતો ભલું કરે ત્યાં, (૨) બડબડવા શિદ ફરો...અલ્પ૦

સત્ય પુરૂષ કોઇ સત્ય કહેતો, અગ્નિમાં શિદ બળો, (૨)
મુકત કરે કોઇ મુકત જનો પણ, (૨) બંધનમાં શિદ ભળો...અલ્પ૦

સુગરીયે શિખામણ આપી, મરકટ માળો કરો, (૨)
સુંદિર શોભો માણસ જેવા, (૨) શિદને ટાઢે મરો...અલ્પ૦

સુગરીની શિખામણ સુણી, વાંન્દર દાઝે બળ્યો, (૨)
જઇ સુગરીની ભાગી છાપરી, (૨) એ લક્ષણ પરહરો...અલ્પ૦

તત્વવેત્તા કોઇ માર્ગ બતાવે, અવળા પગ કેમ ભરો, (૨)
બ્રહ્મનિષ્ઠને મારો મેણાં, (૨) પામર થઇ શિદ ફરો...અલ્પ૦

વૃથા ગયો અવતાર મુરખ જીવ, પશુ દશામાં ફર્યો, (૨)
મિથ્યા જનની ભારે મારી, કંઈક વિચારે વળો...અલ્પ૦
સંત પુરૂષનો સંગ ગમ્યો નહિ, ફાવે ત્યાં જઈ ફરો,...(૨)
"પુંજીરામ" કહે પુર્વ યોગનું...(૨)સંચિત પુરણ કરો...અલ્પ૦

—o—

## ભજન, ૮૬.

(રાગ—માથા ઉપર મોત ભમે છે.)

મુરખને શિખામણ દેતાં, થાશે તનની હાની રે૦
જાણી જોઈને કહ્યું વિચારી, ના બનશો એમાની રે,...મુરખ૦
મહામણી મોંઘા શબ્દો, નવ નાખો સાગર પાણી રે૦
મુરખજન મહા જ્ઞાન સુણે તો, બમણો બને ગુમાની રે...મુરખ૦
દ્વૈત દ્વેષમાં બળનારાને, આનંદ રસમાં ગ્લાની રે૦
ગર્ધવને સાકર ખવરાવત, તરત દેહ પડવાની રે,...મુરખ૦
પાપી તરશે, પલક એકમાં, ખોટ એક ફટકાની રે૦
મિથ્યાવાદિ મુરખ જગતમાં, કદિ તરે નહિ માની રે,...મુરખ૦
પશુ અને પંખી પણ તરીયાં, પત્થર તરીયા પાણી રે૦
પડયો પૃથ્વિમાં પારો થઈને, મુરખ ડુબે અભિમાની રે...મુરખ૦
વેશ્યા વસમી કસાઈ કારમો, તર્યા હરિને જાણી રે૦
જળચર સ્થળચર સર્વે તરીયા, તરે નહિ અભિમાની રે,...મુરખ૦
મુરખ મુમતમાં મરી જશે પણ, સમજે નહિ શિખ છાની રે૦
અમ્મર પુરૂષ ઉપદેશ કરે પણ, પત્થર ઉપર પાણી રે...મુરખ૦

મુરખ જનના ગુરૂ થવાથી, પતિજ ઘટે પોતાની રે૦
કુંદનને પણ કથીર ઠરાવે, આશિષ વૃથા જવાની રે...મુરખ૦

સમજીને ચેતો સર્જન સહુ, મુરખજન દુઃખ દાની રે૦
કોક દિવસ કરડે મહા વિષધર, બક્ષિસ દે બદલાની રે....મુરખ૦

મુરખને ઓળખજો કે, જે, મિથ્યામાં મસ્તાની રે૦
જ્ઞાન વિના પણ ગરજે ઝાઝુ, તે મુરખ અભિમાનીરે...મુરખ૦

નથી અનુભવ જરી જાતનો, પ્રવાહમાં ગુલ્તાની રે૦
"પુંજીરામ" બ્રહ્માને ત્યાં પણ, નથી દવા મુરખાની રે...મુરખ૦



## ભજન, ૮૭.

(રાગ- ઉપરનો)

ઉત્તમ કુળમાં જન્મ થયો પણ, આત્મ તત્વ નવ જાણ્યું રે૦
મનુષ છતાં પણ પશુ સ્વરૂપે, જગમાં જીવન માણ્યું રે....ઉત્તમ૦

સુવર્ણકારે સોનું ન જાણ્યું, પિત્તળવત પરમાણ્યું રે૦
ઝવેરીને ઝવેરાત મળ્યું પણ, પત્થર રૂપ પીછાણ્યું રે...ઉત્તમ૦

શિલાટ થઇને શિલ્પ ન જાણ્યું, આરસ કામ ન આણ્યું રે,
ભક્ત બન્યો પણ ભક્તિ ન જાણી, આત્મસ્વરૂપ ન જાણ્યું રે...ઉ૦

કવિ થયો પણ આત્મ તત્વનું, સુક્ષમ કાવ્ય ન આણ્યું રે,
વૈદ્ય થયો પણ રોગ ન પરખ્યો, વન કટી સત્વ અજાણ્યું રે...ઉ૦

શાસ્ત્ર પુરાણો સર્વ ભણ્યા પણ, સુક્ષમ સાર ન જોયો રે,
તત્વ સાર નવ સમજાણો તો, ફોગટ મનખો ખોયો રે...ઉ૦

વેદ ભણ્યા પણ ભેદ ન ભાગ્યો, ભગવદ રૂપ નવ પરખ્યું રે,
રત્નાગરમાં વાસ વસ્યો પણ, તલાવડે મન હરખ્યું રે...ઉ૦

આકાશે અભિમાન નગારાં, કોઇનું કહેણુ ન માન્યું રે,
પરમ વસ્તુ અંતરમાં છે પણ, સદ્‌ગુરૂ વિણુ સહુ છાનું રે...ઉ૦

ઉત્તમ થઇને બ્રહ્મતત્વને, રસાતાળમાં ઘાલ્યું રે,
ઘણું ખરૂં કળજુગનું કારણુ આવું કૌતુક ચાલ્યું રે...ઉ૦

સત્ય સનાતન ધર્મ તજીને, પર ધર્મે જઇ ભૂલ્યા રે,
પાપી પેટને કારણુ માન્નવ સ્વધર્મ તજતાં ડુલ્યા રે...ઉ૦

અસલ બનો આત્મન્ એ બંધુ, છે બ્રહ્મતત્વ તમારૂં રે,
આત્મ નિષ્ઠતા ઉત્તમની છે, સમજણમાં સુખ સારૂં રે...ઉ૦

બ્રહ્મ તત્વ અબજોનું નાણું, અવર વિષય ધન શાનું રે,
સ્વધર્મ શિદ ધન કારણુ છોડો, કોઇ નહિ ઉગરવાનું રે...ઉ૦

બ્રહ્મ નિષ્ઠ ઉત્તમ સંતોને,...માત પિતા મુજ જાણું રે,
"પુજીરામ" કહે સત્ય શબ્દથી, જાય અલૌકિક ટાણું રે...ઉ૦

---

## ભજન, ८८.

(રાગ—મેકર રહી રસ્તા સાફ, રામ મેરે ઘર કબ આવેંગે)

તુજે મીલા સંતકા સંગ, ... ... ... .... ...
... ....રંગ તેરા કબ પલટાવેંગે...રંગ તેરા૦ (તુજે૦) ટેક—

તુને દેહ મનુષ્યકી ધારી, કયાં તેરેમે અવગુન ભારી,...(૨)
ગુરૂ જ્ઞાન બિના દુઃખીઆરી, દશા તેરી કબ મીટ જાવેંગે....તુજે૦

કયૌં જગમેં જોર જમાયા, બડે ખાન પાન ખૂબ ખાયા.......(૨)
તોભી વિષય રાગ ન મીટાયા, તેરા મન કબ સમજાવેંગે....તુજે૦

તુમે કર્મ કીયા બહુ ભારી, તોભી ભકત છાપ નહિ ધારી,....(૨)
હુઇ સુમત અશ્વે અશ્વારી, અસલ કુટીયા કબ પાવેંગે...તુજે૦

તું મુકિત ઘાટપેં આયા, તેરા ભાગ્ય મનુષ્ય તન પાયા,...(૨)
તેરી સુફલ બનાદે કાયા, અમ્મરતા ફીર કબ પાવેંગે...તુજે૦

તુંમે બાતસેં બાત ચલાયા, નહિ તત્વ જ્ઞાન સમજાયા,...(૨)
મહા મંત્ર બીના દુઃખ પાયા, સંશય તુઝે બહોત સતાવેંગે...તુજે૦

નહિ પુરાણ અર્થ પીછાન્યો, ઔર શાસ્ત્ર સાર નવ જાણ્યો, (૨)
પઢયો વેદ ભેદ નહિ નાણ્યો, ધર્મકા મર્મ ગુમાવેંગે...તુજે૦

નહિ નિત્ય અનિત્યકો પેખ્યો, તેરો ખુદ સ્વરૂપ નવ દેખ્યો, (૨)
તુને મિથ્યા મેં સુખ લેખ્યો, આશાતુજે બહોત સતાવેંગે...તુજે૦

તુંને સંત સભા લલકારી, ગઇ સારી રેન ઉજીયારી (૨)
સમજનસેં શાન્તિ નહિ ધારી,સમજ બિન સમય ગુમાવેંગે..તુજે૦

સબ ઠૌર અમીરસ પીના, નહિ દોપ અવરકો દિના, (૨)
સિયારામ રીઝે રસભિના, ભજન અયસા કબ પાવેંગે...તુંજે૦

હોઇ સિંહ નિંદભર સોયા, અબ ચેત જીવન સબ ખોયા (૨)
"પુંજીરામ" શાંન્ત નહિ હોયા, બ્રહ્મ દર્શન કબ પાવેંગે...તુંજે૦



## ભજન. ૮૯.

(રાગ–રઘુનાથ લાજ રખ મેરી,)

ભજ રામ નામ તુંહી ભજ લે.—ટેક૦
એ જુગમેં જીવન હય થૌરા, (૨)
કુચ્છ કમાઇ કરલેં......તું કુચ્છ—ભજરામ નામ૦
અગમ પંથ જાના હૈ મુસાફીર, (૨)
ભકિત ભાથુ ભરલેં......તું ભકિત—ભજરામ નામ૦
પુન્ય પાપ ઔર હાની લાભકા. (૨)
ટોટલ તાજા કરલેં.....તું ટોટલ—ભજ રામ નામ૦
શામળીયાકી ખોજ કરન કો, (૨)
સબ જગ મંદિર ફીરલે.....તું સબ—ભજરામ નામ૦
ફીરત ફીરત મંદિર ફીર આગે, (૨)
તિરથ સેવન કરલે.....તું તિરથ—ભજરામ નામ૦
તિરથમે હરિ નાહિ મીલેં તો, (૨)
સંત સમાગમ કરલેં.....તું સંત—ભજરામ નામ૦
સંત સંગત કર તત્વ મનન કર (૨)
સદ ગુરૂ શરણાં ધરલેં......તું સદ ગુરૂ—ભજરામ નામ૦
સદ ગુરૂ શરણાં અમૃત ઝરણાં, (૨)
પાન બ્રહ્મ રસ કરલેં.....તુ પાન—ભજરામ નામ૦
"પુન્જીરામ" કહે સદ ગુરૂ ચરણે, (૨)
અંતર ખુલ્લાં કરલેં......(૨) તું અંતર૦...ભજરામ નામ૦

## ભજન, ૯૦.

રાગ–(મેં તો હરિગુન ગાવત નાચુંગી.)

દેખી અબ સબ દુનિયા મતલબકી...(૨)–ટેક.
મતલબકી સબ મતલબકી.......દેખી૦

મતલબે યારી કરત જગ સારી...(૨)
મોહ ભરી દુનિયા અબકી.......દેખી૦

મતલબે ભાઈ સગાઇ દુખદાઈ...(૨)
આખિર સ્વાસ્થ હૈ સબકી.......દેખી૦

મતલબે કાકા મામા જાળ ગુંથવાઈ...(૨)
સાચી ના સગાઈ કોઈ અપનેકી......દેખી૦

સુત ઔર દુત ને દુહીતા મતલબકે...(૨)
સબ જનકી સોબત કબકી......દેખી૦

તરીયા સાસરીયા સગાઇ કહો કબકી....(૨)
મંદગી જમાઈકી જણાઈ તબકી......દેખી૦

સંત સગાઈ સ્વારથ બિન જગમેં....(૨)
સેવા કરત ઇસિ સબ જગકી......દેખી૦

"પુંજીરામ" કહે પ્યારે બિરાદર...(૨)
તરના તો મરના ડબકી......દેખી૦

——:*:——

## ભજન ૯૧.

(રાગ–આશાવરી)

કરલે કુચ્છ ભલાઇ, મુસાફીર,...કરલે કુચ્છ ભલાઈ–ટેક

મરના હૈ નર મર જાયેંગે, (૨)
ભાતું ભરલે ભાઈ ... ... .... મુસાફીર૦...કરલે૦

યે જુગમેં જીવન હય થૌરા, (૨)
કરલે શુદ્ધ કમાઈ.... ... .... મુસાફીર૦...કરલે૦

કહાંસે આયા કૌને બુલાયા; (૨)
દેખ મનન મન લાઈ ... મુસાફીર૦...કરલે૦

મૃગજલ વત હૈ જગકી માયા, (૨)
કાહે પડત લપટાઈ ... ... મુસાફીર૦...કરલે૦

આનંદ મુરતિ ખોજ પીયારે, (૨)
ગુરૂગમ અખલે પાઈ ... ... મુસાફીર૦...કરલે૦

રાખ ભરૂંસો રાઘાવરકો, (૨)
વિકટ ઘાટ મત જાઈ.... ... ...મુસાફીર૦ ...કરલે૦

"પુંજીરામ" કહે મોડુક મનને...(૨)
પાસ ચલે નહિ પાઇ... ... ... મુસાફીર૦...કરલે૦

——:૦:——

## ભજન, ૯૨.

રાગ ( નાગર વેલીયો રોપાય, તારા, )

હાથે કરીને હળવી થાય,...મારી ગરવી આ ગૂજરાત—ટેક૦

સહુની લક્ષ્મિ લુંટઇ જાય,...મારી ગરવી આ ગુજરાત.
હાં સંપ વિના સહુ ચાલે, વળી મોજમઝામાં મ્હા...લે,...(૨)

પણ પાછળ પ્રજળી જાય,...મારી ગરવી૦...હાથે૦
કોઈ પશુ જીવનમાં રહે છે, કોઈ પુર પ્રવાહે વહે...છે,...(૨)

અભિમાને બહુ અથડાય,...મારી ગરવી૦...હાથે૦
છે કુટુમ્બ કલેશો ભારે, ભાઈ ભાઇમાં વૈર વધા...રે...(૨)

કદી લડતાં મૃત્યુ થાય,....મારી ગરવી૦...હાથે૦
સહુકુસંપ ઘરઘર ઘાલે, કોરટમાં કજીયા ચા....લે...(૨)

મુદતમાં ધકકા ખાય,...મારી ગરવી૦...હાથે૦
આવક દસ રૂપીયા નાવે, પણ પંદર વિસ ઉડા....વે....(૨)

ઘરની મિલ્કત વેચાઇ જાય,...મારી ગરવી૦...હાથે૦
કંઈ ધ્યાન હ્રુદયમાં ધારી, કરો સંપ સદા સુખકા...રી...(૨)

સમજણથી શાંન્તિ થાય,...મારી ગરવી૦...હાથે૦
ભગવદ ભકિત ઉર ધારો, પરમાર્થે વૃત્તિ વા...ળો....(૨)

"પુંજીરામ" વખત વહી જાય,...મારી ગરવી૦...હાથે૦ કરીને

———:*:———

## ભજન, ૯૩.

રાગ–(આંસુડાં ઉંનાં હમારાં...લુછનારા દૂર હો.)

શોભે નહિ સુવર્ણના, શણગાર અંગે ઓપતા.
શોભે નહિ માણેક મોતી, હાર હીરે શોભતા—ટેક

શોભે નહિ મીલો કે મ્હેલો, મોટરો શોભે નહિ,...(૨)—ટેક
એ ફરનીચર પણ શોભતું ના જો જીવનમાં મૂર્ખતા,...શોભે૦

શોભે ન હાથી ઝુલતા, શોભે ન રાજ્યો ફુલતા,...(૨)
એ હુકમ તો પણ શોભતી ના, જો જીવનમાં મૂર્ખતા...શોભે૦

શોભે નહિ તેલો ફુલેલો બાલ અત્તર ટપકતા,....(૨)
એ ચૌદે વિદ્યા શોભતીના, જો જીવનમાં મૂર્ખતા...શોભે૦

શોભે નહિ લાખોપતિ, કોટીપતિ અબજો હતા,...(૨)
પંડીતપણું પણ શોભતું ના, જો જીવનમાં મુર્ખતા...શોભે૦

શોભે ન રંભા તુલ્ય રમણી, પદ્મણી ગતિ હંસતા...(૨)
બસ એક શોભ એજ વાણી, સત્ય પ્રિય મધૂરતા,...શોભે૦

શોભે ફકીરી સત્યની, કંઇ જો જીવન પરમાર્થતા...(૨)
"પુંજીરામ" કંઈ ભગવંત ભકિત. શોભતી કંઇ સહનતા...શોભે૦

———:✱:———

## ભજન. ૯૪

રાગ—(ભક્તિ વડે વશ થાય રમાપતિ.)

છોડે નહિ સજ્જનાઈ, સજ્જન નર, છોડેનહિ સજ્જનાઈ—ટેક૦

સકળ જગત પ્રતિકુળ બને પણ,...(૨)
મુકે નહિ મનુષાઇ૦... ... સજ્જન૦ ...છોડે૦

દુરીજન જન પલપલ પજવે પણ,...(૨)
છોડે નહિ સહનાઇ૦... ... સજ્જન૦ ....છોડે૦

સ્નેહ વિના જેમ જીવન આપે,...(૨)
શિતળ પવન સુખદાઇ૦...... સજ્જન૦ ...છોડે૦

વૈર વિના અગ્નિ પણ બાળે,...(૨)
મુળ સ્વભાવ ન જાઇ૦... ... સજ્જન૦ ...છોડે૦

રાગ નથી પણ બાગ બગીચા,...(૨)
દેત સુગંધ સુહાઇ૦... .... સજ્જન૦ ...છોડે૦

લશણ ડુંગરી દ્વેશ નહિ પણ,...(૨)
ઘટભિત્તર ગંધાઇ૦... ... સજ્જન૦ ...છોડે૦

સંત મુનિજન દુરીજન ને પણ,...(૨)
આપે શિખ સમજાઇ૦... .... સજ્જન૦ ...છોડે૦

ભાગ્ય કઠોર દુરીજન કેરૂં,...(૨)
સમજે નહિ એ ભલાઇ૦ ... સજ્જન૦ ...છોડે૦

દુરીજન બહુ સજ્જન ને પજવે,...(૨)
સહે સજ્જન સુખ દાઇ૦... સજ્જન૦ ...છોડે૦
"પુંજીરામ" સજ્જન થઇ જગમાં,....(૨)
કરો ભજન ને ભલાઇ૦... સજ્જન૦ ...છોડે૦

——:*:——

## ભજન. ૯૫.

રાગ—ઉપરનો.

કોઇ મનુષ્ય અવતાર, જગતમાં, કોઇ મનુષ્ય અવતાર- ટેક૦

અખિલ જગત ભરપૂર ભર્યું પણ, (૨)
સુનો સકળ સંસાર......જગતમાં૦...કોઇ૦

નરતન દેહ ધર્યો પણ મનવા, (૨)
મનુષ થતાં બહુ વાર......જગતમાં૦....કોઇ૦

મનુષ્ય દિસે પણ વિધવિધ કરમે, (૨)
વિવિધ દીસે નરનાર......જગતમાં૦....કોઇ૦

પ્રથમ દશા પામર જનની છે, (૨)
બીજી પશુ વ્હેવાર.......જગતમાં૦...કોઇ૦

ત્રીજી દશા જીવ લોક અવિદ્યા, (૨)
ચોથો મનુષ્ય અવતાર......જગતમાં૦...કોઇ૦

પાંચમી આત્મ દશા બહુ દુર્લભ, (૨)
છઠ્ઠી પરમ હંસ પાર......જગતમાં૦...કોઇ૦

પામર જન જડ પત્થર થઈને, (૨)
ભરે ભૂમિ પર ભાર......જગતમાં૦...કોઇ૦

પશુ સ્વાર્થ પરવશ રહે નિષ દિન, (૨)
દ્વેશ થકી બળનાર......જગતમાં૦...કોઇ૦

જીવ દશા મમ પદ અભિમાની (૨)
પ્રવાહ પંથે જનાર......જગતમાં૦...કોઇ૦

મનુષ્ય દશા નીજ સત્ય તજે નહિ, (૨)
તત્વ શોધન કરનાર......જગતમાં૦...કોઇ૦

આત્મ દશા નિર્લેપન જગથી, (૨)
નિર્વિકલ્પ રમનાર.......જગતમાં૦...કોઇ૦

પરમહંસ તુર્યાતિત થઈને, (૨)
વાયુ વત વસનાર જગતમાં૦...કોઇ૦

મનુષ્ય થઇ મન નવ જીત્યું તો, (૨)
મિથ્યા ગયો અવતાર જગતમાં૦...કોઇ૦

"પુંજીરામ" આ વિકટ જગતથી, (૨)
કોઇ વિરલા તરનાર......જગતમાં૦...કોઇ૦

———:o:———

## ભજન, ૯૬.

(રાગ—ગોકુળ વ્હેલા પધારજ્યોરે.)

સમરણ કરીયે સદ્ગુરૂ દેવનાં રે...ટેક ૦
જાગો જાગો વખત વહી જાય,...(૨).... ...સમરણ૦

જીવ તું કયાંથી આવ્યો ને તારે ક્યાં જવું રે...(૨)
કોણે તને મોકલ્યો ભવ રણમાંહ્ય...(૨).... ...સમરણ૦

ખપ કરી ખેવટીયાને ખોળજે રે,.......(૨)
નાવ તારૂં બ્રહ્મ વતન વહી જાય,...(૨).... ...સમરણ૦

મુસાફીર ભૃમણાની જાળમાં ભુલો પડયો રે,...(૨)
લુંટારા લાખ્ખો તને લુંટી જાય...(૨)... ...સમરણ૦

જીવ તું સદગુરૂ શરણ સ્વિકારજે રે,...(૨)
ખેલજે સંતોના સાથમાં સદાય....(૨)... ...સમરણ૦

જીવ તારી બુદ્ધિના ભેદને ભાગજે રે,...(૨)
રાખજે ગરજ ગુરૂ ચર્ણમાંહ્ય....(૨)... ...સમરણ૦

જીવડા બ્રાન્તિ તજો તો ભય ભાગશે રે,...(૨)
આવશે મૂળ સ્વરૂપનું જ્ઞાન...(૨)... ....સમરણ૦

જ્ઞાનથી ભાન થશે બ્રહ્માન્ડનું રે,...(૨)
મળશે મુક્તિનું ધામ અવિનાશ...(૨).... ...સમરણ૦

"પુંજીરામ" પ્રેમી જનોને વિનવે રે,...(૨)
પલ પલ લાખ્ખોની લુંટઇ જાય...(૨)... ....સમરણ૦

———:o:———

## ભજન, ૯૭.

(પતિવ્રત)

(રાગ-બહેન બહેન મારે શામળીયો વર રૂડો.)

હો બહેન, બહેન, મારે આજનો દિવસ આનંદનો....ટેક૦
આજનો દિવસ આનંદનો, પતિવૃત્ત ધર્મ પરમ નિજાનંદનો...હો૦

પતિદેવ જાણો એક રામ જેવા,...(૨)
તેથી શ્રેષ્ટ નથી ત્રિલોકમાં દેવા,.... (૨)
ધન્ય માનુની કરી લ્યો સ્વામી સેવા...હો બહેન, બહેન૦

સાસુ સસરા મારે સ્વર્ગના સમાના,....(૨)
દીયર જેઠ જાણું ગોપ મથુરાના,...(૨)
મારાં નણંદલ ત્રિવેણી તીર્થ માન્યાં...હો બહેન, બહેન૦
મારે વડિલ વર્ગ સર્વ દેવ દેવી,...(૨)
એજ વાત સત્ય સિદ્ધ કરી લેવી,...(૨)
મોક્ષ મેળવીયે સર્વ સાથ સેવી....હો બહેન, બહેન૦
ભલે પતિ હોય રોગી કે રૂપાળો,...(૨)
ભલે આંધળો લુલો કે વર્ણું કાળો,...(૨)
પુરણ પ્રેમ ધરી એજ પતિ પાળો....હો બહેન બહેન૦
પતિ વૃત્તપણે ત્રણ દેવ ખોળ્યા,... (૨)
અનસુયાએ નિજ પારણે હીંચોળ્યા, (૨)
અભિમાન મહા દેવીયોનાં રોળ્યાં,—હો બહેન બહેન૦
સર્વ બ્હેનો મળી લક્ષ એજ લેજો, ...(૨)
કટુ શબ્દ કદી કોઇને ન કહેજો,(૨)
"પુંજીરામ"ને આશિષ નિત્ય દેજો,....હો બહેન બહેન૦

———:*:———

## ભજન. ૯૮.

રાગ—(મારી...નાડ તમારે હાથ હરિ સંભાળજો રે૦)

ન્યારી, સંતોની ભાષાને જગમાં જાણજો રે,૦—ટેક
પ્યારી, વાત વિચારી શાન્તિ મનમાં માણજો રે...ન્યારી૦
મીઠા બોલ ઝરે જે મુખથી, સત્ય વચન ઉચરે જે સુખથી,....(૨)
છોડાવે જગ દુઃખથી, સંત પીછાણજો રે...ન્યારી૦

પલપલ છે જે પરહીતકારી, સમજણ સમજાવે બહુ સારી...(૨)
સદાય શાન્તિ ધારી, ભક્ત પ્રમાણજો રે...ન્યારી૦
રોશ નહિ કદીયે ધરનારા, સદાય વરસે અમૃતધારા....(૨)
આનંદ રસ ભરનારા, હરિજન આણજો રે....ન્યારી૦
મોહ વેશ કદીયે નવ કરતા, સદાય જીવન સાદુ ધરતા....(૨)
વાયુ વત વિચરતા, વિર વખાણજો રે....ન્યારી૦
હાસ્ય વદન મુખ શબ્દ રસાળા, ભર્યા હૃદયમાં પ્રેમ ઉછાળા....(૨)
સુંદિર સંત રૂપાળા, એ એંધાણજો રે....ન્યારી૦
નિષ્કામી સૌજન હીતકારી, સમાનવૃત્તિ સઘળે ધારી....(૨)
ભક્તિના વહેંપારી, એ નિર્માણજો રે....ન્યારી૦
નજર સદા નીરમળ રઢીયાળી, બાળક ચેષ્ટા રમત રસાળી...(૨)
વર્તન શુદ્ધિવાળી, બુદ્ધિ નાણજો રે....ન્યારી૦
ભેદ રહિત ભક્તિ ઉર આણી, તત્વ જ્ઞાન લીધું છે જાણી....(૨)
એ એંધાણી "પુંજીરામ" પરમાણજ્યોં રે....ન્યારી૦

———:o:———

## ભજન, ૯૯.

રાગ–(ગઝલ)

એકડે એક તું કહેજે, સ્વરૂપના ધ્યાનમાં રહેજે,
શરણુ એકાન્તનું લેજે, પ્રગટ પ્રભુ પ્રેમથી જોજે ૧
બગડે બેય તું કહેજે, સદાશ્રી કૃષ્ણુ મય રહેજે,
હરી હરી ગોખતો રહેજે, લઘુતા લોકમાં લેજે ૨

ત્રગડે ત્રણ તું કહેજે, દીનો પર રહેમથી રહેજે,
હૃદય પુર પ્રેમથી વહેજે, સરવમાં શામળો જો જે ૩

ચાંગડે ચાર તું કહેજે, જીવનની જ્યોતિને જોજે,
તિમીર તારૂં તુરત ખોજે, અહોનિષ પ્રેમથી રોજે ૪

પાંચડે પાંચ તું કહેજે, મળેલા દુઃખને સ્હેજે,
શરણ ગુરૂદેવનું લેજે, ન કોઇને કટુ વચન કહેજે, ૫

છગડે છય તું કહેજે, સદા આનંદમાં રહેજે,
મળેલા લાભ ને લેજે, મુરખ ને માન બહુ દેજે ૬

સાતડે સાત તું કહેજે, સંતોષી સર્વદા રહેજે,
કમળ જળવત સદા રહેજે, જગત જળ ઝાંઝવો જોજે ૭

આઠડે આઠ તું કહેજે, ન કોઇને દોષ કંઈ દેજે,
નજર અંતર કરી રહેજે, પરમ જ્યોતિ જરૂર જોજે ૮

નવડે નવ તું કહેજે, સદા સત સંગમાં રહેજે,
સુમત ધર માનને ખોજે, હરી ગુણ ગાન તું ગાજે ૯

દસ તું દિન થઈ કહેજે, સુરતમાં શ્રીહરી લેજે,
"પુન્જી" પરબ્રહ્મને જોજે, સદા તદ્રુપ થઈ સોજે ૧૦

———*———

## ભજન, ૧૦૦,

રાગ–(જેને મુખડે ગોવિંદ ગોપાલા૦)

કરવું નથી કાર્ય કશું જરીયે—આરોપ ધરે શિદ ઇશ્વરને ?
છે ઇશ્વર સાક્ષિ સર્વેમાં, જળમાં સ્થળમાં જડ ચેતનમાં,
તેની ઓળખથીજ અનુંસરીયે૦—આરોપ૦—કરવું૦
તું કર્તા ઇશ્વરને કહે છે, અપ કર્મ કરી અળગો રહે છે,
પણ તે ત્યાં ચાલે નહિ જરીયે૦—આરોપ૦—કરવું૦
તે કર્તા પદથી ન્યારો છે, એ દ્રષ્ટા રૂપ રહેનારો છે,
કરતા પંચક કબજે કરીયે૦—આરોપ૦—કરવું૦
સમજણ વિણ શાન્તિ નહિ આવે, ભલે વિધવિધ વસ્તુ અજમાવે,
નીજ અનુંભવ લઇડગલાં ભરીયે૦—આરોપ૦—કરવું૦
જે કર્તા તે ભોકતા થાએ, જ્યાંથી આવ્યું તે ત્યાં જાએ,
"પુંજીરામ"ની અરજ ઉરે ધરીયે૦—આરોપ૦—કરવું૦

———:*:———

## ભજન, ૧૦૧.

રાગ-(વનમાં પણ માયા વળગેરે, સુખ રહ્યું છે સમજણમાં.)

ભલે પરગટ પડછો આપોરે,...દુર્ગુણીયાં ગુણ નહિ જાણે૦
ભલે રોગ હ્રદયનો કાપો રે,...દુર્ગુણીયાં ગુણ નહિ જાણે૦
ભલે જ્ઞાને ગીત ગવરાવો રે,... ... ...દુર્ગુણીયાં૦
ભલે સમજણ દઇ સમજાવો રે,.... ... ...દુર્ગુણીયાં૦
ભલે જળ સાટે દુધ દઇયે રે,.... ... ...દુર્ગુણીયાં૦

ભલે કરગરી કરગરી કહીયે રે,... ... ...દુર્ગુણીયાં૦
ભલે ગાયું તેનું ગઇયે રે,... ... ...દુર્ગુણીયાં૦
ભલે ચોખ્ખા ચિત્તથી ચહીયેરે,... ... ...દુર્ગુણીયાં૦
ભલે સાચી વસ્તુ અરપો રે,... ... ....દુર્ગુણીયાં૦
તન મન ધન સર્વ સમર્પો રે,... ... ...દુર્ગુણીયાં૦
ભલે ભજન વિષે ભવ ગાળે રે,... ... ...દુર્ગુણીયાં૦
ત્યાં પણ અવગુણ એ ભાળે રે,... ... ...દુર્ગુણીયાં૦
ભલે સંત મળે સો સાચા રે,.... .... ...દુર્ગુણીયાં૦
રહે વિષના જેવી વાચા રે,... .... ....દુર્ગુણીયાં૦
ભલે અમૃત કોઈ જન દેશે રે,... ... ...દુર્ગુણીયાં૦
વિષ ત્યાંથી વ્હોરી લેશે રે,... ... ...દુર્ગુણીયાં૦
ભલે પુસ્તક પલ પલ વાંચે રે,... ... ...દુર્ગુણીયાં૦
તેને બ્રહ્મા પણ નવ પહોંચે રે,... ... ...દુર્ગુણીયાં૦
અજ્ઞાની પણ ઝટ તરશે રે,... ... ....દુર્ગુણીયાં૦
મુમતી મસ્તાની મરશે રે,... ... ...દુર્ગુણીયાં૦
"પુંજીરામ" કહે છે સાચું રે,.... ... ...દુર્ગુણીયાં૦
સમજણ વિણ સર્વે કાચું રે,.... ... ...દુર્ગુણીયાં૦

—*—

## ભજન, ૧૦૨.

રાગ- (એક વખત વિઠ્ઠલ વર ચાલ્યા.)સુદામાપુરી

જન્મ થયો મૃત્યુના માટે, આવ્યો પણ તે જાવાને,
જગ ભાળ્યું પણ ભુલવા માટે, સંતો ચાલો સમજીને ૧
જોયું સર્વે સર્વે જાવા માટે, પ્રીત કરી પસ્તાવાને,
લગ્ન કર્યું વિઘ્નોના માટે, સંતો ચાલો સમજીને...૨
ઘર માંડયું ઘર ખોવા માટે, ઘર ખોયું ઘર જોવાને.
પ્રગટયું પ્રલય થાવા માટે, સંતો ચાલો સમજીને... ૩
હસ્યો ખુબ રડવાને માટે, રડયો છતાં પણ હસવાને,
ખીલ્યો પણ કરમાવા માટે, સંતો ચાલો સમજીને... ૪
ચડયો જરૂર પડવાને માટે, પડયો ભલે પણ ચઢવાને,
સ્નેહ થશે પણ છુટવા માટે, સંતો ચાલો સમજીને... ૫
મિત્રી થઇ શત્રુતા માટે, ઝેર થયું પણ વ્હાલપને,
કટુ વચન અમૃતના માટે, "પુન્જી" ચાલો સમજીને... ૬

—:※:—

## ભજન, ૧૦૩.

(રાગ ઉપરનો.)

ભોગ ભોગવ્યા રોગજ માટે, રોગ થયો પણ જાવાને,
ઉગ્યો પણ આથમવા માટે, સજ્જન સમજો શબ્દોને...૧
દુઃખ પડયું પણ સુખના માટે, સુખ મળ્યું દુઃખ થાવાને,
અતિ સકળ ઓછપના માટે, સજ્જન સમજો શબ્દોને...૨

હર્ષ થયો ચિંતાને માટે, શોક થયો સુખ થાવાને,
સમદ્રષ્ટિ છે સુખના માટે, સજ્જન સમજો શબ્દોને...૪

પાપ કર્યું ભોગવવા માટે, પુન્ય કર્યાં ફળ મળવાને,
ફળ માગ્યું ફળ ખોવા માટે, સજ્જન સમજો શબ્દોને...૪

અવગુણ આવ્યો ગુણના માટે, ગુણ મળ્યો અનુભવવાને,
પકડયું પણ મુકવાને માટે, સજ્જન સમજો શબ્દોને....૫

જાણ્યું પણ ભુલવાને માટે, ભુલ્યા પણ કંઇ ખુલવાને,
ખુલ્યું સર્વે ડુલવા માટે, "પુંજી" સમજો શબ્દોને...૬

——:о:——

## ભજન, ૧૦૪.

(રાગ–ઉપરનો.)

મોટપ થઇ છોટપના માટે, છોટપ થઇ પણ મોટપને,
રૂપ મળ્યું કદ્રુપતા માટે, વ્હાલા વિર વિચારોને...૧

નફો થયો નુકશાની માટે, ખાદ પડી કંઇ લાભજને,
લાભ ખાદ સૌ સમજણ માટે, વ્હાલા વિર વિચારોને...૨

મહેલ કર્યા પણ પડવા માટે, ઘાટ ઘડયા પણ ગળવાને,
ભાળ્યું પણ ભ્રમણાને માટે, વ્હાલા વિર વિચારોને...૩

રાગ કર્યો પણ રોવા માટે દ્વેષ કર્યો દુઃખાવાને,
નિંદો છો નિંદાવા માટે, વ્હાલા વિર વિચારોને...૪

પુત્ર થયો પીતા બનવાને, વહુ થઇ સાસુ થાવાને,
શિષ્ય થયો સદ્દગુરૂ ગુણ માટે, વ્હાલા વિર વિચારોને...૫

પ્રભુતા થઈ લઘુતાને માટે, લઘુતા થઇ પણ પ્રભુતાને,
માગ્યું પણ તે ત્યાગ્યા માટે, "પુંજી" વિર વિચારોને...૬

——•——

## ભજન, ૧૦૫

(રાગ- ઉપરનો.)

દિવસ ઉગ્યો રાત્રીના માટે, રાત પડી દીન થાવાને,
નાશ થયું ઉદ્ભવવા માટે, સમશામાં સૌ સમજોને...૧
રાય થયો સેવક બનવાને, રંક થયો કંઇ રળવાને,
દેવ થયો માન્નવ થાવાને, સમશામાં સૌ સમજોને...૨
કર્મ કર્યું બંધાવા માટે, બંધાયા પણ છુટવાને,
જ્ઞાન ગૃહ્યું સમજણના માટે, સમશામાં સૌ સમજોને....૩
જીવ થયો શિવ થાવા માટે, શિવ ઘટો ઘટ રમવાને,
સમજણ છે શાન્તિના માટે, સમશામાં સૌ સમજોને...૪
શાન્તિ છે મૂકિતના માટે, મુક્તિ જુકિત મુની જનને,
સત્ય અસત્ય જુદુ કરી જાણો, સમશામાં સૌ સમજોને...૫
ઉલટ ગયા તે માર્ગે પહોંચ્યા, માર્ગ ગયા નર મરવાને,
"પુંજીરામ" કહે હીતના માટે, સમશામાં સૌ સમજોને...૬

——o——

## ભજન, ૧૦૬.

રાગ–(ભાવનો ભોગીરે હો, મારો વ્હાલો.)

આજ અમે આવ્યા રે હો શરણે,... ...(૨(–ટેક
સુખ લાગ્યું સંતોના ચરણે૦ .... ...આજ૦
ભાવની ભેટયો રે હો લાવ્યા...(૨)
ભુખ્યાં ભાવલાં દોડી દોડી આવ્યાં૦... ...આજ૦

ભિડયો ભાગો રે હો ભવની,...(૨)
આગ બુઝાવો અંતર દવની૦... ...આજ૦

સંતો શરણે રે હો લેજો,...(૨)
હરિ મળે એટલી આશિષ દેજો૦ ... ...આજ૦

"પુંજી રામ"ની રે હો અરજી,...(૨)
પછી પ્રભુની જેવી મરજી૦ ... ....આજ૦

———:*:———

## ભજન, ૧૦૭

રાગ—(બીજાને દોષ નવ દઇયે, હો હરીજનો બીજાને.)

દોષ નથી કોઇનો લગાર...

...બધું વેરઝેર જીભમાં ભરેલું જરૂર છે—ટેક૦

ભાઇ ભાઇની સગાઇ સ્હેજમાં તજાવે,–(૨)
ડાગ ઠામ કલેશ તણુ દ્વાર...બધું વેર૦....દોષ૦

પીતાથી મર્ણ સુધી પુત્ર તજે બોલવું,–(૨)
ધિકક પડયા વાણીના વિકાર...બધું વેર૦...દોષ૦

પતિને પત્નિ ધિક્કારે છે જીભથી,–(૨)
સ્વામી તજે સર્વ આ સંસાર...બંધુ વેર૦...દોષ૦

સાસુ વહુ માતાને પુત્રી સમાન છતાં,–(૨)
સામ સામી પડે પાડા ખાર...બધું વેર૦....દોષ૦

વેવાઇએ પરસ્પર સ્નેહ બંધ બાંધીયા,–(૨)
તોય કરે શ્વાન ના વ્હેવાર...બંધુ વેર૦...દોષ૦
અમૃતને ઝેર બંધુ જીભમાં જરૂર છે,–(૨)
"પુંજીરામ" પ્રેમ સત્ય સાર...બંધુ વેર૦...દોષ૦

——:*:——

## ભજન, ૧૦૮.

(રાગ–ઉપરનો)

દોષ નથી જીવનો જરાય...
...બધું વિશ્વવશ પ્રેમથી જરૂર થઇ જાય છે—ટેક૦

મિત્ર થઇ મિત્ર તણું શીષ છેદવા ફરે,–(૨)
એ બધાય જીભના અંગાર...બધું વિશ્વ૦...દોષ૦
કુટુમ્બમાં ક્લેશ થાય જીભના પ્રતાપથી,–(૨)
કોરટથી થાય છે ખુવાર...બધું વિશ્વ૦...દોષ૦
શેઠને મુનીમ વિના ઘડીયે ના ગોઠતુ.–(૨)
જીભડી કરાવે હદ પર...બધુ વિશ્વ૦...દોષ૦
જીભની મીઠાશથી આ વિશ્વ વશ થાય છે,–(૨)
શબ્દમાંજ શત્રુઓ હજાર...બધું વિશ્વ૦...દોષ૦
વિષને પીયુષ બેય જીભમાં જણાય છે, (૨)
કર્મ પ્રમાણેજ અધિકાર....બધું વિશ્વ૦...દોષ૦
મૌન વૃત્તિને વિશેષ ક્ષમ્ય ભાવના સમેત,–(૨)
"પુંજીરામ" સ્વર્ગ આ સંસાર...બધું વિશ્વ૦...દોષ૦

——:*:——

## ભજન, ૧૦૯

રાગ–(રૂડે ગરબે રમે છે દેવી અંબીકાજો.)

મારે સંસાર સાસરામાં જીતવું રે લોલ,—ટેક૦
હું તો કોનું સ્વરૂપ ચિત્ત ચિંતવુ રે લોલ૦...મારે૦

મારૂં પ્યારૂં પીયર બ્રહ્મ લોકમાં રે લોલ...(૨)
મને મોકલી પીતાએ પરદેશમાં રે લોલ૦...મારે૦

મારો પ્યારો પીતા પરીબ્રહ્મ છે રે લોલ૦...(૨)
મારી માતાનું મુક્તિ બાઇ નામ છે રે લોલ૦...મારે૦

મને મોકલી ભક્તિનું ઘર માંડવા રે લોલ૦...(૨)
હવે સંતોના સંગ શિદ છાંડવા રે લોલ૦...મારે૦

મારો નાથ મને કેમ જડતા નથી રે લોલ૦(૨)
મારી થેકડી કરે છે સહુ સ્વારથી રે લોલ૦...મારે૦

મારો નાથ સગુણ બ્રહ્મ ઠામ ઠામ છે રે લોલ૦...(૨)
એનું સચ્ચિદાનંદ એવું નામ છે રે લોલ૦....મારે૦

કોઈ ગોત્ર ગુરૂ જો મળે મોસાળીયા રે લોલ૦...(૨)
પુછુ નાવલીયો નાથ કયાંઇ ભાળીયા રે લોલ૦...મારે૦

હું તો હારીને આવી અંતર આંગણે રે લોલ૦...(૨)
મળ્યા મંદ હસી નાથ મને તે સ્થળે રે લોલ૦...મારે૦

મારા ગુરૂજીએ હસ્ત મેળાવો કર્યો રે લોલ૦....(૨)
"પુંજીરામ" પીયરીયાંનો પત્તો ત્યાં મળ્યો રે લોલ૦...મારે૦

———::*:———

## ભજન, ૧૧૦.

(રાગ.—ગજલ)

કહે બુદ્ધિ બાઇ પ્રાણ પતિ સાંભળો રે લોલ—ટેક૦
તમે માયાના મોહ વિષે ના ભળો રે લોલ૦...કહે૦

વહુ થઇને આવી છું વહુ લાવવા રે લોલ, (૨)
મારે એના લાખેણા લાવ૦ ચાખવા રે લોલ૦...કહે૦

જેમ દીકરો જરૂર બાપ થાય છે રે લોલ, (૨)
મારી એળે ઉંમર વહી જાય છે રે લોલ૦...કહે૦

કોઇ ભાગ્યંત જીવ શિવ થઇ શકેરે લોલ, (૨)
શિષ્ય સુર વિર ગુરૂપદે જઈ શકે રે લોલ૦....કહે૦

મને તાણી જાય માર્ગ વાદીયો ઘણા રે લોલ, (૨)
કરી થાકી પરધર્મ સાથે મંત્રણા રે લોલ૦...કહે૦

તોય જ્ઞાન રૂપી પુત્ર પ્રગટયો નથી રે લોલ, (૨)
મારી અંતરની પીડ કયાં કહું કથી રે લોલ૦...કહે૦

મારે જ્ઞાન રૂપી પુત્ર પરણાવવો રે લોલ, (૨)
શાન્તિ વહુનો મધુર રસ માણવો રે લોલ૦...કહે૦

મારે સંતોષ પ્રપુત્રને રમાડવો રે લોલ, (૨)
મારે કામ ક્રોધ લોભ મોહ કહાડવો રે લોલ૦...કહે૦

મારી આશ આ નિરાશમાં નીમઇ જશે રે લોલ, (૨)
મળે ગોત્ર ગુરૂ ત્યારે સુખ થઇ જશે રે લોલ૦...કહે૦

નાથ ગોત્ર ગુરૂ બ્રહ્મનિષ્ટ લાવજો રે લોલ, (૨)
પુંજીરામનો સંદેશ સજાવજો રે લોલ૦.....કહે૦

## ભજન, ૧૧૧.

રાગ—(હંસા ચેતજો રે, આવ્યો અવસર એળે જાય.)

અજી હું કોણ છું રે....મારો ભેદ મને કોઇ કહેજો૦
ભાઈ હું કોણ છું રે...મારૂં સત્ય સ્વરૂપ મને કહેજો...ટેક

કોઇ કહે છે માન્નવ મુજને, નામ રૂપ આધારે,...(૨)
જ્ઞાતિ ગૃહસ્થાશ્રમ આરોપે,..(૨) પુરૂષ કહે વ્હેવારે....અજી હું૦

નર કહે મુજને દેહ દ્રષ્ટિએ, દેહ દીસે મમ નારી,...(૨)
નાશવંત પરપંચ પ્રકૃતિ, (૨) કાયા માયા ધારી...અજી૦

કોઇ કહે છે ભકત હમોને. કોઈ કોઈ કહે છે જ્ઞાની,...(૨)
કોઈ કહે બધું ભરમ થયું પણ, (૨) હજુ બડો તોફાની....અજી૦

કોઈ કહે આત્મા કોઈ કહે મહાત્મા, કોઇ કહે છે ઘર ઘાલ્યું,....(૨)
કોઈ કહે મારાં બાળ બગાડયાં, (૨) ચોફેર એવું ચાલ્યું...અજી૦

કોઈ કહે મુજને ચોર હરામી. બેવકુફ બદનામી,...(૨)
કોઈ કહે જય ગુરૂ હમારા, (૨) હ્રદય કમળના ધામી...અજી૦

કોઈ કહે તું બડા રંડવા, રાસ રમે રાંડો માં,...(૨)
કોઈ કહે જય પ્રભુ હમારા, (૨) શરણે લઈ છાંડો માં...અજી૦

કોઈ પુષ્પો પરિધાન કરાવે, આરતીયે અજવાળે,...(૨)
કોઇ કોઇ ગાળો ગજબ ગજાવે,(૨) જગત ચડયું છે ફાળે...અજી૦

કોઇ દીન પુરૂષ કોઈદીન નારી, કોઇ જન યોગી દેખે,....(૨)
કોઈદીન ગૃહસ્થાશ્રમ વ્હેવારી, (૨) કોઇ જન જારી લેખે...અજી૦

કોઈદીન બ્રાહ્મણ કોઇ દીન ક્ષત્રી, કોઈદીન વશ્ય વેપારી,...(૨)
કોઇ દીન સેવા તન મન ધન ધનથી,(૨) શુદ્ર થઇ સંભાળી..અજી૦

કોઈ દીન દિવ્યાંમ્બર ધર દાતા, કોઇ દીન કંથા ધારી,....(૨)
કોઇ દીન જમતો ઘણા હસ્તથી(૨)કોઇ કોઇ દીન ભુખમારી..અજી૦

કોઈદીન લાખોમાં ઉપદેશક, કોઈદીન જીવ લઈનાઠો,...(૨)
કોઈદીન હજારો જીવ પોષ્યા, (૨) વિધવિધ ભજવ્યા પાઠો...અજી૦

કોઇદીન સર્વાધાર સહસ્ત્રે, માન્ધાતા થઇ મ્હાલું,...(૨)
કોઇ દીન વસ્ત્ર રહીત વન ભટકયો(૨) જળ પીવા નહિ પાલું..અજી૦

કોઈદીન સ્વામી કોઈદીન સેવક, કોઈદીન જીવ થઈજાચ્યો,...(૨)
કોઇ દીન શિવ થઈસદા શમ્યો પણ(૨)નિષ્કામી થઈનાચ્યો..અજી૦

એ રીતે વિધવિધ વાકયોથી, વિશ્વ પુજન વિલસે છે,...(૨)
"પુંજીરામ" શબ્દા તિત થઈને,(૨) દ્રષ્ટા રહી દીલ દે છે...અજી૦

———:*:———

## (પતિવ્રતા બારાખડી)

### ભજન, ૧૧૨

(રાગ- સખી પડવે પુરણ પ્રીત, ઘટમટ ભૂલીરે.)

સખી કક્કા કુમાર્ગ તજીયે, સુખ સૌ થાયેરે,
પતિ ચર્ણે રાખો ચિત્ત, મુકિત થાયે રે... ૧

સખી ખખ્ખા ખાસ વિચાર, પતિનીજ દેવા રે,
તન મન ધન ચર્ણે દઇ, કરો નિત્ય સેવા રે... ૨

સખી ગગ્ગા ગોવિન્દ જેવા, પતિને જાણો રે,
શિક્ષણ અબળાનું એજ, સુખ સૌ માણોરે... ૩

સખી ઘધ્ધા ઘડપણ આવે, રૂપ રંગ ટળશેરે,
પતિ ચર્ણે રાખો ચિત્ત, સેવક સુર બનશેરે... ૪

સખી અંગાઅંગ અબળાનું, શુભ સચવાશેરે,
તે ધન્ય અબળા અવતાર, શરણ સુર મ્હાશેરે... ૫
સખી ચચ્ચા ચોખ્ખુ ચિત્ત, પતિવ્રત પાળોરે,
એ ધર્મ સતિ સાક્ષાત સા દુઃખ ટાળોરે... ૬
સખી છછ્છા છળને છોડ વડિલ હરખાયેરે,
પતિ પરમ પ્રભુ સાક્ષાત, વેદ મુખ ગાયેરે... ૭
સખી જજ્જા જાણ્ પતિ, વિણ્ સા જન બંધવરે,
જો સત્ય શિયળ સચવાય, ફળે ચતુરાર્થવરે.... ૮
સખી ઝઝ્ઝા ઝુકીયે પતિ, પદરજ ની માંહ્યરે,
ધન્ય જન્મ સુધાર્યો બહેન, પ્રભુ ગ્રહે બાંહ્યરે... ૯
સખી ટટ્ટા ટેક પતિ આજ્ઞા, નવ ભૂલીયેરે,
જો એ નિશ્ચય થઇ જાય, કદી નવ ડુલીયેરે...૧૦
સખી ઠઠ્ઠા ઠગથી ચેતો, નવ લલચાઇયેરે,
જો દામ્ભિકજન ગુરૂ હોય, તોય દુર થઇયેરે...૧૧
સખી ડડ્ડા ડહાપણથી દુરીજનને તજીયેરે,
પતિ આજ્ઞા વિણ વૃતધર્મ, કદી નવ સજીયેરે...૧૨
સખી ઢઢ્ઢા ઢોંગ પતિ, પુજન વિણ સર્વેરે,
સા ધર્મ કર્મ તે વિણ, ગુમાવ્યાં ગર્વે રે...૧૩
સખી હણ હણાય નહિ કોઇ, જીવ જંત જીણા રે
ચુલો ચકકર પાણીયાર, છડણ સાવરણા રે...૧૪
સખી તત્તા તત્વ વિચાર, પતિ ગુણ ગઇયે રે,
કહે વેદ શાસ્ર પતિ સેવી, સ્વર્ગે જઇયે રે...૧૫

સખી થથ્થા સ્થિર મનથી, સતિ પતિ પતિ કરીયે રે,
કુળ મર્યાદા સચવાય, ભાગ્ય ઉચ્ચરીયે રે...૧૬

સખી દદ્દા દિનને દાન, દરરોજ દઇયે રે,
સૌ આત્મ સ્વરૂપ સમજી, પોષણ કરી ખઇયે રે...૧૭

સખી ધધ્ધા ધર્મ જરૂર, સુખ પતિ સુખમાં રે,
પતિ દુઃખમાં તે ધિક્ક સુખ, સ્વર્ગ સુખ દુઃખમાં રે...૧૮

સખી નન્ના નાથને નિત્ય, જમાડી જમીયે રે,
પતિ દેવ પ્રભુ સાક્ષાત, ચરણે રમીયે રે...૧૯

સખી પપ્પા પતિ નિજ દેવ, પુજન નિત્ય કરીયે રે,
ઘણી સતિયો ગઇ ભવપાર, પતિથી તરીયે રે...૨૦

સખી ફફ્ફા ફળ શુભ પતિ, સ્તુતિમાં મળશે રે,
બ્રહ્મા વિષ્ણુ મહાદેવ, પતિમાં ભળશે રે...૨૧

સખી બબ્બા બોધ કરો, પતિવૃત્ત વિચારી રે,
સાંભળીયે સતિ ચરિત્ર, પરસ્પર નારી રે...૨૨

સખી ભભ્ભા ભારત ધર્મ, પ્રભુ એમ કહે છે રે,
સતિ પતિ વિણ મમ ગુણગાય, ભુલી મટકે છે...૨૩

સખી મમ્મા માન મુમત, પતિ પાસ ના ધરીયે રે,
ગા ચરણ ભર્યા જગ તુલ્ય, જગત જગ તરીયે રે...૨૪

સખી યય્યા યજ્ઞ શત મુખે, જે ફળ થાયે રે,
તેથી સહસ્ર ઘણું ફળ પતિ, ધ્યાન ઉર લાવે રે...૨૫

સખી રરરા રામ કહે, લક્ષ્મણ સુણ વિરા રે,
હું સતિના વશ થઇ રહું, જરૂર ગુણ ધિરા રે...૨૬

સખી લલ્લા લક્ષ્મિ રૂપ, પતિવૃતા નારી રે,
પતિને સમજે ભગવાન, ધન્ય બલીહારી રે...૨૭

સખી વવ્વા વચન પતિનાં, કડવાં સહિયે રે,
નવ શબ્દ ઉચરીએ એક, વિરૂદ્ધ નવ રહીયે રે...૨૮

સખી શશ્શા શબ્દ પવિત્ર, મીઠા મુખ કહીયે રે,
સાસુ સસરા ને સેવી, સુખીયાં થઇયે રે...૨૯

સખી ષષ્ષા ષડ શત્રુને, ઉર નવ આણો રે,
નિઃજ નાથને ચરણે નિત્ય, અચળ સુખ માણો રે...૩૦

સખી સસ્સા સમય વહી જાય, સીતા સંભાળો રે,
અવિચળ સુખ આપે માત, વચન તેહ પાળો રે...૩૧

સખી હ હાહા હરિહર રૂપ, પતિને નમજો રે,
શમ દમ દશ લક્ષણ ધરી, સ્વામીને ગમ જો રે....૩૨

સખી અળ અળખો સંસાર, દુઃખ મય ભાળું રે,
નવ કરીયે મોહ લગાર, વિખનું જાણું રે......૩૩

સખી ક્ષક્ષા ક્ષુદ્ર પ્રપંચ, વિરૂદ્ધ વેદોથી રે,
તે માર્ગ તજો તત્કાળ, ભર્યા ભેદોથી રે...૩૪

સખી જ્ઞજ્ઞા જ્ઞાન વડે, અંતર અજવાળો રે,
પતિ મુર્તિ હૃદય પધરાવી, ધર્મ સંભાળો રે...૩૫

સખી એ અનુભવનો સાર, સમજી જઇયે રે,
સતિ ધર્મ પતિ શણગાર, ધરી ને રહીયે રે...૩૬

સખી આ આનંદની વાત, સમજણ સાચી રે,
પતિ પ્રભુ સ્વરૂપ સાક્ષાત, રહીયે રાચી રે......૩૭

સખી ઈ ઇચ્છા આભુષણુની, નવ કરીયે રે,
કોઇ મોહ પામે નરનાર, એમ નવ કરીયે રે,....૩૮

સખી ઉ ઉકેલ પડે તો, સા સુખ માણે રે,
ગાવામાં મન ભટકાય, તે શું જાણે રે...૩૯

સખી રૂ રૂપનું નહિ કામ, સમજણ સાચી રે,
વરતનથી રીઝે રામ, રમીયે રાચી રે.........૪૦

સખી શ્રી શ્રીપદ છો આપ, શક્તિ–દેવીરે,
પતિ શ્રીવર બ્રહ્મ સ્વરૂપ, સમજણ લેવીરે...૪૧

સખી જી જીતવો સંસાર, સત્ય વચનથીરે
તજો મોહ જગત જંજાળ, તન મન ધનથીરે....૪૨

સખી ઓંમ્ અક્ષર ઓંમ્કાર, સર્વેશ્વર છેરે,
નિજ પતિ હૃદય મોઝાર, નિત્ય રહે છેરે...૪૩

સખી બહેનો મારી આજ, અરજ ઉર લેજ્યોરે,
કહે પ્રેમી "પુંજીરામ," આશિષ દેજ્યોરે...૪૪

——:*:——

# અથ : છપ્પા પારંભ

## શ્રીમંતોને સ્વભાન

(૧૧૩)

ધન મદનો પરતાપ, દેખતે અંધ બનાવે;
ધન મદનો પરતાપ, મિત્ર ને શત્રુ મનાવે,
ધન મદનો પરતાપ, ભજનમાં લજ્યા લાવે,
ધન મદનો પરતાપ, શરમ છાંટો નવ આવે,
ધન મદના પરતાપથી જખ મારી જન જાય છે,
કહે દાસ "પુંજીરામ," વ્યાજમાં મૂડી પણ ખોવાય છે...૧

(૧૧૪)

ધન મદનો પરતાપ, સંતને મેણાં મારે,
ધન મદનો પરતાપ, જીભને જરી ન વારે,
ધન મદનો પરતાપ, સંતને સમજે અંધા,
ધન મદનો પરતાપ, કરે અણ ઘટતા ધંધા,
ધન મદના પરતાપથા સદ્‌સંત ઓળખાતા નથી,
કહે દાસ "પુંજીરામ" પ્રભુની પણ તેને પરવા નથી...૨

(૧૧૫)

ધન મદનો પરતાપ, અછત કોઇની નવ જાણે,
ધન મદનો પરતાપ, ગરીબને બોલે બાણે,

ધન મદનો પરતાપ, સગાંનો સ્નેહ તજાવે,
ધન મદનો પરતાપ, ખુશામતીયા બહુ ભાવે,
ધન મદના પરતાપથી, સાચા જન ધકકા ખાય છે,
કહે દાસ "પુંજીરામ" છેવટે માલ મશાણે જાય છે...૩

## ભજન, ૧૧૬.

ધન મદનો પરતાપ, સંતની શેવા છુટે,
ધન મદનો પરતાપ, પાપીયા લક્ષ્મિ લુટે,
ધન મદનો પરતાપ, સર્વને હલકા જાણે,
ધન મદનો પરતાપ, વકિલ વેષાજ વખાણે,
ધન મદનો પરતાપ, માનવ જીંદગી રોળાય છે,
કહે દાસ" પુંજીરામ", સમય સોનેરી ચાલ્યો જાય છે...૪

## (૧૧૭)

ધનવંતાને ધન્ય, લક્ષ્મિની લ્હેર ન આવે,
ધનવંતાને ધન્ય, કેંફ અભિમાની નાવે,
ધનવંતાને ધન્ય, મૃત્યુને નજરે નાણે,
ધનવંતાને ધન્ય, હજારોનાં દુઃખ જાણે,
ધનવંતાને ધન્ય છે, જે કૃષ્ણ નામ કમાય છે,
કહેદાસ 'પુંજીરામ'એ, વિર દેવ દેહ ગણાય છે...૫

## સત્તાધિશોને સાવચેતી.

## (૧૧૮)

સત્તાનો અભિમાન, હુંપદની હોળી સળગે,
સત્તાનો અભિમાન, વાત કરતામાં વળગે,

સત્તાનો અભિમાન નફ્ટ થઇ લજ્યા લોપે,
સત્તાનો અભિમાન, કુટીલ બોલે બહુ કોપે,
સત્તાના અભિમાનથી બહુ ગરીબ પર ઘુઘવાય છે,
કહેદાસ "પુંજીરામ," પલે પલ પાતક તાજું થાય છે....૬

(૧૧૯)

સત્તાનો અભિમાન...વચન કોઇનું નવ લાગે,
સત્તાનો અભિમાન...ક્રોધ પલ પલમાં જાગે
સત્તાનો અભિમાન ...કામના રગ રગ વ્યાપે,
સત્તાનો અભિમાન...જગત અપયશ બહુ આપે,
સત્તાના અભિમાનથી...ગુરૂ દેવને ગણતો નથી
કહેદાસ "પુંજીરામ," સ્વર્ગમાં સુખ એ લણતા નથી...૭

(૧૨૦)

સત્તાનો અભિમાન પ્રભુની ભક્તિ ભૂલે
સત્તાનો અભિમાન જીવન સહુ મિથ્યા ડુલે
સત્તાનો અભિમાન જ્ઞાન શ્રવણે નવ ભાવે
સત્તાનો અભિમાન શિખામણ કામ ન આવે
સત્તાના અભિમાનથી બહુ જાણવું રહી જાય છે
કહે દાસ "પુંજીરામ," અલૌકિક આયુષ મિથ્યા થાય છે...૮

(૧૨૧)

સત્તાનો અભિમાન, કદી જીવ ભાવ ન છુટે,
સત્તાનો અભિમાન, શ્વાસ મિથ્યામાં ખૂટે,
સત્તાનો અભિમાન, નમન કરતાં અકડાયે,
સત્તાનો અભિમાન, જરૂર જમપુર પકડાયે,

સત્તાના અભિમાનથી, જે શ્વાન વત રખડી રહ્યા,
કહે દાસ "પુંજીરામ" એ અબજો મણ અપયશ લઈ ગયા...૯

## મોહભરી આજની દુનિયા.

(૧૨૨)

બની મોહમાં અંધ, ઉજ્જડ જગ સરવે જાણે,
બની મોહમાં અંધ, વિષયને બહુજ વખાણે,
બની મોહમાં અંધ લાજ મરજાદા મેલી
બની મોહમાં અંધ ભરી બહુ પાપે થેલી
મોહે ભર્યા એ માનવિ જનની જરૂર લજવાય છે,
કહે દાસ "પુંજીરામ" ઈકોતેર પેઢી નરકે જાય છે....૧૦

(૧૨૩)

બની મોહમાં અંધ....કામ ત્રષ્ણામાં તાપ્યો...
બની મોહમાં અંધ...હૃદયમાં શત્રુ સ્થાપ્યો
બની મોહમાં અંધ,....વિષય પાંચે બહુ પાળ્યા,
બની મોહમાં અંધ...દાટ અધરમના વાળ્યા,
મોહકજન આ જગતમાં, જાતે જરૂર વિષ ખાય છે,
કહે દાસ "પુંજીરામ" શોખમાં સત્યાનાશી થાય છે...૧૧

(૧૨૪)

બની મોહમાં અંધ, ખરચ ખોટું બહું કીધું,
બની મોહમાં અંધ, અધમ ધન લુંટી લીધું,
બની મોહમાં અંધ, જુઠ્ઠ જગમાં બહુ બોલ્યો,
બની મોહમાં અંધ, નરકનો રસ્તો ખોલ્યો,

બની મોહમાં અંધ રત્ન, માનવ પણ ખર થઈ જાય છે,
કહે દાસ "પુંજીરામ" અરેરે અસલ સમય વહી જાય છે...૧૨

(૧૨૫)

બની મોહમાં અંધ, જગતમાં કંઇ નવ જાણ્યું,
બની મોહમાં અંધ, સુખ મિથ્યામાં માણ્યું,
બની મોહમાં અંધ, મૂક્તિનો માર્ગ ન જોયો,
બની મોહમાં અંધ લાભ લાખેણો ખોયો
મોહ ખરેખર આંધળો, શત્રુ સરવનો થાય છે,
કહે દાસ "પુંજીરામ" મનુષ્યો મોહમાં મરી જાય છે....૧૩

———:o:———

# અથ: કવિત પ્રારંભ.

## બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણોની ભુમિકાને ભુખ છે.

(૧૨૬)

બ્રાહ્મણથી બ્રહ્મતણો ભેદ શું અજાણ્યો રહે !
બ્રાહ્મણનું નામ ધરી બ્રહ્મને પીછાણીયેં
બ્રાહ્મણનો જન્મ ધરી બ્રહ્મજ્ઞાન જાણી લીયો
બ્રાહ્મણનું બ્રહ્મ સુત્ર સત્ય કરી જાણીયેં
બ્રાહ્મણની બ્રહ્મ દશા બ્રાહ્મણે સંભાળ્યા પછી,
બ્રાહ્મણનું સત્ય સ્વાધિષ્ઠાન ઉર આણીયેં
બ્રાહ્મણ થઇને ભેદ વેદનો જો જાણ્યો નહિ,
"પુંજીરામ" કહે બ્રહ્માનંદ ક્યાંથી માણીએં..... ૧

(૧૨૭)

બ્રહ્મજ્ઞાન જાણ્યા વિના બ્રાહ્મણ થવાય નહિ
બ્રહ્મદશા નથી માટે અહંકાર વાધે છે૦
બ્રહ્મતત્વ જાણ્યા વિના વેદમાં શું ? વાદ કરો
બ્રહ્મબોધ વિના શું ? વિવાદે તાર સાંધે છે૦
બ્રહ્મભાવ નથી છતાં ગુરૂઓના વેષ ધર્યા,
બ્રહ્મતત્વ નથી તેથી અનિત્ય આરાધે છે૦
બ્રહ્મનિષ્ઠા જાણીને જો જ્વાળા રૂપે ના થયા તો
"પુંજીરામ" કહે દાન ગ્રહી દેવું બાંધે છે૦...... ૨

(૧૨૮)

બ્રાહ્મણમાં જન્મ થયો તાંય શાસ્ત્ર શુદ્ર કહે
બ્રહ્મસુત્ર ધર્યું ત્યાંથી દ્વિજ તો ગણાય છે૦
ભણવાના યોગે કદિ કાશી જઈ વેદ ભણ્યા
ત્યાર પછી વિપ્રદશા ભોગવી ભણાય છે૦
બ્રાહ્મણની ત્રણે દશા આટલી બીજાના હાથે
ચોથું બ્રહ્મ જાણવું તે આપથી જણાય છે૦
બ્રાહ્મણમાં બ્રહ્મતત્વ બ્રહ્મ દશા આવે ત્યારે
"પુંજીરામ" ભૂદેવો એ ગુરૂઓ ગણાય છે... ૩

(૧૨૯)

બ્રાહ્મણ અપેય પાન ધર્મના નિમિત્ત ગણે...
બ્રાહ્મણના બાળકોમાં ભૂલ થતી જાય છે...૦
બ્રાહ્મણ દેખે છે લોકો પુત્રિતણું પાણી તજે...'
બ્રાહ્મણોમાં અતિ કન્યા વિક્રય કરાય છે...૦

બ્રાહ્મણના બાળકોએ ગુરૂઓનાં ધામ તજ્યાં
બ્રાહ્મણના પુત્રો તેથી અભણ પીડાય છે...૦
બ્રાહ્મણનો જન્મ ધરી સ્વધર્મને ભુલી ગયા
"પુંજીરામ" એથી લોકો પાપમાં પ્રેરાય છે૦...૪

(૧૩૦)

બ્રાહ્મણોએ શુદ્ધ સનાતન ધર્મ તજી દીધો...'
બ્રાહ્મણો ત્રિપુન્ડ્ તજી પર ધર્મ પાળે છે...
બ્રાહ્મણોની વેદીકાઓ અખંડ પ્રદિપ્ત હણી,
બ્રાહ્મણોના દ્વારે આજે દ્વેષ અગ્નિ ભારે છે...૦
બ્રાહ્મણોના નેત્રમાં જે અમૃત ભરેલું હતું...
બ્રાહ્મણોના એજ નેત્રો ઝેર આજે ધારે છે
બ્રાહ્મણો હતા જે મુકત સિંહના સમાન મૂની...'
"પુંજીરામ" આજે વાડા અજાના વધારે છે...૫

(૧૩૧)

બ્રાહ્મણોને ભૂલ્યા ભાળી કાળજુ કોરાય મારૂં
બ્રાહ્મણોને ભૂલ્યા ભાળી દિલડુ દૂભાય છે...
બ્રાહ્મણોને ભૂલ્યા ભાળી હ્રદય રડે છે મારૂં...
બ્રાહ્મણોને ભૂલ્યા ભાળી ધોરી ધર્મ જાય છે
બ્રાહ્મણોને ભૂલ્યા ભાળી પૃથ્વિને કંપારી છૂટે
બ્રાહ્મણોને ભૂલ્યા ભાળી વૃષ્ટિ વંઠી જાય છે
બ્રાહ્મણોને ભૂલ્યા ભાળી ત્રણે વર્ણો ભૂલીભમે
"પુંજીરામ" બ્રાહ્મણોને કોણ સાહ્ય થાય છે.... ૬

(૧૩૨)

અસલ જે બ્રાહ્મણો તે બ્રહ્મ જ્ઞાન સાધી શકે
અસલ જે બ્રાહ્મણો તે બ્રહ્મને પીછાણે છે
અસલ જે બ્રાહ્મણો તે સત્ય શોધ લાવી શકે
અસલ જે બ્રાહ્મણો તે બોધ આપી જાણે છે
અસલ જે બ્રાહ્મણો તે નિત્યા નિત્ય નોંખાકરી
અસલ જે બ્રાહ્મણો તે તત્વે તાર આણે છે
અસલ જે બ્રાહ્મણો તે ગુરૂ ગાદી પ્રાપ્ત કરી
"પુંજીરામ" કરોડોને તારવા તે તાણે છે.... ૭

(૧૩૩)

અભિમાની હુંપદમાં કહેણ કોઇનું ન માન્યું
અભિમાની હુંપદમાં બોળાતું તો જાય છે
અભિમાની હુંપદમાં પાછું વળી જોયું નહિં
અભિમાની હુંપદમાં હુંપદ કમાય છે...
અભિમાની હુંપદમાં ખરાને ય ખોટું કીધું
અભિમાની હુંપદમાં છુપી હોળી થાય છે....
અભિમાની હુંપદમાં નજરે દેખાય છતાં
"પુંજીરામ" પાપાગ્નિ તો ઉંડોજ ગુસાય છે.... ૮

(૧૩૪)

અસલ જે ભૂદેવો તે માથાના મુગટ મારા
અસલ જે ભૂદેવો તે મારા માત તાત છે
અસલ જે ભૂદેવો તે કાળજાની કોર ગણું
અસલ ભુદેવો મારા ગુરૂઓ સાક્ષાત છે.

અસલ જે ભુદેવો તે તન મન ધન મારા
અસલ ભુદેવો મારા પુજ્ય શ્રી પ્રખ્યાત છે
અસલ જે ભુદેવો તે પરીબ્રહ્મ ઇંષ્ટ મારા
"પુંજીરામ" બ્રહ્મનિષ્ટ ભુદેવો વિખ્યાત છે....... ૯

## વિષ્ણુ સ્વરૂપ પ્રાથ્વ પાલક ક્ષત્રીયોની જરૂર છે,

### — કુવિત —

(૧૩૫)

ક્ષત્રિ થઇ શુધ્ધ સનાતની સત્ય ભૂલી ગયા
ક્ષત્રિ થઈ કેમ? પૂર્વ ભાન આ ભુલાય છે...?
ક્ષત્રિ થઈ વાડલોનું ક્ષાત્ર વટ કયાં છુપાવ્યું,
ક્ષાત્ર થઈ કેમ? અધા ધૂમ ચાલ્યું જાય છે....?
ક્ષત્રિ થઈ શ્રષ્ટિનો તું નાત શું? છુપાઇ રહ્યો
ક્ષત્રિ થઈ કેમ? વ્યાલી પ્રજા આ પીડાય છે...?
ક્ષત્રિ થઇ દયા તારી દરીયે ડુબાઈ ગઈ,
"પુંજીરામ" ક્ષત્રિ વિના દુનિયા રીબાય છે......૯

(૧૩૬)

ક્ષત્રિ વિના પ્યારી પ્રજા રાત દિન રોતી રહે,
ક્ષત્રિ વિના સતિ નારી લાજથી લુંટાય છે...૦
ક્ષત્રિ વિના ચોરી ચોરો બ્રાહ્મણોના દ્વારે કરે
ક્ષત્રિ વિના ગાય માતા કરોડો કપાય છે....૦
ક્ષત્રિ વિના હાય હાય પ્રજામાં પોકાર પડે
ક્ષત્રિ વિના ત્રાહ્ય ત્રાહ્ય શબ્દ સંભળાય છે...૦

ક્ષત્રિ વિના સાહ્ય કરે કોણ લાહ્ય લાગી ઉઠી
"પુંજીરામ" કહે વિરો કેમ? ઉંઘી જાય છે......૧૦

(૧૩૭)

ક્ષત્રિ તત્વ શુધ્ધ રૂદ્ર શંકર સ્વરૂપ છતાં,
ક્ષત્રિ તત્વ કેમ? આજે ભારે ભૂલ ખાય છે ૦
ક્ષત્રિ તત્વ ભૂદેવોથી અકય ઓત પ્રાત હતું,
ક્ષત્રિ તત્વ આજે તેર તાંસળીમાં જાય છે ૦
ક્ષત્રિ તત્વ ત્રણે વર્ણ પાળનાર વિર હતું,
ક્ષત્રિ તત્વ ધિર વિર ધાક કયાં ધરાય છે ૦
ક્ષત્રિ તત્વ સિંહ નામ ધામ સિંહણોથી ભર્યાં.,
"પુંજીરામ" "શુર વિરો" શાને શરમાય છે? ૦......૧૧

(૧૩૮)

ક્ષત્રિયોના નામે પાપી કડડ થરાડી ઉઠે,
ક્ષત્રિયોના નામે આજે લાંચીયા પુંજાય છે. ૦
ક્ષત્રિયોના નામે સાચા સંતો ઘણા સુખી હતા,
ક્ષત્રિયોના નામે આજે પાપીઓ પોસાય છે ૦
ક્ષત્રિયોના નામે સનાતન ધર્મ ધોરી હતો,
ક્ષત્રિયોના નામે ધર્મ કર્વતે વ્હેરાય છે..૦
ક્ષત્રિયોના નામે રૂષિ મૂનિયો નિશ્ચિંત હતા,
"પુંજીરામ" આજે આજીવિકાઓ લુંટાય છે ૦....૧૨

## (વૈશ્યોને સનાતની શુધ્ધિ માટે સાવચેતી)

(૧૩૯)

વૈશ્યે ધર્યા વેષ જ્યારે દેશ ભાન ભૂલી ગયા,
વૈશ્યે ધર્યા વેષ જ્યારે ધર્મ ભિન્ન ભિન્ન થયા...૦
વૈશ્યે ધર્યા વેષ જ્યારે સનાતની શુદ્ધ ગઇ,
વૈશ્યે ધર્યા વેષ મતિ વેદથી વિરૂદ્ધ થઇ....૦
વૈશ્યે ધર્યા વેષ કરી ખેડુતોએ ખેતી બંધ,
વૈશ્યે ધર્યા વેષ મળ્યા ગુરૂઓ અંધાને અંધ...૦
વૈશ્યે ધર્યા વેષ જ્યારે બિજ બદલાઇ ગયાં...૦
"પુંજીરામ" આજ વશ્યો મોહમાંજ મરી ગયા૦... ૧૩

(૧૪૦)

વશ્યોનો શું વાંક જ્યારે બ્રાહ્મણો ભણાવે નહિ,
વશ્યોનો શું વાંક બ્રહ્મ સુત્ર જો ધરાવે નહિ...૦
વશ્યોનો શું વાંક જ્યારે બ્રાહ્મણો ત્રિપુન્ડ્ર તજે,
વૈશ્યોનો શું વાંક કુવામાંથી નિર આવે નહિ...૦
વૈશ્યોનો શું વાંક ક્ષત્રિ ભક્ષવા જ્યાં બેશી ગયા,
વૈશ્યોનો શું વાંક પાળનાર જ્યારે પાળે નહિ....૦
વૈશ્યોનો શું વાંક તાત લાજ લુંટવામાં ભળ્યો,
"પુંજીરામ"-શું ? કરે ચોફેર અગ્નિ વિંટી વળ્યો૦... ૧૪

## શુદ્રોમાં ફેરફારી

( ૧૪૧ )

શુદ્રો તજી પાપ હવે પ્રભુથી પીછાણુ કરે,
શુદ્રો તજી પાપ ભાવે હરિ ગુણ ગાય છે....૦
શુદ્રો તજી પાપ કરે સેવા સત્ય સ્વધર્મથી,
શુદ્રો તજી પાપ ભુંડા ભક્ષથી નસાય છે...૦
શુદ્રો તજી પાપ ત્રણે વર્ણની મર્યાદ ધરે,
શુદ્રો તજી પાપ મજુરીનું અન્ન ખાય છે...૦
શુદ્રો તજી પાપ આપ બાપ તણા બોલ પાળે,
"પુંજીરામ" શુદ્રો હવે શુદ્ધ થતા જાય છે૦... ૧૫

## પ્રાથવ નીર્બિજ તો નથીજ.

(૧૪૨)

હજારોમાં કોઇ કોઇ ભુદેવો દેખાઇ રહ્યા,
હજારોમાં કોઇ કોઇ બ્રહ્મને પીછાણે છે...૦
હજારોમાં કોઇ કોઇ ક્ષત્રિ-વિરો ઝુકી રહ્યા,
હજારોમાં કોઇ ધર્મ કાજ અસિ તાણે છે....૦
હજારોમાં કોઇ વૈશ્ય સ્વધર્મમાં શોભી રહ્યા,
હજારોમાં કોઇ ગીતા તત્વને પ્રમાણે છે૦...૦
હજારોમાં કોઇ શુદ્રો કુપંથે કુટાય પણ,
"પુંજીરામ" સાચો ધર્મ શદ્રો હવે જાણો છે.... ૧૬

## (વિશ્વના મુળરૂપ સતિત્વમાં ભૂલ)

(૧૪૩)

જગતની જનેતા જે ભુમિકા સમાન નારી...,
વિશ્વને વધારનારી ભારી ભૂલ્યો ખાય છે...૦
પતિ પ્રભુ પાસે છતાં પતિવૃત્ત પડયું મૂકી...,
મતિ અતિ ઉંધી કરી ભુલી ભટકાય છે...૦
શાસ્ત્રને પુરાણવેદ પતિનેજ પ્રભુ કહે...,
છતાં તેની સ્ત્રિયોને પતિજ કયાં જરાય છે...૦
બાળાઓને ઉપદેશ શાખના અપાય માટે....,
"પુંજીરામ" આસુરી સમાજ થાતો જાય છે...૦૧૭

(૧૪૪)

## (વિધવાઓની દુર્દશા)

વિધવા છે સન્યાસિ સમાન બ્રહ્મચારી યોગી...,
વિધવા જરૂર પુજ્ય જગની ગણાય છે...૦
વિધવાની વડીલોને લેશ દરકાર નથી...,
વિધવાનું ચિત્ત વિત્ત વિકારોમાં જાય છે...૦
વિધવાને સત્ય બોધ નિત્ય સમજાવ્યા વિના....,
વિધવા ભૂલીને અનાચારમાં ફસાય છે...૦
વિધવા જરૂર છે સાક્ષાત ખુદ યોગીરાજ...,
"પુંજીરામ" ત્હોય તેનો ભૂખેમરો થાય છે....૦૧૮

## (લેખકની પ્રાર્થના)

(૧૪૫)

વેર નથી ઝેર નથી રાગદ્વેશ લેશ નથી....,
ખરેખર આપનો હું કટુ બોલો બાળ છું...,
દેશની સંભાળ જોઇ ઝાળ બાળ ઉરે ઉઠી...૦
માટે આત્મ સેવા આપશ્રીની કરનાર છું...,
નથીલેવું નથી દેવું નથી અભિમાન ઉરે...૦
નથી માન મોટપ તમારો ગુનેગાર છુ,....,
ગુણ દોષ માફ ચહું તત્વ સાર તમારો છે...૦
"પુંજીરામ" છોરૂં "તમે તાત" હું લાચાર છું...૨૦

ઇતિ શિવમ્.



# અથ:શ્રી સંક્ષિપ્ત—રામાયણ પ્રારંભ.

(રાગ—કવિત ૦)

(૧૪૬)

રઘુકુલનંદવૃંદ,...દેવન સહિત ધરી,...
જન્મ રામચંદ્ર ભાર, ભૂમિકો હરાયેં હૈ.
દશરથકો કંદ,...કૌશલ્યાજીકો સુનંદ,
સોહે રેન રાજચંદ્ર, જૈસો તારૈં મેં ઠેરાયેં હૈં.
ઐસો હિ કૃપાળ,...પ્રતિપાળ ગૌ બ્રાહ્મણકો,
કાળકો હિ કાળ ફાળ, દુષ્ટ પેં ભરાયેં હૈં.
"પુંજીરામ" દેવકો દયાળ,....મેરો પ્રાન પ્યારો,
ઐસો અવતાર ભૂમિ, ભારતપેં આયેં હ. ॥ ૧ ॥

(૧૪૭)

કોમલ કિશોરબાલ,...ભ્રકુટીવિશાલ ભાલ,
ભારી વૈરાગ્ય સાલ,...બારમૈં ધરાયેં હૈં.
તજી રાજ કાજ સાજ,...તિવ્ર ત્યાગ ધરી આજ,
એકાંન્તમે જાય બેઠો, આસન જમાયેં હૈં.
ઇષ્ટકો અનિષ્ટ કીયો,...બ્રહ્મનિષ્ટ વશિષ્ટજી,
ઇષ્ટકો સુમજાઇ બ્રહ્મ,...જ્ઞાનહી સુનવાયેં હૈં.
"પુંજીરામ" ઐસો મેરો,...પ્રાનપ્યારો રઘુનાથ,
પીતાજીકી સભાબિચ,....પ્રેમ ધરી આયેં હૈં......॥ ૨ ॥

(૧૪૮)

પધારે કૌશીકરાજ,...યજ્ઞકો વિધાનકાજ,...
દુષ્ટકો સમાજ કષ્ટ, ભારી પડવાયોં હૈં.
દશરથકો રાજતાજ, ધરી દાઝ મહારાજ,
યુદ્ધ કાજ આજ,...રામ લછમન ભેજાયોં હૈ.
જંગલમેં જાઈ ધાઇ,...દુષ્ટકો હણાઈ સાઇ,
યજ્ઞકી રક્ષાઇ ભાઇ, દોનું કરવાયોં હૈ,
હજારન મુનિનકી, આશિષ શિષ ધારી, બ્રહ્માન્ડનકો ઇશ,
"પુંજીરામન"કો ભાયોં હૈં....... ।।૩ ।।

(૧૪૯)

જનકપુરકો પેગામ,....સ્વયંવરકો હું કામ,...
રામ લછમનકો નામ,...દુત પત્ર પાઠવાયોં હૈં.
મુનિનકે સંગ ચલે,...રામને ભુજંગઅંગ,
કોમલ કિશોર ઢંગ,...રષિ બાળ ઢાયોં હૈ.
મિથીલાપૂરીમેં જાય,...સબકી પહુચાન પાય,
ધાય ધાય મુનિનકો,...શિશહી નમાયોં હૈં.
"પુંજીરામ" હી પ્રસંન્ન મંન બોલે વચન્ન ધન્ન,
સિયાસેં લગન્ન મુનિ, મુખસેં કઢાયોં હૈ....... ।। ૪ ।।

(૧૫૦)

સ્વયંવર મોઝાર ઠાર,...ઠાર હી અપાર રાય,....
બેઠે ઠઠાર ઝોં ...બડો ઝોકવાયોં હૈં.

રષિયન કી લાર લાર, દોનૂં કુમાર બૈઠે',
ધનુષ અપાર ભાર, સભામં રખવાયોં હૈં.
પન્ન તો કઠન્ન હ, ઉઠાવન ધનુષન્નકો,
ગર્વન સેં રાવન, હીલાવન કો આયોં હૈં.
"પુંજીરામ" કરબળ ભારી, વિશ્વ ધિશ રિશાધારી,
ઉઠાયો ધનુષ પડયો, પાપીન...ચંપાયોં હૈં...॥ ૫ ॥

(૧૫૧)

કોઉ નાહી ઉઠયો ફીર, રૂઠયો જનકરાય ટુટયો,
ગાજી ગંભિર ક્ષત્રિ, બચ્ચો કો છુપાયોં હૈં
સેશકો મજાજ ગયો, ભયો રોષ ભુજંગનકો,
ખડો ભયો રામજીને, બ્હોતહીં સુમજાયોં હૈં.
સિયાજીકો નનનિર, મુનિનકો નામી શિર,
ધિર રઘુવિર ધિર, ધિર ચલી આયોં હૈં.
"પુંજીરામ" રઘુરાઈ, વાંમ અંગુષ્ઠો દબાઈ,
ધનુષ ઉઠાઇ દોનું, ખંડહી બનાયોં હેં.... ॥ ૬ ॥

(૧૫૨)

દેવ દુંદુભિ બજાયોં, ભાયોં દિલ જનકરાય,
ધાયોં પહચાન પાયો, રામસેં મીલજાયોં હૈં.
રૂમઝુમ રૂમઝુમ કી ચાલ, કરમેં કુંમકુંમ કી થાલ,
સિયાજી પુષ્પન કી માલ, રામકો પહનાયોં હૈં.

પત્ર લીખવાઇ જાઈ, સમાચાર પહોંચવાઇ,
અયોધ્યાસેં માઇ ભાઈ, મિથીલામેં આયોં હૈં.
"પુંજીરામ" ધામ ધામ, રોશની રચાઈ ભાઇ,
ચારોં કો મિથીલામેં, પ્રેમસે પરનાયોં હૈં....॥ ૭ ॥

(૧૫૩)

સમસ્ત મુનિયોં તટસ્થ, હસ્ત લગ્ન કીયો સ્વસ્થ,
જોડી સિયારામ ચુસ્ત, પ્રેમ વ્યવસ્થાયોં હૈં.
દાન દીયો છત્ર સાજ, રાજ તાજ ફોજપાજ,
હાથી રથવાજ આજ, પ્રેમસેં દિલ્વાયોં હૈં.
પરસ્પર પ્રેમકો, ભરાટહી વિરાટ વાટ,
બાટ બાટકો મીલાટ, અશ્રુહી વહવાયોં હૈં.
બરાયહી વિદાય જાય ધાય ધાય પાય પરૈં,
"પુંજીરામ" પ્યારો મેરો અયોધ્યામં આયોં હૈં...॥૮॥

(૧૫૪)

રામજી કી ટેક દેખ, દશરથકો ભયોંનેક,
રાજ્યાભિષેકનકી, ત્યારી કરવાયોં હૈં.
લેખનકો લેખ ઔર, વિધીકો વિવેક ઔર,
દેવનકોં કષ્ટકાજ, કળી ભેજવાયોં હૈં.
મંથરાસેં મીલ જાયો, કૈકેઇકે ઉર આયોં,
દશરથજીસેં દોનું વચન્ન મંગવાયોં હૈં.
રામજીકો વન્ન, રાજ્યાસન્ન ભર્થજ્ઞજીકો,
"પુંજી" રાજંન તંન, મુર્છા પડવાયોં હૈં....॥ ૯॥

(૧૫૫)

પીતાજીકો બચંન, કરી તંન મંન ધંન,
સિયા સંગ લછમંન, પ્યારો બંન મં સિધાયોં હૈ.
અવધ વિહારી ભારી, કષ્ટકારી નરનારી,
પ્રજા વિરહારીકો, વિયોગસેં ઝુરવાયોં હૈં.
વિકટહી વાટઘાટ, સરયુ ભરાટ નિર,
તિરપાર હો ન વિર, ગુહ્યક બુલવાયોં હૈં
"પુંજીરામ" ચરન પખાન, સ્નાન પાન લીયોં,
ધન્યવાન ગુહ્યક, વિમાન પહુંચવાયોં હૈં...॥૧૦॥

(૧૫૬)

જંગલમેં જાઈ ધાઇ, રૂષિયોંકી પર્ણકુટી છુટી, છુટી પાવનાઈ,
પ્રેમલાઈ મુનીયોંકો બ્હોતહી રીઝાયો હૈ.
સ્થાન સ્થાન તિર્થસ્નાન, પાયકે પુરી પહચાન
બાનધરી રામસિયા રાનમેં ધમાયોં હૈં.
શિષ આક દુધ ધારી જટા ઝુટ બંધ મારી,
ભૂમિ કંટવારીમેં શરીર સોસવાયોં હૈં.
જનક દુલાદી ધન્ય ધારી ધિર "પુંજીરામ".
લછમન સહિત, પ્યારોં પંચવટી આયોં હૈં...॥૧૧॥

(૧૫૭)

ભરથ દો ભાઈ જાઈ, અયોધ્યા સુની દીખાઇ,
જાનપાઈ માતકો, ધિક્કાર ધુતકાયોં હૈં.

ભરી નેત્ર નિર વિર, ગાજ્યોં ગંભિર કિર,
શિરછત્ર તજી ધાઇ પંચવટી આયોં હૈં.
રાજકો સમાજકાજ, રાજને અવાજ દીયો
ભરથ શપથ્થ રામ, દુહાઈ લગ્રાયોં હૈ.
"પુંજી" મીલ ભાઈભાઇ સુમજાઈ કિન્હો વિદાઈ,
ભરથ જાઈ જંગલ તપાસન જમાયોં હૈં...॥૧૨॥

(૧૫૮)

પંચવટી કુટીયા બનાઈ, છાઇ લાઇ લાઈ,
વન્ન કટી જાઇ જુઈ, બાગ તો બનાયોં હૈં.
વેશ ખુદ બાળ વેશ, બેશ એશ યોગીરાજ,
લેશ ના કલેશ ફ્લ, કાજ બંન જાયોં હૈં.
કામનાકી ઝંખ ડંખ, દેવનકો કાજ સુર,
પંખ ખંખ જંગલ, ભુજંગ દેખ ભાયોં હૈં.
વૃતધારી બ્રહ્મચારી, ધારી નારી કષ્ટકારી,
"પુંજીરામ" વારિ નાક, કાનતો કટાયોં હૈં... ॥ ૧૩ ॥

(૧૫૯)

રાવન કી બહેન રેન, દેન સમાચાર ગઈ,
સુતો વિર ભિર કહી, ધિરકોં જગાયોં હૈં.
હાલને હવાલ અસુ રાલ લાલ નેત્ર કરી,
લંકેશ મારીચ મૃગ, તર્ત ભેજવાયોં હૈં.

પંચવટી મૃગામોહી, કંચવટી કાયા જોઈ,
સિયાજીને મૃગ ચર્મ, અંબર મંગાયોં હૈં.
"પુંજીરામ" સતિકામ, બાનકો કીયો સંધાન,
જાઈ રાન રામજીને, મૃગલોં હણુવાયોં હૈં...॥૧૪॥

(૧૯૦)

કપટી લંકેશ વેષ, બેશએશ યોગી બની,
જોર કરી સોર ઘોર, રામકોં ગજાયોં હૈં.
વિર પરી ભિર ધિર, રાજવિકી ફિર સુની,
સિયા ઉપદેશ પેશ પેશ, ભેજવાયોં હૈં
ખંખ કુટીયાસે લંક રાજહી મહુંત બની.
માત હરિ ચિડીયા, સમાન બાજ ધાયોં હૈં.
"પુંજીરામ" બિચમેં પ્રચંડ અંડ પક્ષિરાજ,
ધારી યુદ્ધ મારી લંકરાજ પાર જાયોં હૈ...॥૧૫॥

(૧૯૧)

દોનું વિર આઈ ધાઈ કુટીયા સુની દીખાઈ,
હાઇસિયા રઘુરાઇ મુખ પુકરાયોં હૈં.
લેનખોજ કાજ રાજ દોનું યુવરાજ ચલં
પાપી ન કોં નામ ઠામ ઠામસેં ઉડાયોં હૈં.
મુનિયોંકે દેતધિર વિરફિર ફિર ફીર
સિવરીકી કુટીયાંપેં બેર ખુબ ખાયોં હૈં.

અહલ્યા ઉદ્ધારી ધન્ય ગૌમત કી નારી
"પુંજીરામ" વારી વારી પ્યારો કિશ્કીંધામેં આયોં હૈં.,॥૧૬॥

(૧૬૨)

વારીનકો રાજતાજ કપીન કો કાજ બડો
ભારી સમાજ આજ સોહનોં રચવાયોં હૈં.
અંગદ નર નીર ઔર ગંભિર વિર ધિર ભલોં
સુગ્રિવ હનુમંતહી બલવંત પીર ધાયોં હૈં.
રામસેં જમાયોં યુદ્ધ ભૂલ ગયોં શુદ્ધ બુદ્ધ
પ્યારેં કોં પહચાન ચરનશિષ તોં નમાયોં હૈં.
વારીનકોં નાશ કીયો સુગ્રિવકોં રાજ દીયો
"પુંજીરામ" રશીમુખ રોશની રચવાયોં હૈં... ॥ ૧૭ ॥

(૧૬૩)

સિયાજીકી ખોજ કાજ રાજ રઘુવિર આજ
અંજનીકોં તંન હનુમંન ભેજવાયોં હૈં.
લંકામેં જાઇ ધાઇ રાડતોં પડવાઇ આઈ
અશોકમેં માઈકોં પ્રણામહી કહાયોં હૈં.
માતાકોં કષ્ટ દેખ સ્પષ્ટ સમાચાર કહી
ધિરજ ધરવાઈ જાય લંકકો હીલાયોં હૈં.
"પુંજીરામ" ગુનગાઇ લંકા જલાઈ આઇ
સિયાજીકી શોધ લાઇ રામકોં કહાયોં હૈં... ॥ ૧૮ ॥

(૧૬૪)

ગાજે ગંભિર ઘોર કરૈં કપી સોર જોર
પદ્મહી અઢાર ભાર ફૌંજકોં ચડાયોં હૈ.
સમુદ્ર કોંદર્પ હરી પત્થરસેં પાજ કરી
વાન્નરકોં સૈન્ય રામેં લંકમૈં પહુંચાયો હૈં.
સમુદ્રકી પાર જાઈ અંગદકોં ભેજવાઇ
લંકરાયકોં મનાઇ ન્હોત હી બુઝાયોં હૈં.
"પુંજીરામ" કહે જાકો દીંન ફર્યો શીખ કેસી
અંગદસેં યુદ્ધકોં પેગામ પાઠવાયોં હૈં....॥૧૯॥

(૧૬૫)

ભક્તરાજ બીભિસન તજ્યોંલંક દશાશન
રઘુનાથ ચરનોંમૈં શરન કાજ આયોં હૈં.
ફીર ભારી ભિર સન કટક ગંભિર લાયોં
ઇન્દ્રજીત સાથ ષેશ યુદ્ધ તો જમાયોં હૈં.
કોમલ કિશોર વિર લછમન ગંભિર ધિર
છુટે તિર મેઘનાદ...ત્રાસ પુકરાયોં હૈં.
"પુંજીરામ" કહે ફીર કોપ કીયોં ઇન્દ્રજીતેં
મારી સોંગ ષેશકોં મુર્છિતહી બનવાયોં હૈ.... ॥૨૦॥

(૧૬૬)

અઢારભાર હાહાકાર પડયોં સૈનમેં પોકર
ભારી ખેદ રામજીકોં ઉર હોઈ જાયોં હૈ.

સુક્ષેણુ વઈદકી બતાઇ સંજીવન બુટ્ટી,
લેવનકોં કાજ વિર હનુંમત ધાયોં હૈં.
આકાશે વહાય જાય દ્રોણાચળ લાય રહેં.
ભરથનકોં બાન લગ્યોં રામ પુકરાયોં હેં.
ભરથનકોં મીલ સમાચાર લીન "પુંજીરામ"
હનુમંત ગીરી લેઇલંક ચલી આયોં હૈં.... ॥ ૨૧ ॥

(૧૬૭)

બુટ્ટીકોં પ્રચાર, ટુટી સેનકોં જગાર દીયો
રોશ કરી ષેશ ધનુ ટંકાર ગજાયોં હૈં.
કરકે ભારી કીકીયારી કાલ જૈસો બાનધારી
પલકમેં પાપી ઇન્દ્રજીતકોં ઉડાયોં હૈં.
ખુદ દશાશન ચડી કરી દંત કડાકડી
લાયોં સેન ભડાભડી યુદ્ધ કાજ આયોં હૈં.
"પુંજીરામ" કહે વાકોં દશરથ કુમાર કાળ
કચ્છ ભિડયોં રામ ધનુંબાન કો ધરાયોં હૈં.— ॥ ૨૨ ॥

(૧૬૮)

યુદ્ધ કે જમાય કીનોં અસુરાલ ત્રાહ્ય ત્રાહ્ય
અનંતહી અસુરભૂર નાશ તોં કરાયોં હૈં.
પાયોં દશાનન ખ્યાલ હુવોં સૈન પાયમાલ
પ્રાનકોં બચાવન નાદાન ભાગ જાયોં હૈં.

મદદ મંગાયો કુંભકર્ણકોં જગાયો
આયોં યુદ્ધ કાજ રામેં ઉનકોં ભી ખપાયોં હૈં.
"પુંજી" કહે કોઉના, ઉપાય મીલો લંકરાય
પાતાલમેં જાઈ મહીરાવન બુલાયા હૈં.

(૧૬૯)

રૈન ઘનઘોર ચોર લેંનકાજ રાનભૂમિ,
કુદી કોટ ચૌરી દોંન ભાઇકી કર જાયાં હૈં.
ભયોં ભારી સાર ભાર અવધ કિશોર બીના
શોધકાજ સંત હનુમંત હી સિધાયોં હૈં.
પાતાલમેં જાઈ ધાઇ લંકની પટકાઈ માઈ,
બની લંકાનો તું ભોગ ભક્ષવા ગુસાયોં હૈં.
લાયોં અસુરાલ ઝાલ કરવનકોં લાલ કાલ
"પુંજીરામ" પ્રગટયોં પીર પાપીન પટકાયોં હૈં....॥ ૨૪ ॥

((૧૭૦)

અહી મહીકોં માર દીયોં દોન ભાઈ સ્કંધ લીયોં
વિર કપીરાજ ગાજ પૃથ્વિ પેં આયોં હૈં.
દાન્વસેં યુદ્ધ કીયોં રાવનકોં માર દીયોં
દેવદુંદુભિ બજાયોં કષ્ટકોં મિટાયોં હૈં.
પેશ પુત્રિ સુલોચનકોં સહગમન કરવાય બાદ
લંકકી પચંડ ગાદી બિભીસન બૈઠાયોં હૈં.

કહે "પુંજીરામ" સ્તુતિ ઉચરી મંદોદરી
બિભિસનકોં સતિ રામ આજ્ઞાસેં સોંપવાયોં હૈં. ...॥૨૫॥

(૧૭૧)

લીનૈૌ શુદ્ધ બુદ્ધ ભુલી, જાનકી વિશુધ્ધ કાજ,
અગ્નિ પરિક્ષા મૈં સતિ, સ્નાનન કરવાયોં હૈં.
સભિ કપીનકો કટક, મૃતકકોં જીવાયકર,
આપ આપકે હી ધામ, પ્રેમસેં પહુંચવાયોં હૈં.
જામ્બુવાન નલ નીલ, અંગદ સુગ્રિવ મીલ,
બિભીસન સહિત સંઘ, સંગમૈં સિધાયોં હૈં.
"પુંજીરામ" કહે પ્યારોં પુષ્પક વૈમાન બૈઠ
સિયા સંગ સભિ સાથ અયોધ્યામૈં આયોં હૈં. ...॥ ૨૬ ॥

(૧૭૨)

ભયોં પ્રેમ અશ્રુપાત માતભ્રાત સભિ સાથ
અયોધ્યા નરનારી સિયારામકોં વધાયોં હૈં.
બ્રહ્મનિષ્ટ વશિષ્ઠજી ઇષ્ટતો ઉચ્ચાર કીનોં
અયોધ્યાકોં તાજ રાજ રામકોં ધરાયોં હૈં.
ભલોં રામ રાજ કાજ ગરીબકોં નિવાજ આજ
પ્યારી પ્રજાકોં ભારી સુખ પહુંચ વાયોં હૈં
"પુંજીરામ"કોં કૃપાળ ધન્ય હોં અનાથ પાળ
ભૂમિ ભાર હરિ દેવ દુઃખસે છુડવાયોં હૈં.... ॥ ૨૭ ॥

( ૧૭૩ )

રાજ્યરીતી નિતી કાજ ધોબીનકોં અવાજ ધરી
ગર્ભવતિ સતિ તજી બંન્ન ભેજવાયોં હૈ.
વાલ્મિક મુનિકું ધામ પાઈ સતિ બિસરામ
સુની સુની જંગલકોં કષ્ટ બ્હોત પાયોં હૈં.
બાળ લવ કુશ નામ પ્રગટ ભયેં મુનિ ધામ
અસ્ત્ર શસ્ત્ર વિદ્યા મુનિ ઉનીકોં પઢાયો હૈં.
"પુંજીરામ" યજ્ઞ કાજ વાજ રાજ રામજીકોં
આયોં લવરાજ વિર ધાયોં બંધવાયોં હૈં....॥ ૨૮ ॥

( ૧૭૪ )

યોદ્ધા અપાર યુદ્ધ શુદ્ધ બુદ્ધ હોંશિયાર
અડાર ધાર લવ કુશ તૈયાર હોઈ આયોં હૈં.
ભરથન છત્રુહન ઔર લછમનજી હાર ગયેં
ત્રાસ દેખ રામજીકોં તાર પહુંચવાયોં હૈં.
ખુદ રઘુનાથ ભાથ ધનુંધાર આપ આયેં
યુદ્ધમેં પહચાન પીતા પુત્રહી મીલ જાયોં હૈં.
ભયો ધન્ય ધન્ય સૈન્ય, વહ્યો નૈન્ય નિર ફીર
"પુંજીરામ" રામસિયા અયોધ્યામેં આયો હૈ. ॥ ૨૯ ॥

(૧૭૫)

બલવંત સંત હી મહુંતા નંત ખંતથી લખંત
શ્રીમંતકો અંતના પરંત કોઉ પાયોં હૈં.

સાગર અપાર બાળ મતિહી લગાર લીયો
સાર રસ્ય દિર્ઘ બાત ટુંક મેં સમાયોં હૈ.

નહિ ફાવ્ય કાવ્ય ગાવ્ય, પીંગળ પ્રમાણુ નાવ્ય
માત્ર લાવ્ય પ્રેમ ભાવ્ય અગ્ર મૈ ઠેરાયોં હૈ.

"પુંજીરામ" નામ નાશ કામ તો અનામનકો
ધામનકો ધામ સાર રામ મેં સમાયોં હૈ. ॥ ૩૦ ॥

---

ઇતિ શિવમ્ ઓંમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

**રામાયણુ સમાપ્ત.**

ઓમ્ શ્રી હરિઃ ઓમ્

# અથઃ તત્વજ્ઞાન પ્રકાશ.

## (શ્રી સદ્ગુરૂ સ્તુતિ.)

### ભજન, ૧૭૬.

રાગ—(જવાની રાતે રીસાઇને બેઠા)

ગુરૂ હમારા, શરણુ તમારૂં, સદાય ઇચ્છું. પ્યારા પ્રભુજી.
તમે હમારા, અમે તમારા, ...(૨)
તમે જીવનના તારા પ્રભુજી૦—ટેક

સમસ્ત વિશ્વ તમારી અસ્તિ,....અમોને જાગી જીવનની મસ્તિ,(૨)
મધૂરી મૂર્તિ સદાય હસ્તિ, ...(૨)
હૃદયમાં અમૃત ધારા પ્રભુજી-ગુરૂ.

સ્વયંપ્રકાશી, સકળ ભૂવનમાં, સ્વતંત્ર સત્તા, સમસ્ત જનમાં (૨)
અખંડ ગુંજન હમારા મનમાં,...(૨)
અલખનિરંજન ન્યારા પ્રભુજી–ગુરૂ૦

અગમ અગોચર,અકળ અનામી, અદષ્ય આત્મન્ ,અનંતનામી.(૨)
અખિલ જગતમાં, અચળ વિરામી,...(૨)
જીવના ચેતન હારા પ્રભુજી—ગુરૂ૦

અનિર વચનિય, અમાપ મુર્તિ, ચરણુમાં ચોંટી. હમારી સુર્તિ,(૨)
પ્રણુવથી પ્રસરી, સોહંની સ્પુર્તિ...(૨)
આનંદ રસ ભરનારા, પ્રભુજી—ગુરૂ૦

અજર અમર એ, અખેલખેલી, અજબ તમારી કૃતિ રચેલી, (૨)
હવે અમારા તમે છો બેલી,...(૨)
એ "પુન્જીરામ"ના પ્યારા પ્રભુજી–ગુરૂ૦

——:o;——

## ભજન, ૧૭૭.

(રાગ—ધોળ)

ગુરૂની ચાવી શામાં ફરે સાંભળો,.......(૨)
જેના હ્રદયનાં તાળાં તૈયાર...સેવા કરો સંતની—ટેક

જેણે શ્રવણ કર્યાં બહુ સ્નેહથી,......(૨)
જેને વિચારમાં લીધી વાત.........સેવા કરો૦ ગુરૂ૦

જેણે પ્રેમ ધરીને રે પાળીયાં,.........(૨)
જેણે વિવેક રાખ્યો પ્રધાન.........સેવા કરો૦ ગુરૂ૦

જેણે નિત્ય અનિત્ય નોખાં કર્યાં,......(૨)
જેને વેદ સુપડલાં છે હાથ.........સેવા કરો૦ ગુરૂ૦

જેને દ્વૈત બુદ્ધિ બિજ બાળીયાં,......(૨)
જેને એકો અહં બહુ શ્યામ.........સેવા કરો૦ ગુરૂ૦

સંત ઓળખવા બહુ દોહ્યલા,......(૨)
જેની બ્રહ્મ દશા સંગ ત્યાગ.........સેવા કરો૦ ગુરૂ૦

જેને એકાન્તમાં હે આસન કર્યાં,......(૨)
શોધી સદ્ગુરૂ કેરી એ સાન.........સેવા કરો૦ ગુરૂ૦

તેનું કાર્ય કારણ તે ટળી ગયું,......(૨)
"પુંજીરામ" તે જીવ શિવ થાય.........સેવા કરો૦ ગુરૂ૦

——:※:——

## ભજન, ૧૭૮.

રાગ,—(સજની ટાણું આવ્યું છે ભવજળ તરવાનું.)

જીરે, આનંદ વ્યાપ્યો મારા અંગમાં,....(૨)
પ્રગટયાં, કોટી જનમનાં મારે પુન્યરે—વધાવો સદ્ગુરૂ દેવનો—ટેક

ગુરૂએ વચનામૃત કેરાં બિજ વાવીયાં,...(૨)
મ્હારૂં, હરખે ભરાણું જોને મંનરે,.........વધાવો૦....જીરે૦

ધન્ય, ધન્ય દિવસ ઉગ્યો આજનો,...(૨)
પામ્યો, આત્મ સ્વરૂપી અવિચળ ધનરે......વધાવો૦...જીરે૦

બ્રહ્માનંદ સાગરમાં હવે ઝીલશું,...(૨)
કરીશું, પ્રેમેથી પ્રીતી રસનાં પાનરે......વધાવો૦....જીરે૦

સરવે સંતોને દઈશું નિતનિત નોતરાં,...(૨)
લઈશું લાખેણા લ્હાવા થઇ પરસનરે......વધાવો૦...જીરે૦

એના, સ્વાદને મુંગા રહી વખાણુશું,...(૨)
"પુંજીરામ" જીવતરને ધન્ય ધન્યરે......વધાવો૦....જીરે૦

——:※:——

## ભજન, ૧૭૯

રાગ–( અંબેમા ગરબે રમવા આવો જો. )

આજ મારે આવ્યો આનંદનો દહાડો જો, (૨)
ગુરૂજી પધાર્યા લાલ.........હો અલબેલા૦—ટેક

લાવ્યા લાવ્યા પ્રેમ તણી પરસાદી જો, (૨)
ભાગ્ય શાળી જમજો લાલ...હો અલબેલા૦...આજ૦

સાથે લાવ્યા વિવેક વૈરાગ્યના વાઘા જો, (૨)
પ્હેરી ઓઢી ફરજો લાલ...હો અલબેલા૦...આજ૦

સાથે લાવ્યા શાન્તિ પરમ સુખ કારી જો (૨)
શાન્તિ ને સ્વિકારો લાલ...હો અલબેલા૦...આજ૦

ગુરૂએ મને વિજયની માળા પહેરાવી જો, (૨)
જીવદશા ટાળી લાલ...હો અલબેલા૦...આજ૦

આપી મને દયા ધરમની ઢાલ્યો જો, (૨)
નિરભય બનાવ્યો લાલ...હો અલબેલા૦...આજ૦

લોભ મોહ શત્રુને સાનમાં સમાવ્યા જો, (૨)
લક્ષબાણ સાંધ્યું લાલ...હો અલબેલા૦...આજ૦

દેશજીતી સોહં શેરીમાં આવ્યા જો, (૨)
સ્વ સ્વરૂપ પામ્યા લાલ...હો અલબેલા૦....આજ૦

ગુરૂ એ મ્હારે મુઠીયે મ્હોરો વ્હેંચી જો, (૨)
"પુંજીરામ" પામ્યો લાલ...હો અલબેલા૦...આજ૦

—*—

## ભજન, ૧૮૦.

રાગ–(મુને દે દરશન ગિરધારીરે.)

તેરી ભેટ ભઇ સો ઠીક ભયા૦....(૨)...ટેક૦

માનત હું મેરે શીર પરકા,...(૨)
બોજ બડા એક ઉતર ગયા......તેરી૦

તાપ ત્રિવિધ યહ સબ જગ ભરકા,...(૨)
સંશય મમ સબ દુર ગયા૦......તેરી૦

કરો કાજ પરમાર્થ જીવન ભર,...(૨)
દિન ગરીબ પર કરકે દયા૦......તેરી૦

મુળ મંત્ર ઔાર બ્રહ્મ સ્વરૂપકા,...(૨)
સત્ય લક્ષ ઉર આય ગયા૦...તેરી૦

દેહ દ્રષ્ય મિથ્યા રૂપ ગુણુકા,...(૨)
"પુજીરામ" અભિમાન ગયા૦...તેરી૦

———:✱:———

## ભજન. ૧૮૧.

રાગ—ઉપરનો.

મયકૌન કહાંસે આયા હરિ...(૨)—ટેક.

લાયા હું પણ દેખત નાહિ,...(૨)
કહોજી ક્યસે છુપાયા હરિ..........મય૦

કૌન હમારા માત પિતા હૈ,...(૨)
કાને દુધ પીલાયા હરિ.........મય૦

બહોત ભયે ગરબડ જગ ભરકા,...(૨)
મુજકો નહિ સુમજાયા હરિ.........મય૦

કૌનહી પૃથ્વિ કૌનહી પાની,...(૨)
કૈસે આકાશ બનાયા હરિ,.........મય૦

વાયુ તેજ યહ પંચ તત્વકા,....(૨)
કીસને દેહ બનાયા હરિ..........મય૦

કયા કારણુમેં આયા જાયા,...(૨)
સમજ બીના દુઃખ પાયા હરિ...........મય૦

"પુંજીરામ" જબ ખોજ ચુકા તબ,....(૨)
ગુરૂને જ્ઞાન બતાયા હરિ..........મય૦

——:*:——

## ભજન, ૧૮૨.

રાગ—(કાણુ કોણુ જોવા ગ્યું'તું રે, અક્કલબા બ્હેની)

આવો આપણુ મળીયે રે,......હો સ્નેહી સંતો—ટેક

બ્રહ્મ સ્વરૂપમાં ભળીયે રે,......હો સ્નેહી સંતો૦

અનુંભવ વિણુ અંધારૂ, સર્જન,સમજણુ વિણુ જગ ખારૂં રે..(હો૦)

સદ્ગુર શીર પર ધરીયે રે,......હો સ્નેહી સંતો૦

બ્રહ્મ નિષ્ઠને વરીયે રે,......હો સ્નેહી૦

પ્રવાહમાં નવ ભળીયે, સર્જન, ત્યાંથી પાછા વળીયે રે..(હો સ્નેહી)

કળીયુગના ગુરૂ કેવા રે......હો સ્નેહી સંતો૦

બેઠા લક્ષ્મિ લેવા રે,......હો સ્નેહી૦

આત્મા નવ ઓળખાવે, સર્જન, સાચું નવ સમજાવે રે..(હો સ્નેહી)

જગમાં અવળું ચાલ્યું રે,......હો સ્નેહી૦
તત્વજ્ઞાન નવ ઝાલ્યું રે,......હો સ્નેહી૦
ઘણા પ્રભુને પુજ્યા, સજ્જન, કુસુંપ સૌને સુજ્યા રે...(હો સ્નેહી)
ભોળું ભારત ભાળ્યું રે,......હો સ્નેહી૦
મૂક્તિનું ઘર ટાળ્યું રે,......હો સ્નેહી૦
પ્રવાહમાં પરવાર્યું, સજ્જન, સુખ સર્વનું બાળ્યું રે...(હો સ્નેહી)
સદ્‌ગુરૂ જ્યારે મળશે રે,......હો સ્નેહી૦
ત્યારે ત્રષ્ણા ટળશે રે,......હો સ્નેહી૦
દિલમાં પ્રભુને જોશો, સજ્જન, પાપ પુર્વનાં ખોશો રે..(હો સ્નેહી)
આત્માને નવ જાણ્યો રે,......હો સ્નેહી૦
અદભુત ભેદ અજાણ્યો રે,......હો સ્નેહી૦
સત્ય સ્વરૂપ ક્યાં ખોયું, સજ્જન, બહિર જગતને જોયું રે.(હો સ્નેહી)
ભેદ તજો તો જડશે રે,......હો સ્નેહી૦
ખોળ્યે ખબરો પડશે રે,......હો સ્નેહી૦
"પુંજીરામ" વિનવે છે, સજ્જન, સદગુરૂ વચને કહે છે રે..(હો સ્નેહી)

—o :: o—

## અંતર પ્રવાસનું દિગ દર્શન ભાગ ૧ લો.

### ભજન, ૧૮૩

રાગ—ઉપરનો.

અલખ નિરંજન નિરખ્યારે...દિલના દેવળમાં૦—ટેક૦
અંતરમારાં હરખ્યાં રે...દિલના દેવળમાં૦
સદગુરૂએ સમજાવ્યું, ત્યારે, જ્ઞાન હૃદયમાં આવ્યું રે (દિલના)

જગત બધું મેં જોયું રે.....દિલના૦
તત્વ વિચારી વલોયું રે.....દિલના૦
સાચું સુખ સંભાળ્યું, ત્યારે, મનને પાછું વાળ્યું રે (દિલના)

માર્ગ મનોહર જડીયો રે.....દિલના૦
પ્રપંચ ભાગી પડીયો રે.....દિલના૦
જીવ દશા ગઇ છુટી, ત્યારે, માયિક ત્રષ્ણા તુટી રે (દિલના)

પંચ ભુતને પરખ્યારે... ... ...દિલના૦
પચ્ચિસને જોઇ હરખ્યારે... ... ...દિલના૦
મન બુધ્ધિને જાણ્યાં, ત્યારે, અનુંભવ ચક્ષુ આણ્યાં રે (દિલના)

ચિત્ત માયાને ચુકયું રે... ... ...દિલના૦
અહંકાર પદ મૂકયું રે... ... ...દિલના૦
ઓંમકારે જઇ અડીયો, ત્યારે, સોહં શબ્દ ગગડીયો રે(દિલ૦)

ચૌદ ભુવનને ભાળ્યાં રે........દિલના૦
સદગુરૂને સંભાળ્યા રે... ... ...દિલના૦
મુકિત માર્ગ બતાવ્યો, ત્યારે, નિજ ઘરમાં હું આવ્યોરે(દિલના)

જન્મ મરણ ભય ટળીયોરે.... ... ...દિલના૦
મનનો માન્યો મળીયો રે... ... ....દિલના૦
"પુંજીરામ" રસ લુટે, ત્યારે, આગળ વાણી ખુટે રે (દિલના)

——:※:——

## અંતર પ્રવાસનું દીગદર્શન. ભા. ૨ જો.

### ભજન. ૧૮૪.

રાગ—(કોણ કોણ જોવા ગ્યું તું રે, ઓ મનભાઈ બંદલા)

માયા ડાકણ મોટી રે,...દિલના દેવળમાં.
રગ રગમાં જઈ ચોંટી રે,....દિલના દેવળમાં...ટેક.
અંતરમાં સંભાળ્યું ત્યારે, નૌતમ નજરે ભાળ્યું રે...દિલના
પ્રચંડ નાર ભયંકર રે,...દિલના૦
ઉભિ એક ડીઘંમ્બર રે,....દિલના૦
સ્વર્ગે મુસ્તક વાળે, ત્યારે, પગ દીઠા પાતાળે રે...દિલના૦
મુજને ગળવા આવી રે,...દિલના૦
સહસ્ત્ર કર લંબાવી રે,...દિલના૦
જ્ઞાનાગ્નિ પ્રગટાવી, ત્યારે, ગુરૂ શબ્દે પ્રજાળાવી રે...દિલના૦
આગળ પંથ ચલાવ્યો રે,...દિલના૦
સુક્ષમ....દ્વારે આવ્યો રે,...દિલના૦
ગહન ગુફાને ભાળી, ત્યારે, સંભાળ્યા વનમાળી રે...દિલના૦
માર્ગ દબાવ્યો રોકી રે,...દિલના૦
અકળાણો જોઇ ચોકી રે,...દિલના૦
વિશાળ દેહ પ્રસારી, ત્યારે, બેઠી નાગણ કાળીરે...દિલના૦
સદ્‌ગુરૂને આરાધ્યા રે,...દિલના૦
પ્રાણ અપાનો સાધ્યા રે,....દિલના૦
વિદ્યુત અગ્નિ આવી, ત્યારે, સર્પણને પ્રજળાવીરે....દિલના૦

વિકટ વાટે વળીયા રે,....દિલના૦
ગહન માર્ગમાં ભળીયા રે,...દિલના૦
ઘોર તિમિર ત્યાં આવ્યું ત્યારે લક્ષ તેજ પ્રગટાવ્યું રે...દિલના૦

આગળ અદભુત જોયું રે,...દિલના૦
મન મારૂં ત્યાં મોહ્યું રે,....દિલના૦
આદ્ય શક્તિને નિરખ્યાં ત્યારે પ્રેમ કરીને પરખ્યાં રે...દિલના૦

પરમ માતને પુજ્યાં રે...દિલના૦
બાળ ઉપર તે બુઝયાં રે...દિલના૦
અરજ કરીને ભાળ્યો ત્યારે બ્રહ્મ માર્ગ દર્શાવ્યો રે...દિલના૦

તે માર્ગે ઉતરીયા રે...દિલના૦
પ્રકાશ બહુ જળાહળીયા રે...દિલના૦
ખુદ પોતે ખોવાણો ત્યારે જ્યોતિમાંજ સમાણો રે...દિલના૦

આગળ વાણી ખુંટે રે...દિલના૦
ત્યાં સૃષ્ટિ સહુ છુટે રે...દિલના૦
"પુંજીરામ" રસ લુંટે ત્યારે સરવે બંધન છુટે રે...દિલના૦

———:*:———

# અંતર પ્રવાસનું દિગદર્શન ભાગ ૩ જો.

## ભજન ૧૮૫.

(રાગ—ઉપરનો)

પરમ પ્રભુજી ભળીયારે,....અંતર અજવાળે.–ટેક૦
ભાગ્ય પુર્વનાં ભળીયાંરે,...અંતર અજવાળે૦
સદ્‌ગુરૂ શરણે વળીયા, ત્યારે તિમિર હમારાં ટળીયાંરે. (અંતર)
નિત્ય અનિત્ય પ્રમાણ્યુંરે,...અંતર૦
જડ ચૈતનને જાણ્યુંરે,...અંતર૦
માયાથી મન તાણ્યું, ત્યારે મહાપદનું સુખ માણ્યુંરે. (અંતર)
માયા સાગર ડહોળ્યો રે,...અંતર૦
એક બ્રહ્મને ખોળ્યો રે,...અંતર૦
સંશય સરવે રોળ્યો ત્યારે, અધ્ધર મેરૂ તોળ્યો રે. (અંતર)
દ્રૈત બુધ્ધિને પરખી રે,...અંતર૦
સમજણ થઇ ગઇ સરખી રે,...અંતર૦
જીવ શિવ ભેદો ટાળ્યા, ત્યારે, પુરણ બ્રહ્મને ભાળ્યારે (અંતર)
ત્રિપુટીયો સહુ ટાળી રે,...અંતર૦
દેહ દશાને બાળી રે,...અંતર૦
ત્રણ ગુણને પરહરીયા, ત્યારે અમ્મર વરને વરીયારે. (અંતર)
ચાર દેહને ચુકયા રે,...અંતર૦
આશ્રમ વાણી મુકયાં રે,....અંતર૦
ચાર અવસ્થા છોડી, ત્યારે, સુરતા સુન્યમાં જોડીરે. (અંતર)

પંચભુત પરમાણ્યા રે,...અંતર૦
પંચક સહુ પીછાણ્યા રે,...અંતર૦
કોષાતિત થઇ હસિયો, ત્યારે, ચૌદ ભુવનમાં વસિયોરે (અંતર)
પ્રપંચથી પરવાર્યો રે,...અંતર૦
ગયો પચ્ચિસ પરભાર્યો રે,...અંતર૦
જ્યારે જગતે ટાળ્યો, ત્યારે, બ્રહ્મ સ્વરૂપમાં ભાળ્યોરે. (અંતર)
કંઇ નહિ ત્યાં ખોવાણો રે,....અંતર૦
અનુંભવથી એ જાણો રે,...અંતર૦
જ્ઞાની સદ્‌ગુરૂ મળસે, ત્યારે સંશય સૌના ટળશેરે. (અંતર)
એ પદ કેમજ કહીયે રે,...અંતર૦
અદબદ સમજી રહીયે રે,...અંતર૦
"પુંજીરામ" નહિ વાણી, ત્યારે સંત રહ્યા છે જાણીરે. (અંતર)

———:*:———

## બોલાવો છો બીજાને તો! જોનારાને જડશે કેમ ?

### ભજન, ૧૮૬.

રાગ-(ચાહો અગર ન ચાહો.)

જોવા જીગરને ચાહો, જોનાર કેમ જોશો.—ટેક૦
માલુમ ન હોકે નાહો, કહેનાર કોને કહેશો.
તત્વો વિષે જડેલો, પંચ કોષથી મઢેલો...(૨)
માયા વિષે પડેલો, જોનાર કેમ જોશો.........જોવા૦
સર્વાંગ જે તમારે, તેવું બધું હમારે,...(૨)
ખામી નથી લગારે, જોનાર કેમ જોશો.........જોવા૦

નહિ માપથી મપાવું, નહિ દૃષ્ટિએ દિખાવું....(૨)
નહિ, તોલમાં હું આવું, જોનાર કેમ જોશો..........જોવા૦

હું દેહથી અવર છું, મન બુદ્ધિથી હું પર છું,...(૨)
હું સર્વમાં સભર છું, જોનાર કેમ જોશો..........જોવા૦

હું પંચ કોષ તિત છું ત્રણ ગુણથી રહિત છુ,...(૨)
સહુ વિશ્વને વિદિત છુ, જોનાર કેમ જોશો,..........જોવા૦

હુ પ્રકૃતિથી પર છું, બાહિર અને ભિતર છું,...(૨)
"પુંજીરામ"માં અમર છું, જોનાર કેમ જોશો......જોવા૦

———:※:———

## ભજન, ૧૮૭

રાગ-(કાલીંગડો. કૃતિ બહુ ઉંચી બહુ ઉંચી.)

બહુ ઘુંચવણી, ઘુંચવણી, (૨).........ટેક
આતમ અનુંભવની ઉંચવણી......બહુ ઘુંચવણી (૨)

બહુ જાળ પાથરી જગમાં (૨) માયાની દોરી પગમાં, (૨)
ગભરામણુ થઇ રગ રગમાં, મનમાં મુંઝવણી મુંઝવણી...(બહુ)

તનમનથી જન સહુ તાવે (૨) જેમ ફાવે તેમ અજમાવે, (૨)
સહુ સ્વાર્થ સાધવા આવે, ચોકિખ ચુસવણી ચુસવણી...(બહુ)

કયારે મુકિત પદ મળશે (૨) ત્રણ તાપ કહો કેમ ટળશે, (૨)
બધું બંધન કયારે બળશે, કરમે કુચવણી કુચવણી...(બહુ)

જગમિથ્યા મૃગજળ આશા(૨) તનમનના તાલ તમાસા (૨)
ટપ તુટી પડશે શ્વાસા, ખટખટ ખુંચવણી ખુંચવણી....(બહુ)

મનને બુધ્ધિબાઈ કહે છે (૨) શું દુઃખ હમોને દે છે (૨)
તું ઇંદ્રિય વશ થઈ રહે છે, એ નહિ રૂચવણી રૂચવણી...(બહુ)

અબળાથી અળગા રહેજો (૨) વિષયોથી વેગળા વ્હેજો (૨)
"પુંજીરામ" લક્ષમાં લેજો, સમજણ સુચવણી સુચવણી...(બહુ)

—:—:૦:—:—

## અધ્યાત્મિક વસંત પંચમી.

### ભજન, ૧૮૮.

રાગ—હોરી. (હો શામળો મત મારો પીચકારી.)

હો શ્યામ કાયામે રાસ રચ્યોરી—ટેક.
રાસ રચ્યોરી વિલાસ રચ્યોરી.........હો શ્યામ૦
દેહ નગરકી કુન્જ ગલીનમે, અચરજ ધુમ મચ્યોરી (હરીલાલા)

સુરતા રાધા ઔર આત્મ કનૈયો...(૨)
હો ગઇ જુગલ જોરી, દેખત મોહે પ્રેમ ભયોરી...હો શ્યામ૦
જ્ઞાન વિવેક વિચાર વૈરાગ્યકી, હો ગઈ ગ્વાલકી ટોરી (હરીલાલા)

ગ્વાલનીયો સબ વૃત્તિયો આઇ...(૨)
શીરપર ગાગર ગોરી, ચતુરંગી ચાલ ચકોરી...હો શ્યામ૦
વાસનાકો જળ પુરન ભરીયો, માયિક બ્રિજકી છોરી (હરીલાલા)

ત્રગુણાકો અંગ આભૂષણ ધરીયો...(૨)
મોહકી ચિરન ચોરી, ખડી સબ ગોપીયાંગોરી....હો શ્યામ૦
આઇ ચડયો વહાં આત્મ કનૈયો, પ્રેમકી બંસી બજોરી (હરીલાલા)

લુંટત લુંટત સબ  સખીયનકી....(૨)
શીરકી ગગરીયાં ઢોરી, પ્રપંચકી ગાગર ફોરી...(હો શ્યામ૦
મોહકા ચિર લુંટાઇ લીયો જબ' ધરલીઇ પ્રેમ પટોરી (હરી૦)

ત્રષ્ણા શૃંગાર ઉતાર લીયો જબ...(૨)
ધારી ભકિત ભર ચોરી, બની ગઇ કૃષ્ણ કીશોરી...હો શ્યામ૦
વૃત્તિ સખી સબ પાય પ્રણામી, સ્તુતિ કરૈ કર જોરી (હરીલાલા)

પ્રેમકો રાસ રચાવો કનૈયા...(૨)
રાત રહી અબ થોરી, ઢુંઢત મેરો જન્મ ગયોરી ...હો શ્યામ૦
આતુર બચન સુની ગોપીયનકા, નાથ પ્રસન્ન ભયોરી (હરીલાલા)

એક ગોપી ઔર એક કનૈયો...(૨)
રગ રગ રાસ રચ્યોરી, ભયો બ્રહ્માનંદ બડોરી...હો શ્યામ૦
ક્ષમા દયા દિનતા સમતા સબ, સાજ મીલાવત ગોરી (હરીલાલા)

શાંન્તિ હી બિચબિચ તાલ મીલાવત...(૨)
અનહદ સુર ગયોરી, લગી મતિ બ્રહ્મસેં મોરી...હો શ્યામ
ઐસો કનૈયો રમે ઘટ ભિતર, પુરૂષ પ્રકૃતિ જોરી (હરીલાલા)

"પુંજીરામ" કો પ્યોરો નિજાનંદ....(૨)
છુપી કરેં દિલ ચોરી, પામર જનકી મતિ થોરી....હો શ્યામ૦

---*---

# શ્રીમદ્ ભગવદ્ ગીતા.

## ભજન, ૧૮૯.

રાગ—ઉપર પ્રમાણે.

હો સાંવરે, દિલમેં યુદ્ધ મચાયો...(૨)...ટેક...
યુદ્ધ મચાયો સંગ્રામ મચાયો...હો. સાંવરે૦...
દેહ દેવળમાં અજબ તમાસા, કૈસી ધમાલ લગાયો, (હેરીલાલા)
દેખી દેખી મોહે અચરજ આયો...(૨)
ચૌદ બ્રહ્માંન્ડ સમાયો દેખનકો મૈં ભિતર છુપાયો...હો સાંવરે.
સતસંગ રૂપી પાન્ડુ રાજાઔર, ભકિતહી કુન્તા કહાયો (હેરીલાલા)
ધર્મસ્વરૂપ યુધિષ્ઠિર કહીયે...(૨)
વૈરાગ્ય અર્જુન આયો વિવેકકો ભિમ ઠરાયો...હો સાંવરે૦
ષટસંપત સહદેવ સુહાવત મોક્ષેચ્છા નિકુળ ભાયો (હેરી લાલા)
મુકિતહી દ્રૌપદિ સમતા સુભદ્રા...(૨)
અભિમન્યુ ઉમંગ આયો ધિરજ કો ધનુપ ધરાયો....હો સાંવરો૦
પાંડવ સૈન્યમેં પ્રેમ કાશી રાજા શ્રદ્ધા શીખંડી સજાયો (હેરીલાલા)
વિશ્વાસરૂપ વૈરાટ રાજા હૈ...(૨)
વિચાર ધૃષ્ટદુમ્ન આયો કરૂણા અજીત કહાયો...હો સાંવરો
ક્ષમા સ્વરૂપ સાત્યકી કહીયે અહિંસા યુયુધાન ધાયો (હેરીલાલા)
અનુભવ મુર્તિ એ દ્રુપદ રાજા...(૨)
અચૌર્ય ચેકીતાન કહાયો પુરૂષાર્થ પુરૂજીત આયો....હો સાંવરો૦
કલ્યાણ રૂપ કુન્તીભોજ કહીએ દ્રઢતાહી શૈબ્ય બઢાયો (હેરી લાલા.)

ઉત્તમૌજા બ્રહ્મચર્ય સ્વરૂપી ...(૨)
કર્મ યુધામન્યુ આયો સબિ ઐસો સૈન્ય સજાયો...હોસાંવરે૦
કાયામેં ફીરમેં કૌરવ દેખ્યા જીસને એ જોર જમાયો...(હિરીલાલા)

ચક્રવૃતિ સબ રાજ્ય જમાકર...(૨)
અહંકાર દુષ્ટ ભરાયો દુર્યોધન બનકર આયો...હોસાંવરે૦
અંધ મોહ ધ્રતરાષ્ટ્ર કહીજે બુધ્ધિહી સંજય ભાયો...(હિરીલાલા)

મન રૂપ દ્રોણુચાર્ય મીલાહય...(૨)
કુમતિ કર્ણ કહાયો કૃપાચાર્ય કામ ભરાયો...હોસાંવરે૦
કંજુસતા સુત હય સોમદત્તકો ભુરીશ્રવાભય આયો...(હિરીલાલા)

અહંકાર દુર્યોધન રાજા... (૨)
લોભ વિકર્ણ લડાયો અશ્વસ્થામા અભિમાન આયો...હોસાંવરે૦
અંતઃકરણ વો ભિષ્મ પિતામહ કૌરવ કટક ચઢાયો (હિરીલાલા)

મનુષ્ય દશા રૂપ ધર્મ ભૂમિમેં...(૨)
અવિદ્યા કુરૂક્ષેત્ર કહાયો બડા ઉત્પાત મચાયો...હોસાંવરે૦
મોક્ષ સ્વરાજ્ય હસ્તિના પુરકો અહંકાર નેજ પડાયો (હિરીલાલા)

બ્રહ્માનંદ નિજ રાજ્ય લેનેકા...(૨)
વરાગ્ય અર્જુન આયો મનુષ્યતન રથહી જોડાયો...હોસાંવરે૦
દશ ઇન્દ્રિય ગણ ઘોડા હી જોડયા હનુમંત હિંમત ધાયો (હિરીલાલા)

આત્મા શ્રીકૃષ્ણ ચલાવનં બૈઠે...(૨)
હાથ લગામ ધરાયો મુકિત કો શંખ બજાયો...હોસાંવરે૦
દેખત દેહ કુટુમ્બ સભિજન મોહ વૈરાગ્ય કો આયો...(હિરીલાલા)

મંદ પડયો અર્જુન વૈરાગ્ય વો...(૨)
કાહે યે પાપ જમાયો ધિરજકો ધનુષ્ય તજાયો...હોસાવરે૦
અઢાર અધ્યાયસે બ્રહ્મ જ્ઞાન ભર વૈરાગ્યકો સુમજાયો...(હિરીલાલા)

આત્મ સ્વરૂપકી ખોજ કરાઇ...(૨)
નિષ્કામ યોગ પઢાયો અબંધ કો માર્ગ દીખાયો....હોસાંવરે૦
જબકી હુવો વૈરાગ્ય સચેતન હિંમત ધનુષ્ય ધરાયો (હેરીલાલા)

લક્ષકો બાણુ સંધાન કીયો ફીર...(૨)
તપરૂપ યુધ્ધ મચાયો કામના કો જુથ્થ હરાયો...હોસાંવરે૦
બ્રહ્મ વિદ્યા રૂપ મંત્ર ભણ્યો જબ બાણુ અસંખ્ય બનાયો.(હેરીલાલા)

અનહદ નાદ સંધાન કીયો જબ ...(૨)
ચૌદ બ્રહ્માન્ડ હીલાયો ખટ શત્રુકો શીર ઉડાડયો...હો સાંવરે૦
દુર્યોધન અહંકાર હણીને વાસના સૈન્ય નસાયો,...(હેરીલાલા૦)

મોક્ષકો રાજ્ય બ્રહ્માનંદ મીલ ગયો...(૨)
જીવન મુકિત જમાયો એૈસો નિજાનંદ ઉડાયો...હો સાંવરે૦
કાયા નગરમે પાંન્ડવ કૌરવ ઘર ઘર યુદ્ધ જમાયો...(હેરીલાલા૦)

સંત શુરા જગ જીત ગયેં હૈ...(૨)
દુરીજન ગફલત ખાયો મિથ્યા સબ શ્વાસ ગમાયો...હો સાંવરો૦
એૈસો બિચાર કીયો દિલ ભિતર બબરી બચન બહાયો....(હેરી૦)

"પુંજીરામ" કો પ્યારો કનૈયો...(૨)
સબહી અંતરમેં સમાયો ઘંટાઘટ યુદ્ધ જમાયો......હો સાંવરે૦



## ભજન, ૧૯૦.

રાગ– (અંગ અરપણુ કરતાં રે, રે, રે, હો.)

બ્રહ્મસ્વરૂપ સદ્ગુરૂજીરે રે રે હો શરણે આવ્યા સેવકોરે—ટેક

સાગરમાંની છોળો આવે છે ભારી ભારી (૨)
તેમાં પ્રભુ મતિ ના પહોંચેરે હમારી......(૨)
સદ્ગુરૂ ચઢજો વારીરે રે રે હો...શરણે......બ્રહ્મ૦

માયાની છાયા નીચે અવળાને સવળા કાંટા...(૨)
ઉપરથી ટપકે છે હડહડતા ઝેરી છાંટા...(૨)
તે રગ રગ માંહિ ચોંટયારે રે રે હો.....શરણે......બ્રહ્મ૦

સાગરના જીવો થાકે સાગરને ઝંખી ઝંખી (૨)
આ ત્રષ્ણા નાગણ સરવે, પ્રાણીના પગમાં ડંખી (૨)
આ ગભરાયેલાં પંખીરે રે રે હો...શરણે......બ્રહ્મ૦

ભવસાગરમાં અમને તરવાની નૌકા આપો (૨)
ખેવટીયા થઇને સ્વામિ અમ અવિચળ દ્રષ્ટિ સ્થાપો (૨)
આ "પુન્જી"ના વિલાપોરે રે રે હો...શરણે......બ્રહ્મ૦

——:*:——

## ભજન ૧૯૧

રાગ–(વનરા વનનોરે ચંદ્ર, મારે રૂદીયે વશ્યો છે.)

સદ્‌ગુરૂના ઘરની વાટયો અતિષય આકરી....(૨)
કરીયે ક્યાં ચાકરીને ધરીયે કેમ ધિર—
...ગુરૂજી અમને વિસારી વિરહી વાટે શિદ જાઓ છો–ટેક

ટોળા વછુટાં મૃગલાં રડવશે રાનમાં....(૨)
રહેશે બેભાનમાંને મળશે ક્યાં જ્ઞાન...ગુરૂજી૦
મદમાતી માયા નાગણ ડંખેજો દાઝમાં...(૨)
વ્હાલી બુદ્ધીની વાડયો વેડી કેમ જાય...ગુરૂજી૦
ઓશીકા કેરી હુંફો શુંન્યમાં સમાણી...(૨)
જંગલમાં જાણી જોઈને મેલ્યાં મા બાપ....ગુરૂજી૦
નિર વિનાની નદીયો રેતીથી બાળશે...(૨)
તરશ્યો કોણ ટાળશે ને ધરશું કેમ ધિર....ગુરૂજી૦
અમેરે જંગલના જોગી જંગલમાં આવશું...(૨)
જંગલમાં લાગે મંગલ મંગલ રૂપ આપ...ગુરૂજી૦
મીઠા જળની માછલીયો, સાગરને શું કરે...(૨)
ઝુરીને મરશે સારસ બીજું શું થાય૦.....ગુરૂજી૦
અરજી ઉર ધારી અમને અંતરમાં રાખશો...(૨)
બાળક "પુન્જી"ને દેજો, ધારણ ધિર૦.....ગુરૂજી૦

———:*:———

## ભજન, ૧૯૨.

રાગ–(મારે સાસરીયે જઇને, કેજો એટલડું)

હાં રે મારૂં મનડું મટકલું, ચિતડું ચટકલું,
શી રીતે નાથ ને ઉપાસીયે૦
હાં રે પડે પલમાં વટકલું, રજમાં ગજબલું,
કયાં જઇને રોગ આ તપાસીયે....ટેક૦

વિજળી ઝબકે તો કેમ ઝાલીયે, ઝાલીયે...(૨)
અંતરની પીડ કોને આલીયે, આલીયે...(૨)
બુદ્ધિના ભાનથી, શુદ્ધિની સાનથી...(૨)
મનને મારીને મોજે મ્હાલીયે૦......હાંરે મારૂં મનડું૦

સાગરનાં નિર કહો કેમ કરી તોલીયે...(૨)
મુખડા વિના તે કેમ બોલીયે બોલીયે...(૨)
હો વ્હાલા ભાઇયો હો બ્હેનો બાઇયો...(૨)
હેઠાં બેસીને આંટી ખોલીયે૦.....હાં રે મારૂં મનડું૦

પાંખો નથી ને કેમ ઉડીયે ઉડીયે...(૨)
બીજું નથી ત્યાં કોને મુંડીયે મુંડીયે...(૨)
મનડામાં માપ છે બુદ્ધિમાં બાપ છે...(૨)
પુછી પુરાને પત્તો કહાડીયે૦.....હાંરે મારૂં મનડું૦

મનવાને કેમ કરી મારીયે મારીયે.....(૨)
રસ્તો ભૂલે તો કેમ વારીયે વારીયે...(૨)
આંટી છે આકરી, કરવાની ચાકરી...(૨)
"પુંજીરામ" પ્રશ્ન હવે સારીયે૦......હાંરે મારૂં મનડું૦

——:*:——

## ભજન. ૧૯૩

રાગ—(દરશન કરતો દહાડી દહાડીરે દિલના દેવળમાં)

પ્યારા પ્રભુને કોઇ જઇ કહેજો રે....આટલો સંદેશો—ટેક.

સ્વપ્ને પણ સુખ અમને હવેથી ના આપજો રે (૨)
દુનિયાનાં દુઃખ અમને દેજો રે... આટલો૦ ...પ્યારા૦

માન સન્માન મ્હારૂ, લઇને લુંટાવજોરે...(૨)
અમને અપમાન હરદમ રહેજ્યોરે...આટલો૦...પ્યારા૦

વ્હાલી વસ્તુઓ સરવે, વ્હાલાંને આપજોરે...(૨)
અમને આપેલું લુંટી લેજોરે...આટલો૦...પ્યારા૦

સર્વેને માગવું જે, મારે છે ત્યાગવું તે...(૨)
માઠું લાગે તો માફી દેજ્યોરે...આટલો૦...પ્યારા૦

પ્રેમીજન મસ્ત "પુંજીરામ"ની વિનતીરે....(૨)
મુક્તિની મસ્તિ મનમાં વ્હેજ્યોરે...આટલો૦....પ્યારા૦

———::*———

## (૧૯૪)

રાગ—( ઉપરનો. )

અમર વર સોધી લીધો સ્હેલોરે...મુક્તિના મારગે૦ ટેક.

જ્યારે જોઇએરે ત્યારે, એ રહે છે એવોરે...(૨)
પહેલો મધ્યે ને વળી છેલ્લોરે...મુક્તિના૦...અમ્મર૦

સરવેથી ન્યારો થઇને સરવેમય થઇને રહે છે (૨)
આંખ્યો ફોડીને મેં દેખેલોરે...મુક્તિના૦....અમ્મર૦

ચારેથી છને નિરખ્યાં, અઢારે અવલોકીયાંરે (૨)
બ્હેરો થયા પછી સુણેલોરે.....મુકિતના૦...અમ્મર૦

પઢી પઢી પંડિતોને, પુરાણી પોકારે ત્હોયે (૨)
મુંગાના મુખથી વર્ણવેલોરે......મુકિતના૦...અમ્મર૦

પાનાને પુસ્તક જોઇને સંતોના ગ્રંથો સોધ્યા (૨)
કોરા કાગળમાં મેં વાંચેલોરે.....મુકિતના૦...અમ્મર૦

છે છે ને નથી નથી, નથી અને છે છે તેમાં (૨)
નથી નથી નથી ત્યાં ઉભેલો રે...મુકિતના૦...અમ્મર૦

સર્વે પરતાપ મ્હારા, સદ્દગુરૂ દેવનોરે (૨)
સ્વાનુંભવ ઘરમાં જઇ શીખેલોરે.....મુકિતના૦...અમ્મર૦

"પુંજી"ના રામ અમ્મર, આપેલી વસ્તુ અમ્મર (૨)
તત્તપદમાં ઐકય થઇ બેઠેલોરે......મુકિતના૦...અમ્મર૦

———:※:———

## ભજન ૧૯૫.

રાગ–(ઉપરનો.)

પ્યારા પરબ્રહ્મનો છે વાસોરે......અંતર ગુફામાં—ટેક.

એરે રસ્તાની વાટયો, અતિષય આકરી રે, (૨)
જ્ઞાનીને માર્ગ તેનો ભાશ્યોરે.....અંતર૦...પ્યારા૦

એરે ગુફામાં મારા, પ્રિયતમ પ્રાણછેરે, (૨)
ભોમીયા સંતોના સાથે જાશોરે...અંતર૦...પ્યારા૦

એરે મારગમાં જાતાં, પડવાનો ભયછે માટે, (૨)
સંશય નાં બંધન બાળી ધાશોરે...અંતર૦....પ્યારા૦

"પુંજીરામ" કહેછે વ્હાલા, વસમી માયાછે વચમાં, (૨)
સદ્‌ગુરૂના શબ્દે છે ખુલાસોરે.....અંતર૦...પ્યારા૦

———:*:———

## ભજન, ૧૯૬.

(રાગ—ઉપરનો.)

જીવતાં મુક્તિ ભોગવતા કોઇરે...વિશ્વશાળામાં૦...—ટેક.

બંધને મોક્ષજેને, છેક સમિપમાંરે....(૨)
સમજ્યા દુનિયાને જોઈ જોઇરે....વિશ્વશાળામાં૦...જીવતાં૦

હતુંને ન્હોતું તેમાં, છતું શું થાય એમાં,...(૨)
શેકીને બિજ રહેછે બોઇરે...વિશ્વશાળામાં૦...જીવતાં૦

ગુણથી અતિત અને, નિરગુણ શબ્દોથી ન્યારો...(૨)
સઘળી ઇચ્છાઓ બેઠો ખોઇરે...વિશ્વશાળામાં૦...જીવતાં૦

નથી કોઈ પ્યારૂં અને, નથી કોઇ ખારૂં જેને...(૨)
પરવા વિનાના હોઇ હોઇરે...વિશ્વશાળામાં૦...જીવતાં૦

બંધદેખાય છતાં, મુકતોથી મુકત જેવા....(૨)
આત્મ નિશામાં રહેછે સોઇરે...વિશ્વશાળામાં૦...જીવતાં૦

"પુંજીરામ" કર્તા પદથી, ન્યારો થઇ કહેછે ત્હોયે...(૨)
ભોકતાજન કહેછે કર્તા વોહીરે...વિશ્વશાળામાં૦...જીવતાં૦

———:o;———

## ભજન, ૧૯૭.

રાગ—( ઝીણી ઝીણી તે મોરલી વાગેછે )

ઝીણો ઝીણો તે બ્રહ્મ નાદ આવેછે...(૨)—ટેક૦
વાગે શુંન્ય શિખર ગઢ માંહ્ય...બ્રહ્મનાદ૦...ઝીણો૦

મ્હારા ગુરૂએ ગોળીઓ મારીછે...(૨)
વાગી વાગી કલેજા માંહ્ય...બ્રહ્મનાદ૦...ઝીણો૦

જ્ઞાન ગોળી વાગીને પાપ વહી ચાલ્યાં...(૨)
જઇ પહોચ્યાં પરાની પાર...બ્રહ્મનાદ૦...ઝીણો૦

અમે પ્રાણ અપાન દોહન કીધા,...(૨)
મળી એકવી હજાર છસો ફોજ...બ્રહ્મનાદ૦...ઝીણો૦

કોટકાંગરા તુટયા ને નાગ દ્વાર ખોલ્યાં,...(૨)
મળ્યા ભોમિયા ચડયા નિજ નાવ...બ્રહ્મનાદ૦....ઝીણો૦

કાંઇ સુક્ષમણા શેરીયે અમે ચ્યાંતાં,....(૨)
શેરી સાંકડી ગુફા ઘનઘોર...બ્રહ્મનાદ૦...ઝીણો૦

અમે ઘાટ અઘાટ પર જઇ પહોંચ્યા,...(૨)
ઉગ્યા ભાનું હજારો ત્યાંય....બ્રહ્મનાદ૦...ઝીણો૦

ભાન ભૂલ્યા ને નામ રૂપ ગુણ ખોયાં,....(૨)
મળ્યા તેજમાં તેજ તદાકાર....બ્રહ્મનાદ૦...ઝીણો૦

પરિબ્રહ્મ ગુરૂ પ્રેરણાથી પ્રેમ વાધ્યો,...(૨)
સત્ય નામ જડયું ધામ "પુંજીરામ"...બ્રહ્મનાદ૦....ઝીણો૦

——:૦:——

## ભજન, ૧૯૮.

રાગ–( ટુંકીને ટચ્ચ મારી વાત. )

સ્હેલીને સદ્ હવે નાથ, વા...ટ આપની જડી છે.
ગૅબી ગુફાને એ ઘાટ, ના....થ આપની મ્હુડી છે—ટેક૦

સંશયને છેદયા પ્રપંચ પહાડ ભેદયા....(૨)
વેંધ્યા આશાનાં ઉચાટ, વા...ટ આપની૦ સ્હેલી૦

મૂળમંત્ર ખોળીને બ્રહ્મ ભસ્મ ચોળી,...(૨)
ઝોળી ફકિરીની હાથ, વા...ટ આપની૦ સ્હેલી૦

સત્યસાર જોયા મમત્વ માલ ખોયા,...(૨)
ધોયા સંચિત પુર્વ કાટ, વા...ટ આપની૦ સ્હેલી૦

કર્મોને સાધી ઉપાસના આરાધિ,...(૨)
જ્ઞાન ગંગાજી ને ઘાટ, વા...ટ આપની૦ સ્હેલી૦

ચોવિસે અવતારો અંતરમાં ઓળખ્યા,...(૨)
સાંપડ્યું સ્વરૂપ સામ્રાટ, વા...ટ આપની૦ સ્હેલી૦

શોગ મુકીને ચિર બદલ્યાં પીયરમાં,...(૨)
માંડ્યું હવે હરિનામ હાટ, વા...ટ આપની૦ સ્હેલી૦

કરતો અકરતો થઇ ફરજો બજાવતો,...(૨)
"પુંજીરામ" રમે પ્રેમ ઘાટ, વા....ટ આપની૦ સ્હેલી૦

——:૦:——

## ભજન, ૧૯૯

રાગ–(સીમડીયે કેમ, જાશો વરરાજા)

અંતરમાંથી કેમ જાશો અલબેલા રે...(૨)
અંતરનાં અજવાળાં, ખોવાઈ જશે રે...ટેક—

લક્ષ રે ચોરાશીનાં, ટળ્યા છે અંધારાં રે...(૨)
તે પાછાં પલપલમાં ઘુસઇ જશે રે......અંતરમાં૦

ભ્રમણાના ભોગે હું તો, બહુ રે કુટાણો વ્હાલા...(૨)
મોંઘો મનખો તે મ્હારો વહી જશે રે......અંતરમાં૦

સદ્‌ગુરૂ દેવે મુજને, શરણે લીધો છે રે....(૨)
મનનું ધારેલું મનમાં રહી જશે રે......અંતરમાં૦

મનમાન્યા સંતો સાથે, પ્રિત્યો મળી છે વ્હાલા....(૨)
રૂમઝુમતી વાડીએ વિખરઇ જશે રે......અંતરમાં૦

મુકિતની જુકિત મુજને, જીવતાં મળી છે માટે...(૨)
બ્રહ્મ રસની પ્યાલીએ ઢોળાઇ જશે રે......અંતરમાં૦

સર્વેથી ન્યારો થઇને, સર્વમય રહું છું હોએ...(૨)
નિષ્કામી સેવા કંઈ કંઈ રહી જશે રે......અંતરમાં૦

હરદમનો તરપત હું તો, સ્વપ્ને નહિ ભૂખ્યો હોયે....(૨)
ઘર પર તેડયો તો કંઈ કંઈ ખઈ જશે રે......અંતરમાં૦

પોતેપોતાની સત્તા, સરવેમાં છલકે હોયે...(૨)
પ્રેમીજન મળતાં ઝટ રોવાઈ જશે રે......અંતરમાં૦

કહેવાનું કરવાનું કે, લેવું દેવું નહિ કંઇ પણ....(૨)
પ્રેમી "પુંજી" પણ કંઈ કંઈ લઈ જશે રે......અંતરમાં૦



# મોક્ષની સીડી.

## ભજન, ૨૦૦.

(રાગ– સુદામા ચરિત્રનો)

અમ્મર દેશનો હું રહેવાસી, અમ્મરસેન હું રાજા છું,
દસ ઘોડા રથને જોડીને, વનમાં રમવા આવ્યો છું... ૧

સારથી મ્હારો હતો મહારથી, પણ વનમાં રસ્તો ભૂલ્યો,
મળ્યા નિશાચર કર્યા કસુંબા, ચઢી કેફ ચકચુર ફુલ્યો.... ૨

નિશાચરોમાં ભળ્યો વિષાચર, અવળા અશ્વોને હાંકે,
ભાન ભૂલીને ભમતો ભયમાં, વનમાં ખૂબ ચડયો ચાકે.... ૩

મટયો મહારથી બન્યો, બિચારો, પછડાતો રથ પત્થરમાં,
ધરી બુદ્ધિની ફરી ફડાકે, વધી અવિદ્યા અટકળમાં... ૪

નથી અનુભવ જરી જાતનો, કાન ભરી કળતર ઘાલ્યું
ફરી ફરીને અશ્વો થાકયા, નામ નિશાન ગયુ ચાલ્યું...૫

મારગમાં છે માયા નગરી, મોહસેન રાજા રહેતો
ત્રષ્ણા રાણી કરે કમાણી, કામ દિવાન લુંટી લેતો...૬

રમણીક રસ્તે રથ હંકાર્યો, રંગ વિલાસે જઈ વસિયા
આશા મહેલે કર્યો ઉતારો, પરવરતિ પરણી હસિયા...૭

અમ્મરસેન હું હતો નિરંજન, ભાનસાન સર્વે ભૂલ્યો
દ્રષ્ટા વૃત્તિ ટળી હમારી, પામર થઇ દુઃખમાં ડૂલ્યો...૮

ગામ ભૂલ્યો હું કામ ભૂલ્યો હું, ધામ ભૂલ્યો મુજ મૈયરનું
નામ નિશાન ન આવે નજરે, ભાન ભૂલ્યો મુજ અંતરનું...૯

આશા ઘરમાં મળી નિરાશા, પરવરતિ પોકો પાડે
ગરબડતો ગ્રહસ્થાશ્રમ માંડયો, ધાડ પડી ધોળે દહાડે...૧૦

પરવરતિને પાંચ દિકરા, કામ ક્રોધને લોભાજી
મોહ અને મદમાતો મત્સર, લક્ષણવંત મરૂં લાજી...૧૧

દીકરી ત્રણ તોફાની પ્રગટી, આશા ત્રષ્ણાને ઈર્ષા
તેણે સહુથી વેર વધાર્યું, વિષ ભર્યાં ભોજન પીરસ્યાં...૧૨

લીલી વાડી લક્ષણવંતિ, દ્વેષાગ્નિ ફરતો સળગે
સ્વાન લીલામાં મુજને મૂકયો, મન મારૂં બળતું ભળકે—૧૩

તે વાડીને પાણી પાવા, પ્રપંચની પાળ્યો બાંધી
કુડ કપટનાં કુંડાં મૂકયાં, દુઃખમય વેલ અતિ વાધી....૧૪

અશાંન્તિના તો ઉડે ફુંવારા, માયા નિર નસ નસ વ્યાપ્યું
રોમરોમમાં વધી વેદના, કલેશ તણું થાણું સ્થાપ્યું...૧૫

મહા દુઃખમાં મને હરિ સાંભળ્યા, એકાન્તે રડતો રહેતો
મહા મુઝવણી મારા મનની, અન્ય કોઈને નવ કહેતો...૧૬

નાવ ચડયું તોફાન તરંગે, ખેવટીયાની ખોળ કરૂં
કોઈ ઉગારે કોઈ બચાવે, વિષનો સાગર કેમ તરૂં...૧૭

માયા જળમાં જળચર પ્રાણી, પકડી પાતાળે ઘાલે
મૂળ વસ્તુ વિણ બહુ મુંઝાતો, તરવા ત્રાપો કોણ આલે...૧૮

મહા દુઃખમાં મને મળ્યા મારગી, પંથ ધર્મ નજરે ભાળ્યો
અરજ કરી મેં યુકિત વચનથી, સ્વાર્થ સુણી પાછો વાળ્યો...૧૯

છળ બળથી સમજાવા લાગ્યા, કંઠી બાંધતાં કામ થશે
"ફ્રી" લેવાશે અવર નામની, અન્ય માર્ગનૂં મૂળ જશે...૨૦

સાર જાણવા શરણુ સ્વિકાર્યું, કર્મ કોટ કંઠી બાંધી
અલ્પ માર્ગની મળી કમાણી, મુંમતમાં સુરતા સાંધી...૨૧

ઘણા દિવસ અભ્યાસ કરાવ્યો, વાસ કરાવ્યો વાણીમાં
શિવ ભૂલાવી જીવ મનાવ્યો, વર્ષ ગયાં સહુ પાણીમાં...૨૨

પ્રેમ ધરી પેઢી માંડી પણ, સર્વશ્વાસની ખાદ પડી
ચડયો ચાકડે પડયો વેગમાં, ત્યારે સત્યની શોધ જડી...૨૩

મૂકત થવાને માર્ગ શોધતો, તત્વ તરશ મુજને લાગી
ગિરી ગુફાને તરૂવર શોધ્યાં, બ્રહ્મ સ્વરૂપની ભૂખ જાગી...૨૪

નિરાધારનો નાથ દયાળુ, સદ્‌ગુરૂને શોધી લાવ્યો
બ્રહ્મ નિષ્ઠનું શરણુ સ્વિકાર્યું, મૂળમંત્ર મનમાં આવ્યો...૨૫

શબ્દ સુણતાં ભ્રમણાભાગી, અગમ નિગમ થયું અજવાળું
સાર્વ ભૌમની સત્તા આવી, મુજ સ્વરૂપ સઘળે ભાળું...૨૬

અમ્મર નાથ હું અસલ દેશનો, અમરજનોએ ઓળખાવ્યો
સારથી મારો થયો મહારથી, મુળ વતન શોધી લાવ્યો...૨૭

પરમપિતાનો અમ્મર પુત્ર હું, માત શાન્તિ સામાં આવ્યાં
પૂર્ણપ્રેમથી લીધો વધાવી, એક મેક થઈ મન ભાવ્યાં....૨૮

અમે મળ્યા અનહદ આનંદે, અસલ દેશ એ મારોછે
સમજીને ચેતો સજ્જન સૌ, ત્યાં સહુનો છુટકારો છે...૨૯

સરવે જનછો અમ્મર દેશના, માયાની મહા ઘાંટી છે
સત્ય જાણવા સદ્‌ગુરૂ સોધો, અસલ વાતમાં આંટી છે...૩૦

વાંચી વિચારી કરે અનુંભવ, મનન અહોનિષ જે કરશે
નિત્યા નિત્ય વિવેક વિચારી, ભવસાગર સ્હેજે તરશે...૩૧

પ્રેમ સમુદ્રે પ્રેમ તરંગે, પ્રેમ પીયુષ પ્રગટી આવ્યું
"પુંજીરામ"ના પરમ પ્રભુશ્રી, સદ્દગુરૂ દેવે સમજાવ્યું...૩૨

—:*:—

## એતો ! હજારોમાં એકજ.

### ભજન ૨૦૧

રાગ–(ભિમપલાસી, તવહિંદકા ડંકા આલમમેં)

કોઇ ભૂલ કબુલ કરવા વાળો, જગમાં જીવ જીલદી મલતો નથી.
મૂળ વિકારને તજવા વાળો, દુનિયામાં વિર ઝટ જડતો નથી–ટેક

કોઇ કર્મબિજને વાવે છે, કંઈ કામ વૃક્ષ પ્રગટાવે છે...(૨)
પણ તૃષ્ણાને તજવાવાળો, જગમાં જીવ જલદી૦...કોઇ૦

કોઇ વાત કરેછે ડહાપણની, કહેવાણી અનહદ સમજણની....(૨)
વાયુ વત વિચરવા વાળો, જગમાં જીવ જલદી૦...કોઇ૦

કોઇ બિજ વાવે છે વિષવેરી, ફળ ભોગવતા કડવાં ઝેરી,...(૨)
પણ પાછું વળી જોવાવાળો. જગમાં જીવ જલદી૦...કોઇ૦

કોઇ કર્મ કરે ત્રિકાલ તણાં, કોઇ યજ્ઞ રૂદ્ર અનુષ્ઠાન ઘણાં,...(૨)
પણ કરતા પદ તજવાવાળો, જગમાં જીવ જલદી૦....કોઇ૦

કોઈ સંસારે રસબસ રહે છે, ધન કારણ અધરમ ખડકે છે,...(૨)
પણ તૃપ્ત થઇ તરવા વાળો, જગમાં જીવ જલદી૦...કોઇ૦

કોઇ ભક્તિ કરે છે ભગવદ્ની, કરે વાત અલૌકિક પર હદની,...(૨)
પણ નિજાત્મને ભજવાવાળો, જગમાં જીવ જલદી૦...કોઇ૦

કોઈ જ્ઞાની થઇ બહુ ડોલે છે, પંચીકૃત વાણી બોલે છે,...(૨)
સમ થઇ સંશય તજવાવાળો, જગમાં જીવ જલદી૦...કોઇ૦

કોઈ દ્રષ્ટા રૂપ દેખાડે છે, કોઈ સાક્ષિપદ સ્વર કહાડે છે,....(૨)
વડવાનળ જળમાં વસનારો, જગમાં જીવ જલદી૦...કોઈ૦

કોઇમાં કંઇકંઈપણ ધખધખતું, કોઈમાં કંઇપણ ઓછું વધતું,(૨)
જીવતાં ગુરૂ મુખ મરવાવાળો, જગમાં જીવ જલદી૦...કોઈ૦

અમે એવા જન શોધી લઇશું, ત્યાંસુધી અદબદમાં રહીશું (૨)
પણ "પુંજીરામ" એ નંદલાલો, જગમાં કંઇ જલદી૦...કોઇ૦



## જગત્ ભગતનો અનાદીયોગ.

### ભજન, ૨૦૨,

રાગ—સુદામા ચરિત્રનો

(એક વખત વિઠ્ઠલવર ચાલ્યા, ભાવ ભક્ત,)

બગડેલા નર ગબડેલા કોઇ—રગડેલા અહિં આવોને,
જગત બધું સૌ સુધરેલું છે-લબડેલા અહિં આવોને...ટેક૦

જગત બધું ભક્તોને કહે છે—બગડેલા દુર થાઓને,...(૨)
બગડેલાની નાત હમારી—ભક્તો કહે સહુ આવોને—બગડેલા૦

નરસિંહ બગડયો મીરાંબગડી—અમને પણ બગડાવોને,....(૨)
બગડેલાને કષ્ટ પડયું તે—અમને કષ્ટ પડાવોને—બગડેલા૦

ધ્રુવ પ્રહ્લાદ અતિશય બગડયા—એ અગ્નિ સળગાવોને...(૨)
અમને ફેંકો પહાડ ઉપરથી—ગજપણુથી ઘસડાવોને બગડેલા૦

રોહીદાસ જે બગડી બેઠો—તેહ સમય ઉર ગાવોને...(૨)
તુકારામ દામાજી નામો—પામ્યા તે દુઃખ લાવોને—બગડેલા૦

અહિં પ્રગટયો છે બ્રહ્મ હુતાશન–બગડેલા સહુ ન્હાવોને....(૨)
બગડયું ગબડયું સર્વે સુધારી–અસલવતન વહીજાવોને–બગડેલા૦

જગના જીવો જગત સુધારો–અમને નિત્ય નચાવોને....(૨)
સુધરેલાનું કામ નથી અહિં, ત્યાં રહી મોજ ઉડાવોને–બગડેલા૦

જગત ત્રાસથી જે કંટાળ્યા તેજ બગડવા આવોને...(૨)
સર્વે સ્થળ ઘર વિપત્ત પડે તો–બધાં બગડવા આવોને–બગડેલા૦

સુધરેલાનું સરવસ બગડયું–બગડેલા કોઈ થાવોને...(૨)
અસલ બગડવું હોય બરાબર શિષ દક્ષણા લાવોને–બગડેલા૦

જગત કહે છે ભકતજનોને કંઈક સુધારે આવોને...(૨)
નથી અમારે હવે સુધરવું–તમે બગડવા આવોને–બગડેલા૦

હવે અમારી આશા મૂકજો–સુધરવું સળગાવોને...(૨)
બગડયા જેવું હોય કશું તો– ઝટપટ અહીં લઈ આવોને– બગડેલા૦

અમે બધા જગથી બગડેલા–ભલે તમે તગડાવોને...(૨)
પણ પ્રભુ ઘરથી નહિ લબડેલા–ફાવે ત્યાં લઈ જાવોને–બગડેલા

બગડેલા એ "પુંજીરામ" હવે–બહુ જણને બગડાવોને....(૨)
બગડયાને સુધર્યા સમજાણો– એજ બગડવા આવોને– બગડેલા

——:•:——

## ભજન, ૨૦૩.

રાગ– (પરજીયો...રાજવી પોઢયા'તે સમશાનમાં)

આવ્યો આવ્યો મોસમ કેરો લાગ રે રામ,—
—વ્હાલા સંતોને હવે સેવીયે.
................ —સંતો, ચાલોને એવા યોગમાં–ટેક

ખેલે શુરા સંત જ્યાં સંગ્રામરે, રામ,—
—એવાં શ્રવણેથી સંશય ટાળીયે–સંતો૦

મળે જીવન મુકિત કેરા જોગ રે રામ,—
—એવા, ગુરૂના ચરણ ઝાલીયે–સંતો૦

સત્ય જ્યાં અણભેદ એક પ્રેમ રે, રામ,—
—ત્યાં જઈ હૈયાની આંટી ખોલીયે- સંતો૦

ભાગે જ્યાં ભવાટવિની ભૂખ રે, રામ,—
—એવા ભોજને ક્ષુધા ભાંગીયે- સંતો૦

વાગે ઢોલક મંજીરા કિડતાલ રે, રામ,—
—ત્યાં જઈ, થૈકાર કરી નાચીયે–સંતો૦

છુટે મનો વાસનાના બંધ રે, રામ,—
—એવા, મિત્રોને માથું આલીયે- સંતો૦

થાય આત્મ તત્વ સાક્ષાત્કાર રે રામ,—
—"પુંજીરામ" યોગ એવા સાધિયે–સંતો૦

---

## ભજન, ૨૦૪.

(રાગ—ઉપરનો)

મળ્યો મને મોક્ષ કેરો માર્ગ રે, ઓંમ્ લાગ્યો છે સ્નેહ રૂડા સંતનો,
... ...... ... હાજી...એ તો રે જુના જુગનો-ટેક.

મળ્યા જીવન ઝાઝના નાવિક રે ઓંમ,—
—લાગ્યો ઉપદેશ ગુરૂદેવનો-હાજી૦

યોગી મળ્યા બ્રહ્મ નિષ્ટ સંતરે ઓંમ્,—
—સમજાવ્યો સાર જગત ફંદનો-હાજી૦

દશમી ભક્તિનાં દિધાં દાન રે ઓંમ્,—
—અવસર આવ્યો હવે આનંદનો-હાજી૦

યોગ થતાં ટળ્યો છે વિયોગ રે ઓંમ્,—
—નિશો ચડયો છે નિજાનંદનો-હાજી૦

બિન્દુમાં સમાયો આ સૌંસાર રે ઓંમ્,—
—"પુંજીરામ" જીવતાં મુવો પંચનો-હાજી૦

---

# મુક્ત પુરૂષોની જીવનમુક્તિ.

## ભજન, ૨૦૫

રાગ-(ગઝલ ભૈરવી.)

ન ન્હાના ધોના, ન ખાના પીના, ન લેના દેના, ન કહેના કિસીકો,
હમી અઘોરી, જગત્ ઉદાસી, ન હમકો છેડો, બુલાલોં ઈસીકો...૧

નહમ્ હૈ પાગલ, અગર ન શાના, નહમ્ દયાલુ, નહમ્ હૈ દાના (૨)
નહમ્ હૈ જ્ઞાની, અગર ન ધ્યાની, ન મૈં હુ ભિક્ષુક સજાલે કિસીકો..૨

ન હમ્‌કો લિખના ન હમ્‌કો પઢના ન હમકો ગાના ન તો બજાના(૨)
ન હમ્‌કો જાના, અગર ન આના, યે સબ તુફાના, બતાદેં કિસીકો..૩

ન હમ્‌હૈ શ્રોતા, ન મ હું વકતા, ન મ હું કર્તા, અગર ન ભોકતા (૨)
ન લાયા પાયા, કભિ ગુમાયા, કાયમ હૈ મૌજુદ, ચહાલે જીસકો...૪

નહમ્ ગુરૂ ઔર, નહમ્ હૈ ચેલા, નહમ્ અનેકો, નહમ્ અકેલા (૨)
બેશક હમી હૈ, ખેલા અખેલા, પત્તા લગાલેં, પુછાઈ ઇષકો...૫

ન હમ્ હૈ પુજનીક નહમ્ હૈ પુજક નહમ્ હૈ સ્વામિ, નહમ્ હૈ સેવક(૨)
ન હમ્‌કો આવક, ન હમ્‌કો જાવક નફાકા સૌદા હમારી ખુશકો....૬

ન હમ્ હૈ નામી નહમ્ અનામી ન હમ્ પુરાઔર નહમમેં ખામી (૨)
કાહે "પુંજી" કો કહેતું નામી અનામિ સ્વામી તું ધામી ધિશકો..૭

—o :: o—

## ભજન. ૨૦૬.

રાગ—(જેને મુખડે ગોવિંદ ગોપાલા તેને શું કરશે.)

જીસ આનંદસે જગ દુઃખ વિસરે, વો આનંદ હે બ્રહ્માનંદકા—ટેક.
વો આનંદ હૈ બ્રહ્માનંદકા, વો આનંદ હૈ બ્રહ્માનંદકા...જીસ૦

જીસ જાપનકી ધૂન કભુ ન ટળે, વો જાપ મીલા અણુ જાપનકા (૨)
વો જાપ મીલા અણુજાપનકા, વો જાપ મીલા અણુજાપનકા...જીસ૦

જીસ જન્મનસેં ફીર જન્મ નહિ, ઉસે જન્મ લીયા બસ દેવનકા (૨)
ઉસે જન્મ લીયા બસ દેવનકા,ઉસે જન્મ લીયા બસ દેવનકા...જીસ૦

જીસ દર્શનસેં ક્ષણ દૂર નહિ, વો દરશન હૈ મન મોહનકા... (૨)
વો દરશન હૈ મન મોહનકા, વો દરશન હૈ મન મોહનકા...જીસ૦

ઇસિ બાતનકી ઓળખાણુ પડે, ઉસ કારણુ શરણુ ગુરૂ ગમકા...(૨)
ઉસ કારણુ શરણુ ગુરૂ ગમકા, ઉસ કારણુ શરણુ ગુરૂગમકા...જીસ૦

કાજીસ સમજણુસેં મુકિત પાવૈ, વો સમજણુ જ્ઞાન અનુભવ...(૨)
વો સમજણુ જ્ઞાન અનુંભવકા, વો સમજણુ જ્ઞાન અનુંભવકા...જીસ૦

જીસ ભોજન સેં ભૂખ ભાગી ગઇ, વો ભોજન હૈ સબસંતનકા (૨)
વો ભોજન હ સબ સંતનકા, વો ભોજન હ સબ સંતનકા...જીસ૦

"પુંજીરામ" પ્રણુવસેં પાર ચલૌં, તબ રૂપ બનોં સબ રૂપનકા (૨)
જબરૂપ બનોં સબ રૂપનકા, તબ ભૂપ બનો સબ ભૂપનકા...જીસ૦

—:*:—

## ભજન ૨૦૭

(રાગ—ગજલ)

આ મસ્તિ બ્રહ્માનંદની, આનંદની, આનંદની...ટેક૦
એકજ હૃદયની વિનતી, આ મસ્તિને સાચી કરો...આ મસ્તિ૦

આ મસ્તિ બહુ સંતે ગ્રહી, અનુભવ થયો મુજને સહી....(૨)
કપટી હૃદયમાં નવ રહી, આ મસ્તિને સાચી કરો...આ મસ્તિ૦

આ સંત સોબત લાજતી, મુજ દાઝ અંતર દાઝતી...(૨)
બુદ્ધિ હરામી ના જતી, આ મસ્તિને સાચી કારો...આ મસ્તિ૦

સહુ સંતની શેવા કરી, અનુભવને અંતરમાં ધરી....(૨)
કૂટેવ મનની પરહરી, આ મસ્તિને સાચી કરો...આ મસ્તિ૦

આ અરજી "પુંજીરામની", છે સર્વ સમયે કામની....(૨)
હરદમ અમર આરામની, આ મસ્તિને સાચી કરો...આ મસ્તિ૦

—:*:—

# એકતારાનાં ભજનો.

## ભજન, ૨૦૮.

રાગ–(શુન્ય શિખર ગઢ ઘેરી ધૂન લાગી.)

ગુણાતિત ગુરૂ ગણપતિ દાતા, તારાં પરથમ પુજન થાતાં હોજી.
તારા દરશનથી દુ:ખ જાતાં...ગણપતિ દાતા૦
તારી લાંબી સુંઢ સુખ શાતા...ગણપતિ દાતા૦
કોઈ અમ્મર જનોને ઓળખાતા...... હેજી—ટેક

શુદ્ધ બુદ્ધ નારી થઈ નિજ્યારી, ચામ્મર છત્ર ધરાતા હેજી (૨)
શિવ શકિતકા જુગ જુગ જોડા (૨) શિવ શકિતકા રે હાં૦...૦
જુકિતકા જોગ મિલાતા...ગણપતિ૦...તારા૦

ત્રિશુળ ધાર પર મુકત માળ લઈ, નિજાનંદ ગુણ ગાતા હેજી (૨)
પ્રેમ કમંડળ અમૃત ભરીયાં (૨) પ્રેમ કમંડળ હાં...૦
પુરાં મળે ત્યાં પાતા...ગણપતિ૦...તારા૦

પવન મુશક વાહન પર સ્વારી, નકળંગ નેજા ધારી હેજી (૨)
બ્રહ્મા વિષ્ણું મહેશના સ્વામિ (૨) બ્રહ્મા વિષ્ણુ રે હાં...૦
રૂષિ મુનિ તુજ ગુણ ગાતા...ગણપતિ૦...તારા૦

શબ્દ સિંધુરના ચડે રંગ રાતા, ભાવના તેલે ભિંજાતા હેજી (૨)
પ્રિત કરી કોઈ સમરે પરથમ (૨) પ્રિત કરી રે કોઈ હાં...૦
ત્યાં રૂમઝુમ કરી જાતા...ગણપતિ૦...તારા૦

અસલ અમલ આનંદનો મુગટ, કરૂણા કુન્ડળ ધરતા હેજી (૨)
ત્રણ ગુણનું ત્રિપુન્ડ્ર કરીને (૨) ત્રણ ગુણનું રે હાં...૦
ચિત્તનાં ચંદન ન્હાતા...ગણપતિ૦...તારા૦

અવધટ વાટે અમિરસ સરવર, નિત્ય નિત્ય ત્યાં જઈ ન્હાતા હેજી,(૨)
એ સરવરનાં લક્ષ કમળની, (૨) એ સરવરનાં રે હાં.......
માળા પહેરી મકલાતા,....ગણપતિ૦...તારા૦

ચાર વેદની ભેદ ભૂજામાં, અભેદી આયુધ ધરતા હેજી, (૨)
મહા પદ કેરા મોદીક લઇને, (૨) મહા પદ કેરા રે હાં,...
ગુરૂઘર પર ગમ ખાતા,...ગણપતિ૦...તારા૦

અદબદ ફકની અંગ ધરીને,...સમજણ ધોતી ધરતા,....હેજી(૨)
અગમ ચાખડીને અલખ પાવડી, (૨) અગમ ચાખડી રે હાં...
ત્રિલોકમાં વિચરાતા,...ગણપતિ૦...તારા૦

પરા પારને બાવન બારા, શુન મુન ધૂન્યના ધ્યાતા...હેજી (૨)
"પુંજીરામ" એ ધ્યાન ધ્યેયથી,...(૨) પુંજીરામ એ રે હાં,...
ન્યારા નાથ કા નાતા,...ગણપતિ૦...તારા૦

———:૦:———

## ભજન, ૨૦૯.

(રાગ...શુન્ય શિખર ગઢ ઘેરી ધૂન લાગી સંતો સુરતા.)

દેખોદેખોરી એક અચરજ નિરખ્યા,...શંશય જગ ભરમાયા હોજી
ભલાભલારે નર ભૂલા પડયારે ભાઈ (૨) ભલા ભલારે નરહાં...
કોઇ વિરલા ઘર પાયા,... મેરા સદ્ગુરૂ સંશય૦...ભલા૦

જોગી લુંટાયા અને ભોગી કુટાયા,....ચોકમેં ચાક ચડાયા...હોજી
જ્ઞાની ધ્યાની પણ ઘણા ફસાયા, (૨) જ્ઞાની ધ્યાની પણ હાં,...
ખાંખમાં ખાખ મીલાયા,...મેરા સદ્ગુરૂ સંશય૦...ભલા૦

ઘાટ અઘાટ તજી ઉભો એક હૌંસલોને,ચોફેર નજર ઠેરાયા...હોજી
કોઇ બળે દવમાં ને કોઇ બળે ભવમાં,(૨) કોઇ બળે દવમાં રે હાં...
પ્રિત કરીને પસ્તાયા,...મેરા સદ્દગુરૂ સંશય૦...ભલા૦

ભોગી ભોગ તજી બન બન ભટકે, અમરત હાથ ન આયા...હોજી
સન્યાસિને સબ જુગ માંગ્યા, (૨) સન્યાસિને રે હાં...
બેરાગી બહુ દુઃખ પાયા,...મેરા સદ્દગુરૂ સંશય૦...ભલા

"પુંજીરામ" જીવ કર્મ કરત પણ, તૃષ્ણા ખૂબ તપાયા...હોજી
હોમ હવન જપ તપમાં ન નિરખ્યા,(૨) હોમ હવનમાં રે હાં...
અસલ અમલ નહિ આયા,...મેરા સદ્‌ગુરૂ સંશય૦...ભલા

———:*:———

## ભજન, ૨૧૦.

(રાગ–ઉપરનો.)

દેખો દેખોરે હરિ, સબ ઘટ ખેલે..પરગટ નટ પરખાયા હોજી૦ટેક૦

જ્ઞાન વિનારે નર ભવભવ ભટકત,...જ્ઞાન વિનારે હાં, (૨)
ગુરૂ વિણ ગમ નહિ પાયા,..મેરા સંતો ભાઈ...પરગટ૦...દેખો૦

ઉપાસકો બહુ ગરજી રહ્યા પણ, મુળ બિજ હાથ ન આયા હોજી,
પોથે ને થોથે પંડિત થાકયા,....પોથે ને થોથે રે હાં, (૨)
વાદમાં વખત ગુમાયા...મેરા સંતો ભાઈ...પરગટ૦...દેખો૦

દ્વૈત વાદીયો ભકિત કરત પણ, મનગતિ ભંગ ન પાયા હોજી,
પ્રવાહ પુરથી પાછા વળ્યા નહિ...પ્રવાહ પુરથીરે હાં, (૨)
સાજમાં સાજ મિલાયા...મેરા સંતોભાઇ...પરગટ૦....દેખો૦

જ્ઞાની સમાણી વાણી વદે પણ, પ્રાણી નવ પરખાયા હોજી,
નકળંક ને તું કલંકિત કહે છે,...નકલંકને રે હાં. (૨)
વિકારી સંગ વટાયા....મેરા સંતો ભાઈ.... પરગટ૦...દેખો૦

મોજ મંજીરા ઝાંઝ ઝપાટા, તંબુરે તાર મિલાયા હોજી,
એકતારાથી તાર નવ સાંધ્યો ભાઈ...એકતારાથી રે હાં, (૨)
નિજારી નવ ઓળખાયા...મેરા સંતો ભાઇ...પરગટ૦...દેખો૦

નિર્લેપન તું હતો નિરંજન, લેપન ક્યાંથી લાયા હોજી,
બ્રહ્મ વિલાસ વિષે જગ ભાસ્યું....બ્રહ્મ વિલાસ રે હાં, (૨)
સાહ્યબો ક્યાં સંતાયા...મેરા સંતો ભાઇ...પરગટ૦...દેખો૦

અગમ અચળ ઘર કોઇ નર પહોંચ્યા, પરમ અભયપદ પાયા હોજી,
કર્તા ભોકતા સાક્ષિ સ્વરૂપથી....કર્તા ભોકતા રે હાં. (૨)
અલગ અમર પદ પાયા...મેરા સંતો ભાઈ....પરગટ૦...દેખો૦

અલખ ગુરૂજીની લખ નવ જાણી તો, વાર્ણુંમાં રેન ગુમાયા હોજી,
"પુંજીરામ" કહે પ્રપંચ જગતમાં....પુંજીરામ કહે હાં, (૨)
ઘર ઘર આગ ધિખાયા....મેરા સતો ભાઈ...પરગટ૦...દેખો૦

———:o:———

## ભજન, ૨૧૧.

(રાગ—તુમ બોલો મેરી રસના, હરિહરિ.)

તુમ બોલો મેરે મનવા....સોહં...સોહં ...(૨)–ટેક૦
દેખો દેખો મેરી સુરતા...ઓહં...ઓહં ....(૨)
સત સંગત મૈં પ્રેમ બઢાયો... ... ...(૨)
નિષદિન કહતા...કોહં...કોહં (૨)... ...તુમ૦

પ્રેમ પીછે બઢી બિરહ બેદના ... ...(૨)
છુપક રૈન દિન....રોહું,...રોહું (૨)... ...તુમ૦

વન વન નભ જલ ઢુંઢન લાગે ... ...(૨)
તલસતી અખિયાં જોહું...જોહું (૨)... ....તુમ૦

કોઇ મુસાફીર કોઈ પંથીક પ્રિય ... ....(૨)
મૂળ વતન પંથ...દોહું...દોહું (૨).... ...તુમ૦

નવધાસે દશમી કી સમજબીન... ....(૨)
દ્વૈતદશા રહી મોહું...મોહું (૨)... ...તુમ૦

દ્વતદશામેં સ્વરૂપ ભૂલાયો ... ...(૨)
મુકિતકી જુકિત...જોહું...જોહું (૨)... ...તુમ૦

સંત ચરન સેવા ખુબ કિન્હી ... ...(૨)
સદ્‌ગુરૂ ચરણે છોહું....છોહું (૨)... ....તુમ૦

જ્ઞાન ભાણુ જબ અંતર પ્રગટ્યો ... ...(૨)
ભકિત અજબ બની તોહું...તોહું (૨)... ...તુમ૦

પલમેં જગ પ્રલય કરી પ્રગટત .... ...(૨)
"પુંજીરામ" કહો ઓહું....ઓહું (૨)... ...તુમ૦

---::*---

## ભજન, ૨૧૨.

રાગ–(દેખો દેખોરી એક અચરજ નિરખ્યા.)

શુન્ય શિખર ઘઢ ઘેરી ધુન્ય લાગી સંતો—
—સુરતા હમારી જાગી હોજી—ટેક.

લાગી લાગીરે મારી લગનીરે લાગી (૨)...લાગી લાગીરે મારી હાં૦
ભવનીરે ભ્રમણા ભાગી મેરા સંતો ભાઈ...સુરતા૦ લાગી૦

સદ્‌ગુરૂજીએ જ્યારે કરૂણારે કીધી ત્યારે,—
—તુરતજ દુરમતી ત્યાગી હોજી૦

ઝણુણુ ઝણુણુ અનહદ દ્વારે (૨) ઝણુણુ ઝણુણુ...હાં૦
ઝીણી ઝીણી ઝાલર વાગી મેરા સંતો ભાઇ...સુરતા૦ લાગી૦

શુરાને પુરા જ્યારે સંતો મળ્યારે ત્યારે—
—ભજનોની ઝડીઓ લાગી હોજી૦

તત્વ વિચારે જ્યારે અનુંભવ આવ્યો ત્યારે (૨) તત્વ વિચારે હાં૦
જ્ઞાનની જ્યોતિ જાગી મેરા સંતો ભાઇ...સુરતા૦ લાગી૦

સત્ય અસત્ય તણો સાર સમજાણો ત્યારે—
—અસલ બન્યો વૈરાગી હોજી૦

બિન કફનીએ અલખ ફકીરી સંતો (૨) બિન કફનીયેરે હાં૦
મનથી લીધી માગી મેરા સંતો ભાઇ...સુરતા૦ લાગી૦

બિંન્દુ મધ્યે જ્યારે સિન્ધુ સમાયોં ત્યારે—
—દર્શાયા દેવ સુહાગી હોજી૦

એકોંહં બહુ શ્યામ સ્વરૂપે ભાઇ (૨) એકોહં બહુ હાં૦
ઘટ ઘટ જ્યોતિ જાગી, મેરા સંતો ભાઈ...સુરતા૦ લાગી૦

આનંદ સાગર અમીરસ ભરીયા,—
—સંત પીવે સદભાગી, હોજી૦
સત્ ચિત્ત આનંદ ચતન...નિરખ્યા (૨) સત્ ચિત્ત આનંદ હાં૦
આતમ વર વરણાગી, મેરા સંતો ભાઈ...સુરતા૦ લાગી૦
તત્વમસિ તદ્રૂપ નિરંજન,—
—સભર ભર્યો સૌભાગી, હોજી૦
"પુંજીરામ" એ પરમ પ્રભુને ભાઈ, (૨) પુંજીરામ એ રે હાં૦
ઓળખી લીયોને ઝટ જાગી...મેરા સંતો ભાઈ...સુરતા૦ લાગી૦

——:o;——

## ભજન, ૨૧૩

રાગ—( ગુરૂજીકી, લગન કઠણ મેરે ભાઈ, )

સમજ બિન, હોવત બ્હોત હરાની, ... ...(૨)
હોવત બ્હોત હૈરાની,...સમજ બિન હોવત બ્હોત હૈરાની—ટેક૦
સમજ બિના નર, કર્મ કરે ઔર, અંતરમેં અભિમાની, (૨)
કર્તા પદકો, ભાર તજ્યા બિન,.... ....(૨)
ભોકતા પદકી કમાની... ... ... ...સમજ૦
નામ જપત ફીર, નામી ન જાનત, ભક્તિ વો વંઝા બખાની, (૨)
અંતર આતમ, તત્વ ચિન્યો નહિ, ...(૨)
કૈસે કહાવત જ્ઞાની.... ... ... ...સમજ૦
એક કા ખેલ અનેક હુવા હય, સમજત નહિ જીવ ફાની, (૨)
દ્વૈત બુદ્ધિકા, વિધ વિધ ઝગડા,... ...(૨)
ભેદ દશા દુઃખ દાની ... ... ... ...સમજ૦

જલમે જલ નહિ, સ્થલમેં સ્થલ નહિ, નામ વિકાર નિશાની (૨)
પંચતત્વ પરપંચ જગતકો, ... ...(૨)
જ્ઞાન બિના ન પીછાની. ... .... ...સમજ૦
બાહિર ઢુંઢત, હાથ ન આવૈં, અંતર ખોજ ગુમાની. (૨)
અડસઠ તિરથ ઢુંઢ લીયા પણ,... ...(૨)
સબ પત્થર ઔર પાની... ... ... ...સમજ૦
સુખમેં સુખ નહિ,દુ:ખમૈં દુ:ખ નહિ,ભુલા ભમત હૈ મસ્તાની (૨)
સુખ વો દુ:ખ હૈ, દુ:ખ વો સુખ હૈ,...(૨)
સત્ય બચન કહું બાની... ... ...—સમજ૦
ઇસ જગમેં ભૂલેલ મનુષ્યો, રોજ કરૈ ભૂલ નાની, (૨)
ઇસ ભૂલકી જબ જડ જાયૈં તો,.... ...(૨)
હોવત પહાડ સમાની... ... ... ...સમજ૦
ભૂલ ભૂલા જીવ, શિવકો ન જાનત, શિવકી સમજ રહી છાની(૨)
"પુંજીરામ" પરીપૂર્ણ ગુરૂબિન,... ...(૨)
જીવકા જીવહી જમાની... .... ... ...સમજ૦

(૨૧૪) રાગ–(એક વખત વિઠલવર ચાલ્યા.)

આનંદ કે ઘર ગોત દિવાને, અગમ તિરથ પે આયા હો—ટેક.
પુર્વ પુન્યકા પુંજ પ્રતાપે, માનવ દેહ કમાયા હો...આનંદ૦
બાલપનો ગમતમેં ખોયો બહોત ધમાલ મચાયા હો; (૨)
આઇ જુવાની પાઈ દિવાની, વિષય વિષ ખુબ ખાયા હો...આનંદ૦
ભર જોબનમેં લોભ કમાયો, પુત્ર કલત્ર સતાયા હો: (૨)
દુ:ખમય ઇસિ વ્હેવાર જગતમે, પલપલ આગ ધિખાયા હો આનંદ૦
કૌન તુમારા દેશ અસલ ઘર, અવ્વલ સેં ભૂલ ખાયા હો; (૨)
કૌન તુમારા નામ નિરજંન, કયા લેનેકો આયા હો....આનંદ૦

કૌન સંગમેં કહાં જાના હૈ, કૌન હિસાબ જમાયા હો; (૨)
"પુંજીરામ" કહે ગુરૂબિન જગમે, ફોગટ જન્મ ગુમાયા હો...આનંદ૦

(૨૧૫)રાગ–(શાણી સુરતારે, જઈને અમર પુરુષને વરજે.)

હુંસા ચેતજોરે, આવ્યો અવસર એળે જાય...(૨)
નિજરૂપ ઓળખોરે, મોંઘો મનખો મિથ્યા થાય—ટેક૦
કોણુ અને તું કયાંથી આવ્યો, તેનો કર વિચાર...(૨)
ભવસાગરમાં ભૂલો પડયોતો...(૨)
ફોગટ ફેરો જાય...હુંસા ચેતજોરે૦
એકજ વાતે ભૂલ પડી છે, ભૂલે ભૂલ કમાય...(૨)
ભૂલ માટે સહું પુસ્તક પોથી...(૨)
ભૂલનું ઓસડ થાય...હુંસા ચેતજોરે૦
ભૂલની વાડી ભૂલની લાડી, ભૂલમાં જગ ભરમાય (૨)
ભૂલ થવાથી જગ ભાસ્યું ...છે(૨)
ભૂલનો રોગ ન જાય...હુંસા ચેતજોરે૦
ભૂલમાં નાવિક નાવ ચલાવે, તેમ તેમ ઉલટો જાય (૨)
ભર દરીયે જો વ્હાણુ ગયું તો...(૨)
અધવચ ઝોલાં ખાય...હુંસા ચેતજોરે૦
ભુલનો સો વહેવાર જગતનો, ભુલમાં જીવન જાય....(૨)
મહા ભૂલનો જો ભેદ જડે તો...(૨)
ઘટઘટ દિવા થાય...હુંસા ચેતજો રે૦
નાજુક ભૂલ નસ નસમાં વ્યાપી, અવળાં પાણી પાય. (૨)
ભેદ ભૂલની વેલ વધારી...(૨)
કડવાં ફળ વેડાય...હુંસા ચેતજો રે૦
એ ભુલને નિર્મુળ બનાવા, સદ્‌ગુરૂ શરણે જાય. (૨)

જ્ઞાન હિમાળે હાડ ગળે તો...(૨)
જીવતાં મુકિત થાય...હંસા ચેતજો રે૦
એ મુકિતની જુકિત સારૂ, નવધા ભકિત થાય. (૨)
કર્મ જ્ઞાન ને ઉપાસના એ...(૨)
સમજણ માંહિ સમાય...હંસા ચેતજોરે૦
ગુણાતિત ગુણ શુનમુન શબ્દો, અદબદમાં ઓળખાય. (૨)
"પુંજીરામ" આ પુંજી પ્રભુની....(૨)
જીતે સો લઈ જાય....હંસા ચેતજો રે૦.........આવ્યો૦

## વૈરાટ નારાયણનું પ્રગટ દર્શન.

(૨૧૬) રાગ—(કલ્યાણ.)

રગરગ દર્શન. ડગડગ દર્શન. પલપલ દર્શન. દર્શન દર્શન—ટેક૦
દર્શન મય જીવન હ મારૂં, પર્સન વર્તન અમૃત ધારૂં (૨)
સબઘટ નટવટ દર્શન વર્શન.......................(૨)
સ્પર્શન હર્ષન દર્શન કર્શન....રગ રગ૦
નવ પલ્લવ વિશ્વેશ્વર મમતન, મમરસ પયંમૃત ઝળતન ઢળતન..(૨)
સર્જન શ્રીવર કષ્ટ વિસર્જન.......................(૨)
રાધા વલ્લભ દર્શન કર્શન.........રગ રગ૦
જળસ્થળ દર્શન નભદળ દર્શન. વડવાનળ વાયુમય દર્શન...(૨)
ગર્જન સર્જન સબજન મમતન..................(૨)
રાસ બિહારી દર્શન કર્શન.........રગ રગ૦
અસ્થિ...મૌંસ ત્વચા નાડીયતન, રોમેરોમે, થનગન થનગન...(૨)
પંચવિકારે પૃથ્વિ વિસર્જન.......................(૨)
લય ચિંત્વન કર દર્શન કર્શન.........રગ રગ૦
શાક પસિનાં શોણીત લાલન. મત્ર વિરામે પીન્ડન પાલન....(૨)

પંચ વિકારે, વારી વિસર્જન્.........................(૨)
અભેદભાવે દર્શન્ કર્શન્...........રગ રગ૦
ભૂખ તરશ નિંદ્રા આલસપન, સુંન્દિર કાન્તિમ્ શોધન્ બોધન્...(૨)
પંચ વિકારે અગ્નિ વિસર્જન્.........................(૨)
તત્વ સ્વરૂપે પરગટ દર્શન.............રગ રગ૦
ચલન્ વલન, ધાવન્ આકુચન, પ્રેમ પ્રસારણ, સિંચન્ મિંચન્ (૨)
પંચ વિકારે વાયુ વીસર્જન્.....................(૨)
તત્સત્ત મહતત્ વ્યાપક કર્શન.........રગ રગ૦
કામ ક્રોધને શોક સમોહન, નર્ક નિવાસી ભય ભૂત દોહન્ (૨)
પંચ વિકારે વ્યોમ વિસર્જન,......................(૨)
સત્ચિત્ શુન્યે સ્પર્શન્ કર્શન.........રગ રગ૦
સત્વે રજવે તમો પરત્વે, બ્રહ્મા વિષ્ણુ મહેશ શરત્વે (૨)
ત્રિગુણ વિસારે તત્ ઓંમ્કારે,..................(૨)
વિશ્વ લિલામય દર્શન્ કર્શન.........રગ રગ૦
મહદાતત્વે પ્રકૃતિ પ્રત્વે, ગત્વ, વિરત્વે શાંન્તવન્ તત્વે (૨)
માયા ખેલ વિકાર વિરત્વે,......................(૨)
સત્ચિત્ત આનંદ દર્શન કર્શન..................રગરગ૦
તુર્યાતિતં અપરિત મિતં, મહદાનંદિત પરમ પુનિતં (૨)
"પુંજીરામ" પરમ, સુખનિત્યં ................(૨)
પરબ્રહ્માન્ડિત અવધૂત દર્શન.........રગ રગ૦

(૨૧૭) રાગ-(મેરી ગલી આજારે શામળીયા.)

આશી રચના તારી રે,...દિલના...દેવળમાં—ટેક૦
દિલના દેવળમાં મારા, મનના મંદિરમાંરે....આશી૦
દિલના દેવળમાં હું તો, ભુલી ભમુછુંરે...(૨)

સંતોના શબ્દેથી સંભાળી,...દિલના દેવળમાં...આશી૦
દિલના દેવળમાં મારે, દસ દરવાજારે...(૨)
દરવાજે દરશાણી રખવાળી....દિલના દેવળમાં૦...આશી૦
બન્ને દરવાજા મારે, જળહળ જ્યોતનારે...(૨)
જેણે સા સૃષ્ટિને અજવાળી...દિલના દેવળમાં૦...આશી૦
ત્રિજે ને ચોથે ગંગા, જુમનાજી વ્હેછેરે (૨)
ઓહં સોહંની નદીયો ન્યાળી...દિલના દેવળમાં૦...આશી૦
પંચમ ષટ દ્વારો મારે, ઉત્તર દક્ષિણમાંરે (૨)
વાગે બ્રહ્મનાદની રણકારી...દિલના દેવળમાં૦...આશી૦
સાતમો દરવાજો મારે, સર્વથી મોટારે (૨)
અત્રિસ નાયકમાં નાચે બાળી...દિલના દેવળમાં૦...આશી૦
આઠમોને નવમો આવ્યો, પુર્વ પશ્ચિમમાંરે (૨)
ગંદી ગટરને ત્યાં ઉતારી...દિલના દેવળમાં૦...આશી૦
દશમે દરવાજે તું તો, જઇને વશ્યો છે વ્હાલા (૨)
જળહળ જ્યોતિ ત્યાં અજવાળી...દીલના દેવળમાં...આશી૦
બેઉ કર જોડી દાસ, "પુંજીરામ" કહે છે વ્હાલા, ( ૨ )
ચાવી આપીને ખોલો વ્હારી,...દીલના દેવળમાં...આશી૦

(૨૧૮) રાગ—(તને મળ્યો મનુષ્ય અવતાર, માંડ કરીને)...

આ અખિલ વિશ્વનો નાથ, નિરંજન જે છે, (૨)
મમ પ્રાણ તણો આધાર, ઘટ ઘટ તે છે. (૨)
જડ ચેતન સરજનહાર, સામરથ એ છે, (૨)
સહુ સંતોનો શિરતાજ, ચરાચર રહે છે. (૨)
તે વશ્યો સદા મમ પાસ.....હેજી......હેજી.......ટેક૦
માયાના પડછંદ પલે પલ, લેશ નહિ વિસરા...મ, (૨)

પંચભુતના પ્રપંચ ઝઘડા,...(૨)
મારૂં નહિ ત્યાં કામ,...બંધન દે છે.....આ અખિલ૦
ત્રિગુણાત્મક આ વિશ્વ નગરમાં, મૃગજળ મિથ્યા ભાસ, (૨)
ગુણાતિત એ આત્મ નિવાસે,...(૨)
હરદમ રહે હુલ્લાસ,...અમ્મર એ છે....આ અખિલ૦
ઇંદ્રિય ગણુ મનબુદ્ધિ ચિત્તને, કર્તાપદ અહંકાર,....(૨)
એક પદે યા હોમ કરીને,...(૨)
મૂળ વતન સંભાળ,...ખરૂં ઘર એ છે,...આ અખિલ૦
દ્વૈત બુદ્ધિએ દુઃખ નહિ ભાંગે, અદ્વૈતે ઓળખાય, (૨)
નિત્ય અનિત્ય જુદ્દં કરી જાણો,...(૨)
તો ભવ ફેરો જાય,...સદ્દગુરૂ કહે છે...આ અખિલ૦
વાસ વસો એકાન્ત અગોચર, દ્રષ્ટા તિત અનામ્ (૨)
"પુંજીરામ" એ જીવન્ મુક્તને,...(૨)
લાખોવાર પ્રણામ,...હ્રદય મમ કેહે છે....આ અખિલ૦

## તત્વજ્ઞાનના નિભાડામાં દેહરૂપ વાસણની પરીપકવતા

(૨૧૯) રાગ–( જીવ તું...શિદને ચિંતા કરે, )

પકવ્યો પ્રેમે કરી, નિભાડો પકવ્યો પ્રેમે કરી૦
કે અમને, અનુભવ અગ્નિ મળી,...નિભાડો૦—ટેક૦
ભ્રમણાના કાંટા કાપીને, થરો બદર બહુ કરી,....(૨)
કરણીનાં વાસણ સુકવીને,...(૨)
રંગ્યાં ભકિત ભરી,...નિભાડો૦...(કે અમને૦) પકવ્યો૦
વિચાર પથરી લઇને દિન દિન, ઘાટયાં ઘટ ઘટ ફરી...(૨)
પ્રેમ પ્રકાશે સુકવી લઇને...(૨)

ખડકયાં ખુબિયો કરી...નિભાડો૦...(કે અમને૦) પકવ્યો૦
ચાર વેદનાં મૂખ્ય નાળીયાં, કહાડયાં વચમાં વળી,...(૨)
શમ દમનાં ઠીકરાં પાહુડીયાં,...(૨)
દેતાં દુગ્ધા ટળી,....નિભાડો૦...( કે અમને૦ ) પકવ્યો૦
દશ દ્વારે દશ બારાં મુકયાં, દશે દિશાએ ફરી,...(૨)
"વેદ" નાળીયે સાંધણુ કીધાં...(૨)
સળંગ શેરીયો કરી,...નિભાડો૦...(કે અમને૦) પકવ્યો૦
પાખર પાહોટ પુર્વ કર્મની, ફરતા ફેરે ફરી,...(૨)
જન્મ મરણનો જુહો દેતાં,....(૨)
શાન્તિ મનને મળી,...નિભાડો૦...( કે અમને૦) પકવ્યો૦
સાંસ્કારોનું જીણું ખાતર, દાબ્યું દાબણુ કરી,...(૨)
પવન પડયા પછી જ્ઞાન સ્વરૂપી...(૨)
ચોફેર અગ્નિ ભરી,...નિભાડો૦...( કે અમને૦) પકવ્યો૦
અસલ નિભાડો પાકયો પ્રિતે, શુન્યમાં સુરતા ભળી,...(૨)
વાસનાનું જળ બળી ગયું તો...(૨)
વૃત્તિ પરહીત વળી,...નિભાડો૦...( કે અમને૦) પકવ્યો૦
આત્મ સ્વરૂપનું વ્હાણું વ્હાતાં, ત્રિવિધ વેદના હરી,...(૨)
પાહુડીયાં ઠીકરાં કાઢીને,....(૨)
લીધા કણુંદા કરી,...નિભાડો૦...( કે અમને૦) પકવ્યો૦
દગ્ધ કર્મ વાસણ ઉકેલી, ખખડાવ્યાં ખુબ ફરી...(૨)
શબ્દ ગાજતો સોહં સનનન...(૨)
ગયો વિશ્વવમાં ભળી...નિભાડો૦...(કે અમને૦) પકવ્યો૦
પ્રેમ પકાવટ પુરી કરતાં, સંત ઘરાગી મળી...(૨)
સત સંગતની પેઢી ઉપર...(૨)

રમતાં રોજી રળી...નિભાડો૦...(કે અમને૦) પકવ્યો૦
ભક્તિ માર્ગનો સર્વ નિભાડો વાળ્યો વિગતે કરી...(૨)
પાકેલી પરિબ્રહ્મ વિભૂતી...(૨)
બ્રહ્મ સ્વરૂપમાં ભળી...નિભાડો૦...(કે અમને૦) પકવ્યો૦
એક વખત નિભાડો પકવત, જીવતાં મૂકિત મળી...(૨)
ફેર ફેર શિદને સળગાવું....(૨)
આશા ત્રષ્ણા ટળી૦...નિભાડો૦...(કે અમને૦) પકવ્યો૦
સદ્‌ગુરૂ મગ્નાનંદ ચરણથી, સમજણ જુકિત મળી...(૨)
"પુંજીરામ" પરજાપત થઇને....(૨)
વાસણ પકવે હરિ...નિભાડો...(કે અમને૦) પકવ્યો૦

## સ્વપ્નવત્ જગત્.

(૨૨૦) (રાગ-ઉપરનો.)

જોઇને જુકિત જડી, તમાસો જોઇને જુકિત જડી૦—ટેક૦
જગત ઘર જોતાં ગમ્મત પડી૦...તમાસો...જોઇને૦
સદ્‌ગુરૂજીની પૂર્ણ કૃપાએ, સુરતા શિખર ચડી...(૨)
દશે દિશાએ દ્રષ્ટિ ફેંકતાં (૨) પૂરણ પારખ પડી...તમાસો૦
અસલ સિંહ બકરીને ધાવે ને, બકરી ક્રોધે ચડી...(૨)
થરથર થરથર શાર્દુલ કંપે, (૨) સ્થિર થાય નહિ ઘડી...તમાસો૦
ખુદ વિધવા વંઝા નારીયે પતિ જણ્યો પ્રીત કરી....(૨)
જણતરમાં જીવ જરી નથી પણ (૨) જગત નમે ફરી....ફરીતમાસો૦
રાજાને રાણી ભરખી ગઇ કુંવરે રાણીને ગળી...(૨)
કુંવર સહિત રાણીને ચિરી (૨) રાજા નિકળ્યો વળી...તમાસો૦
ડોશી દીકરાં સાથે પરણ્યાં, પરાણે ચોરે ચડી...(૨)
જગત બધું જાનયે આવ્યું (૨) પારખ કોઇને પડી...તમાસો૦

પુરૂષ સુવાવડ પડદે પેંઠા ગર્ભ ઉદરમાં ભરી...(૨)
સગર્ભવંત પતિને જોઈને, (૨) પત્નિ પાડતી ઝડી૦...તમાસો૦
નિતનિત નવલું જણતર ચાલ્યું, જગત ભર્યું ભડભડી...(૨)
જીંદગી ગઇ પણ સુવાવડ તો (૨) ખડી ખડી રે ભાઇ ખડી...તમાસો૦
પાવૈયાના ગ્રહસ્થાશ્રમમાં, પશુ પ્રજા નિવડી....(૨)
એ પરજા રાહુ સમ થઈને (૨) પ્રગટ રવિને નડી૦...તમાસો૦
બિલ્લી લશ્કર લઇને દોડી, દિલ્લી લીધું લડી...(૨)
શિઆળવું યુધ્ધે આવ્યું છે (૨) સિંહ સ્વારીયે ચડી૦....તમાસો૦
પૂર્વ દિશાથી સુક્ષમ પંખી, આવ્યું ખબર નવ પડી (૨)
"પુંજીરામ"એ ચાંચ પાંખ વિણુ,(૨) ગયું સ્વપ્ન બધું ગળી.તમાસો.

## આજકાલનું જગત સિનેમા.

(૨૨૧) (રાગ—ઉપરનો)

જુકિત અમને જડી, જીવનની જુકિત અમને જડી૦—ટેક૦
જગતની ખરી ખબર હવે પડી૦...જીવનની૦
પરમગુરૂએ અંજન આંજ્યાં, દિવ્ય દ્રષ્ટિ ઉઘડી...(૨)
ચાદ ભૂવન અંતરમાં જોઈને (૨) અજબ ખૂમારી ચડી૦...જીવન૦
સદ્‌ગુરૂ શબ્દ દિપક કરમાં લઈ, વળ્યા અગમ વાટડી...(૨)
અંતર ઘરમાં જઇને જોતાં (૨) પૂરણ પારખ પડી૦...જીવન૦
જગત બધું મુડદાવત ભાળ્યું, પ્રલય અગ્નિ અડી૦...(૨)
અગ્નિ મય થઇ કોઈ કોઇ ચતન (૨) રહ્યા કાળથી લડી૦...જીવન૦
મુડદું જડ મુડદાને કહે મને, ફરી જણો માવડી...(૨)
દ્રષ્ટા ચતન હસવા લાગ્યા (૨) અનુંભવ પર્વત ચડી૦...જીવન૦
સટપટ સિનેમાનું મુડદું, પલમાં જાતું પડી...(૨)
મારફૂટ પડપિટ જોઇને, (૨) ખૂબ હશ્યો ખડખડી૦...જીવન૦

વગર ટીકીટનું પ્રગટ સિનેમા, મુડદા ફિલમ્ પડી...(૨)
મશીનગાર મેંનેજર ફેંકે, (૨) ફોકસ ગગન ઘઢ ચડી૦...જીવન૦
ફિલમ્ ફોકસ ચૈતન પાવરથી, ખલક ખેલવા ખડી...(૨)
મુડદાનું આ અજબ સિનેમા, (૨) મોજકરે ઘડી ઘડી૦...જીવન૦
સદ્ગુરૂનો પરવાનો લઇને, ચડયો શુન્ય દઈ હડી....(૨)
"પુંજીરામ"ને મેંનેંજરની, (૨) જૂની ઐકયતા જડી૦...જીવન૦

## આત્મ સ્વરૂપના ઉદ્દગારો

**(૨૨૨)** રાગ: (નમીયા સોઈનરભારી, મારાસંતો.)

ઓળખો પ્રિય પ્રાણી, આતમને ઓળખો પ્રિય પ્રાણી. હોજી (૨)
તારી નવરંગી જાય જીંદગાની. આતમને ઓળખોં પ્રાણી હોજી -ટેક.
કોણ અને તું કયાંથી રે આવ્યો, એ સમજણ રહી છાની હોજી (૨)
કયાં જવું તે ઘર નવ ગોત્યું ભાઈ, ... ... ...(૨)
હજુ તું મનમાં મસ્તાની......આતમને૦......ઓળખો૦
કયાંથી સ્ફુરેને, કોણ કબુલે, કોણ વદે વેદ વાણી, હોજી-(૨)
કોણ સુણે જયાં ગયો હંસલો ... .... ....(૨)
નાવિક વિના ધુળ ધાણી૦......આતમને૦ ઓળખો૦
કોના દરશન કોના પુજન, કોના તાનમાં તાની, હોજી...(૨)
સત્તાધિશ તું બન્યો બિચારો, ... ... ...(૨)
દુનિયા જરૂર દિવાની૦........આતમને૦ ઓળખો૦
દ્રષ્ટા દ્રષ્ટિ ને દ્રષ્ટ સ્વરૂપમાં, સત્યા સત્ય લ્યો જાણી, હોજી....(૨)
દ્રષ્ટા બિચારો શું કરે ભાઇ, ... ... ... (૨)
ગુરૂ ગમ વિના ગુમાની૦......આતમને૦ ઓળખો૦
મહા કારણથી કારણ સુક્ષમ, અદ્રશ્ય સૃષ્ટિ અજાણી હોજી...(૨)
મચ્છી સાગરને શોધી રહી તો,... ... ... ....(૨)

પુંજો પત્થર અને પાણી૦............આતમને૦ ઓળખો૦
વેદ વચનનું મનન કરી ને આ ભેદ ઉર લ્યો જાણી હોજી...(૨)
મહા વાકયના મર્મ વિના ભાઈ, ... ... ...(૨)
અભેદી વસ્તુ અજાણી૦...........આતમને૦ ઓળખો૦
વિશ્વ તણી વિદ્યાલયમાં રહી, ચૌદે વિદ્યા જાણી હોજી...(૨)
બ્રહ્મ વિદ્યા જો ભણ્યા નહિ તો... ... ... ....(૨)
"પુંજીરામ" પાટી ઉપર પાણી૦....આતમને૦ ઓળખો૦

## ૨૨૩ ( થાળ. )

(૨૨૩) રાગ-( આરોગો મહારાજરે, ફાગણના રે ફગવા. )
આરોગો મારા નાથરે...મારી પ્રેમ પ્રસાદી૦
અલબેલા આતમ રામરે...મારી પ્રેમ પ્રસાદી૦...ટેક૦
મીસરી મનોહર મેં તો મંગાવી...(૨)
ટોપરૂં કીધુ તૈયારરે...મારી પ્રેમ પ્રસાદી૦...આરોગો૦
સુંદિર દ્રાક્ષ સાકર છે છબિલા...(૨)
કાજુ બદામોના થાળરે...મારી પ્રેમ પ્રસાદી૦....આરોગો૦
મેવો ખાવાની છે ટેવ તમારે....(૨)
લાડકવાયા હો લાલરે...મારી પ્રેમ પ્રસાદી૦...આરોગો૦
ડાડમ જામફળ કેળાં ને કેરી...(૨)
રસોઈ વિધ વિધ જાતરે...મારી પ્રેમ પ્રસાદી૦...આરોગો૦
જામનાના જળની ઝારી ભરી છે...(૨)
પાન બીડાં લ્યોજી હાથરે...મારી પ્રેમ પ્રસાદી૦...આરોગો૦
પાન જમીને પલંગે પધારો...(૨)
પંખો કરે "પુંજીરામરે"...મારી પ્રેમ પ્રસાદી૦....આરોગો૦

## (૨૨૪) આરતિ.

જય જય બ્રહ્મ સ્વરૂપ, જય સદ્દગુરૂ સ્વામી૦...પ્રભુજય૦
વ્યાપક વિશ્વ સકળમાં...(૨)
એક અચળ ધામી....જય જય જય ગુરૂદેવ...ટેક (૧)
નહિ જ્યાં દ્વૈત પ્રપંચ, નહિ કર્તા ભોકતા...પ્રભુ નહિ૦
નહિ સ્વામિ નહિ સેવક....(૨)
અસિપદ અવલોકતા....જય જય જય ગુરૂદેવ૦......(૨)
નહિ ત્રિગુણાત્મક માયા, નિરગુણ નિરખાયા...પ્રભુ નિરગુણ૦
ત્રિપુટીયો થી ન્યારા.............(૨)
અનુંભવે ઓળખાયા...જય જય જય ગુરૂદેવ૦...(૩)
આશ્રમ દેહ અવસ્થા, ચારેથી ન્યારા...પ્રભુ ચારેથી૦
તો પણ પ્રગટ પ્રભુજી...(૨)
ઘટ ઘટ ગુરૂ મ્હારા.......જય જય જય ગુરૂદેવ૦...(૪)
પંચીકૃતથી પાર, બાવનથી બહારા............પ્રભુ બાવન૦
નિત્ય નિરંજન ન્યારા.........(૨)
તો પણ ગુરૂ મ્હારા...જય જય જય ગુરૂદેવ૦....(૫)
ષડ શાસ્ત્રોમાં છાના, પુરાણમાં પડદે......પ્રભુ પુરાણ,
વેદ વિષે સુક્ષ્મ થઈ.........(૨)
પ્રેમી જન પરખે......જય જય જય ગુરૂદેવ૦.......(૬)
જય ગુરૂ જ્ઞાન સ્વરૂપ, સાને સમજાયા......પ્રભુ સાને૦
"પુંજીરામ"નો પ્રિયતમ.........(૨)
સબ ઘર સંતાયા......જય જય જય ગુરૂદેવ......(૭)

——:૦:——

# અથ: મુક્તમાળ પ્રારંભ.

## ભાગ ૧ લો.

(૨૨૫) (રાગ-દોહા૦)

પ્રથમ નમું પરી બ્રહ્મને, એજ ગુરૂ મમ દેવ,
વ્યાપક ગુણપતિ આતમા, આદ્ય શક્તિની સેવ...સિ૦ ૧
પરા પુર્વના યોગથી, કલ્પિત શૃષ્ટિ થાય,
મંદ વાસના મોહથી, ચાર ખાણ પ્રગટાય....સિ૦ ૨
યોગ થતાં આવૃણ થયું, લીંગ નામ ધરી દેહ,
શિવ મટીને જીવ થયો, ભૂલ્યો નિજ રૂપ તેહ....સિ૦ ૩
ભૂલ ભૂલવણી દેશની, નાત જાત ધરી નામ,
ઉછેર્યો અવિદ્યા વડે, બાળક ભૂલ્યો ગામ...સિ૦ ૪
સંસર્ગે સમજી પડયો, કરી કુટુમ્બે પ્રિત,
મમતામાં ભૂલો પડયો, ઉલટી જગની રીત....સિ૦ ૫
વિષય વસાણું ખાઇને, બન્યો મસ્ત બેભાન,
કર્મ કોટ કીલ્લા કરી, ચડયો લોભ અભિમાન...સિ૦ ૬
મિથ્યા એમ મૃગ જળ સમુ, પ્રગટ થયું જગ જાણુ,
પુર્વ પુન્યના યોગથી, કોઈ કોઇ સંત સુજાણ...સિ૦ ૭
પ્રથમ પ્રેમ મુળમાં હશે, શ્રદ્ધા સત્ય વિશ્વાસ,
સંગ સર્જ્જ સર્જ્જન તણો, તો ટળશે જગત્રાસ...સિ૦ ૮
અતિ રોગ અવિદ્યા તણો, હોય ભલે મનમાંહ્ય,
"પુજીરામ" સતસંગથી, છુટે નિશ્ચય ત્યાંય...સિ૦ ૯
સર્જ્જન કોને જાણવા, જે સદ્દગુરૂના બાળ,
શ્રવણ મનન કર્તવ્યથી, જીવતાં જીત્યો કાળ...સિ૦ ૧૦

સદગુરૂ દુર્લભ દેવને, હોય હજારે એક,
કાન ફુંકે કંઠી ધરે, ઘર ઘર ગુરૂ અનેક...સિ૦ ૧૧
ગુરૂ ઘણા છે કર્મથી, શોધ વિચાર વિવેક,
મહા રોગે મુક્તિ કરે, એવા સદ્ગુરૂ એક...સિ૦ ૧૨
દેહ ગુરૂ વિદ્યા ગુરૂ, કર્મ ગુરૂ સંસ્કાર,
કુળ ગુરૂ વ્હેવારમાં, વેપારે નહિ પાર...સિ૦ ૧૩
તનના ગુરૂ અનેક છે, મનના ગુરૂ ન કોય
જીવ મટાડી શિવ કરે, દુર્લભ સદ્ગુરૂ સોય૦...સિ૦ ૧૪
અધિકારી કોઇ સંતજન, પરહીતમાં રમનાર,
એવા સંત સમાગમે, "પુંન્જી" પડીયે પાર...સિ૦ ૧૫
શ્રવણ કરી ષડ શાસ્ત્રનું, ભરે હૃદય ભંડાર,
મનન કરે એકાન્તમાં, શોધે જડશે સાર...સિ૦ ૧૬
સંસારે શુરવિર રહે, સંત ચરણમાં દાસ,
સદા મુમુક્ષુ માર્ગનો, પામે અવિચળ વાસ...સિ૦ ૧૭
કુળા ચાર ના કર્મમાં, નિત્યા નિત્ય વિચાર,
સ્વધર્મરૂપ સેવા કરે, તો પામે ફળ ચાર...સિ૦ ૧૮
મમતા મુકી દેહની, તજી જાતિ અભિમાન,
ભિક્ષા માગો જ્ઞાનની, "પુંન્જી" ગરીબ ઘર જાન...સિ૦ ૧૯
નિત્ય કર્મ ઘોડે ચડી, ધરો ધર્મ હથીયાર,
પ્રેમ ભકિત ભાલો ગૃહી, જીતો જગ જંજાળ....સિ૦ ૨૦
ગૃહસ્થાશ્રમને નવ તજો, સજો સત્ય શાણગાર,
પ્રેમ ભક્તિને અનુંભવી, ગ્રહો ગુરૂનો હાથ....સિ૦ ૨૧
ગુરૂ કરવા સ્હેલા નથી. નહિ બાળકનું કામ.
વસિ વિચારી અનુભવી, પછી ભિડાવો હામ...સિ૦ ૨૨

સદ્ગુરૂ કોને કીજીયે, શ્રોત્રિય પરમ કૃપાળ,
બ્રહ્મદશા ભરપૂર જ્યાં, ત્યાં જઇ શરણુ સ્વિકાર....સિ૦ ૨૩
ગુરૂદેવ પરબ્રહ્મ છે, એજ અચળ વિશ્વાસ,
જે ઉપદેશ મળ્યો તને, શ્વાસો શ્વાસ તપાસ...સિ૦ ૨૪
તન મન ધન ગુરૂદેવનાં, સર્વ જગત જંજાળ,
ગુરૂપદમાં અર્પણુ ગણી, બધી ફીકર તુજ ટાળ....સિ૦ ૨૫
લાભ ખાદ ગુરૂદેવની, તારો પ્રેમ પગાર,
રાગ દ્વેષ અળગા કરી, મૂળ ધર્મ સંભાળ...સિ૦ ૨૬
અંતર પ્રેમ ધરી સદા, ધર્મ સનાતન ધાર,
સત્યા સત્ય વિવેકથી, પ્રગટ પ્રભુને ભાળ્ય...સિ૦ ૨૭
માયામાં સુખ શું મળે, પલમાં નાશ થનાર,
માયાપતિના ચરણુમાં, આનંદ સુખ ભંડાર....સિ૦ ૨૮
મોહ વિકાર વિષય થકી, ભર્યો સકળ સંસાર,
ગુણુ ગ્રાહક થઇ ઝીલવું, પ્રભુ ઉતારે પાર....સિ૦ ૨૯
જેવું થાવું તાહ્યરે, તેવું જગને જાણુ,
અભ્યાસે તેવો થશે, "પુંન્જી" તુજ મન તાણુ...સિ૦ ૩૦
સ્વાર્થ ભર્યા સંસારમાં, પરમ રત્ન હરિ નામ,
કળીયુગમાં કીર્તન થકી, મળે મોક્ષનો ધામ...સિ૦ ૩૧
ભક્તિ કરે ભગવંતની, ધરે હૃદયમાં ધ્યાન,
સંત સમાગમ હરિકથા, નિતનિત રહે ગુલતાન...સિ૦ ૩૨
ભક્તિ રથના મોરચે, બની મહારથી બેશ,
અશ્વો જ્ઞાન વરાગ બે, સજી શોધ નિજ દેશ...સિ૦ ૩૩
પ્રાણી માત્ર પ્રભુ તણા, સર્વ ઘટો ઘટ રામ,
જળ સ્થળ અગ્નિ પવનમાં, વ્યોમે સુંદિર શ્યામ....સિ૦ ૩૪

ભકિત ભગવદ્ પ્રેમની, નહિ પામરનું કામ,
પ્રેમ ઉપર વૈભવ જલે, એક ઇશ્વરનુંજ નામ...સિ૦ ૩૫
નામે નામીશ્વર મળે, પ્રગટ દીસે સહુ ઠામ,
નામે નામી ના જડયો, તો નહિ નામીનું નામ...સિ૦ ૩૬
સગુણ રામ દશરથ ઘરે, નિર્ગુણ રામ તમામ,
વ્યાપક ઓહં રામ હૈ, ન્યારા સોહં રામ...સિ૦ ૩૭
ચાર રામ ગુરૂ મંત્રમે, "પુન્જી" પ્રાણ અપાન,
એકાન્તે આસન કરી, શોધો સદ્‌ગુરૂ સાન...સિ૦...૩૮
ભકિત કોને કીજીયે, થાય ગતિ મન ભંગ,
લોકાવૃણથી નવ ડગે, નિત્ય સંતનકો સંગ...સિ૦ ૩૯
દુરગુણ સોના દુર કરી, શોધી સદ્‌ગુણ ધાર,
અંતર ભાતું બહુ થશે, ભર સદ્‌ગુણ ભંડાર....સિ૦ ૪૦
સદ્‌ગુણથી સદ્‌મતિ મળે, સદ્‌મતિથી સતસંગ,
સતસંગે સદ્‌ગુરૂ મળે, સદ્‌ગુરૂએ શ્રીરંગ...સિ૦ ૪૧
હરિ હરિ સબ કોઇ કહે, કહી ન જાણે કોય,
હરિ કહેતાં આંસુ વહે, "પુન્જી" પ્રગટ હરિ હોય...સિ. ૪૨
ભકિત કરે ભગવંતની, ને દુખથી ભાગે દુર,
શકિત વિણ ભકિત નથી, દુઃખમાં હરિ હજુર...સિ૦ ૪૩
દુઃખીયા સબ સુખીયા થયા, સુખીયા કષ્ટ કમાય,
લાખો સંતોં જે રળ્યા, તે સુખમાં નહિ થાય...સિ૦ ૪૪
મિથ્યા માયા જાળમાં, કદી ન ભાંગે ભૂખ,
કલ્પ વૃક્ષ હરિ નામથી, જાય ભુખ કો દુઃખ...સિ૦ ૪૫
ભકિત એવી નવ કરો, લોકે લુંટઇ જાય,
જગત ઝહાઝ પ્રભુપદ ધરો, તો નાવ નિશાને જાય...સિ૦ ૪૬

વ્હેવારે વળગ્યો રહે; પરમારથમાં પ્રિત
અંતર હરિ ચરણે વહે, એ સંતનકી રીત...સિ૦ ૪૭
માન્નવ સૃષ્ટિ બહુ છતાં, પડયો મનુષ્યનો કાળ,
કોઇ પામર પશુજીવ ઘણા, દુર્લભ નર અવતાર...સિ૦ ૪૮
માત પીતા નિજ પુત્રના ભામીની ને ભરથાર,
સદગુરૂને શિષ્યો ગણે પ્રગટ પ્રભુ અવતાર....સિ૦ ૪૯
જે ઘેર તું વાસો વસે; ધરે સોળ શણગાર;
તે ઘેર બહુજન વસી ગયા. તારૂં નહિ તલભાર...સિ૦ ૫૦
માની જન આ જગતમાં; જ્ઞાની કદી ન થાય,
દિનતાથી સંગ્રહ કરે ત્યાં સિદ્ધિ સહુ જાય...સિ૦ ૫૧
મુરખ તેને માનીએ, આપ ગણે હુશીયાર;
ઉપદેશો અવળો વહે, તે મૂરખ સરદાર....સિ૦ ૫૨
ભકિત નવધા કિજીયે, લીજીયે સાનો સાર,
લક્ષાર્થે નવ ચુકીયે, "પુંજી" પામો પાર...સિ૦ ૫૩
અર્થ વિનાનું બોલવું, સમય વિના ઉચરાય,
વણ સમજે વાદે પડે, તો ભાર ભુપનો જાય...સિ૦ ૫૪
પંડિત ભૂલ્યો પાઠમાં, ચડયા વ્યોમ વિવાદ,
અહંપણે અવળું થયું, શ્રોતા ચાખે સ્વાદ...સિ૦ ૫૫
કામ ન આવે વાલ પણ, કસ્તુરી મૃગ પાસ,
તેમ વાણી વકતા તણી, પરને કરે પ્રકાશ...સિ૦ ૫૬
ભકિત એવી નવ કરો, વધો ન આગળ વામ,
જેમ જેમ સમજણ સાંપડે, આગળ કરો મુકામ...સિ૦ ૫૭

નાશવંત વસ્તુ તણો, કદી ન કરવો કલેશ,
મિથ્યા તે મિથ્યા થશે, એ ઉર ધરો ઉપદેશ...સિ૦ ૫૮

જગત બિચારું બાપડું, મિથ્યામાં મરનાર,
સંત સુરા કોઇ વિરલા શિર, સાટે તરનાર...સિ૦ ૫૯

મરવું મરવું સહુ કહે, મરી ન જાણે કોય,
"પુંજીરામ" એસા મરો, ફરી ફરી મરવું ન હોય...સિ૦ ૬૦

---•---

## રાગ. ચાલુ, (તત્વ જ્ઞાન.) ભાઃ ૨ જો.

આજ સુધી તું કયાં હતો, કેમ ધર્યો અવતાર,
કયાંથી કેઇ પેરે આવીયો, સજ્જન શોધ વિચાર...સિ૦ ૬૧

વેદાન્તે વાસો વસો, જોઈ શાસ્ત્રનો સાર,
ભેદ ભર્યા સંસારને, પરખી પામો પાર...સિ૦ ૬૨

પંચ ભૂતની પુતળી, મિથ્યા દેહ જણાય,
તે રૂપ તું કદીયે નથી, સમજણથી સુખ થાય...સિ૦ ૬૩

ઉંચ નિચ જડ દેહમાં, અજ્ઞાને અભિમાન,
ચમાર વૃત્તિ તેહની, દેહ દ્રષ્ટિનુંજ ભાન...સિ૦ ૬૪

દેહ દ્રષ્ટિ દુખીયા કરે, ભરે શિરપર ભાર,
આત્મ દ્રષ્ટિ સંતો તણી, નહિ જીત નહિ હાર...સિ૦ ૬૫

ઉપાસના નિજ આત્મની, ક્ષેત્ર ક્ષેત્ર મહાદેવ,
પરમાર્થે પગલાં ભરી, "પુંન્જી" સજીયે સેવ....સિ૦ ૬૬

ભકિત શાળા મુકિતની, જુકિતથી જળવાય,
નવે પગથીએ પગ ધરી, જ્ઞાન ગતિમાં જવાય...સિ૦ ૬૭

જ્ઞાન ભાન કોઈ ભકતને, સમજે સાર અસાર,
સત્યાસત્ય વિવેકનો, હરદમ હોય વિચાર...સિ૦ ૬૮

શ્રવણ ક્ષેત્ર ગાડાં ભરી, હૃદય ખળે કર ખોળ,
નિત્ય અનિત્ય જુદુ કરી, અવિનાશી પદ બ્હોર...સિ૦ ૬૯

વસ્તુ માત્રના મુળનું, સત્ય સ્વરૂપ સમજાય,
"પુન્જીરામ" ત્રણ ગુણના, અનુભવથી દુઃખ જાય....સિ૦ ૭૦

દ્રષ્ટિ દ્રષ્ય સ્વરૂપમાં, કલ્પિત સૃષ્ટિ જણાય,
સ્વતઃ સિદ્ધ નિજ ભાવથી, પ્રગટી પ્રલ્લય થાય...સિ. ૭૧

જન્મે તે ઈશ્વર નથી, છુટે તે નહિ પ્રેમ,
મરનારો ચેતન નથી, પિત્તળ હોય ન હેમ...સિ૦ ૭૨

વસ્તુ વિકાર ત્યજા થકી, સત્ય સ્વરૂપ સમજાય,
ત્હારૂં રૂપ તપાસતાં, જન્મ મરણ ભય જાય...સિ૦ ૭૩

દિન થવું છે દોહ્યલુ. મન મરવું મુશ્કેલ,
ત્વંપદ ધરવું સ્હેજ છે, તત્પદ્ છે નહિ સહેલ...સિ૦ ૭૪

માન પણે અનુંભવ દશા, પરિપકવ બહુ થાય,
અન્ન ઉઘાડાં નવ ચઢે, ઢાંકયાં સરસ બફાય...સિ૦ ૭૫

મન સમજણ વિપરિત વડે, જીવ દશા નવ જાય,
લય ચિંત્વન વિવેકથી, આપ સ્વરૂપ ઓળખાય...સિ૦ ૭૬

અનુંભવના પરિપાકથી, તત્વે તાર સધાય,
અવશેષીને અનુંભવે, તો જીવતાં મુકિત થાય...સિ૦ ૭૭

વાણી ત્રણ પ્રકારની, રોચક ને ભયકાર,
યથાર્થ વાણી અનુંભવી, સંત રમે સંસાર....સિ૦ ૭૮

દિવ્ય નેત્ર સંતો તણાં, જોતાં બ્રહ્મ સ્વરૂપ,
અવર જનોને નવ જડે, ભલે હોય મહા ભૂપ...સિ૦ ૭૯

કર્મ યોગ અનુભવ કરી, પછી ઉપાસક થાય,
"પુન્જી" પ્રેમે પુર્ણ થઇ, જ્ઞાને શાન્તિ થાય...સિ૦ ૮૦

કર્મ તણી અદભુત ગતિ, પુર્વા પૂર્વ પીછાણ,
સંચિત પ્રારબ્ધે વહે, સદા છુટો ક્રિયમાણ...સિ૦ ૮૧

સંશય છેદી વાસના, વસે અગોચર વાસ,
મન પણ જ્યાં પહોંચે નહિ, ત્યાં રહે હરીનો દાસ...સિ૦ ૮૨

રજની સબ સંતો તણી, દિવસે ડુબકી ખાય,
જગ જેને જાણે નહિ, પાસે નવ પરખાય...સિ૦ ૮૩

એકાન્તે અનુંભવ કરે, સુણે અનહદ નાદ,
ઓત પ્રોત નિજ આત્મનો, સંત ઉડાવે સ્વાદ...સિ૦ ૮૪

સંકલ્પે શૃષ્ટિ રચી, અજ્ઞાને દરશાય,
સંત સુહાગી શૃષ્ટિને, મન મારી "પી" જાય...સિ૦ ૮૫

મન્ન નથી માયા નથી, નથી પંચિકૃત દેહ,
બ્રહ્મ બધે ભરપૂર ભર્યો, વરસે અમૃત મેહ...સિ૦ ૮૬

નહિ નાત નહિ જાતકે, નહિ નામ નહિ ગામ,
અસલ અમલ આનંદનો, સબ ઘટ નિરખો રામ....સિ૦ ૮૭

નહિ શત્રુ નહિ મિત્ર કે, નહિ માન અપમાન,
નહિ નિંદા નહિ સેવના, સદા પ્રેમનાં પાન...સિ૦ ૮૮

સુખ દુઃખ સ્વપ્ને નથી, નહિ રાય નહિ રંક,
દ્વૈત બુદ્ધિયે દેખતો, રજ્જુમાં ભોરંગ...સિ૦ ૮૯

સિંહ છતાં સંસર્ગથી; ધર્યો અજાનો વેષ
સિંહ સમાગમ જો મળે, જડશે આત્મ પ્રદેશ...સિ૦ ૯૦.

નહિ ગુરૂ નહિ શિષ્ય કે, નહિ પાપ નહિ પુન્ય,
ગુણાતિ ત્યાં જઈ રહે, જયાં માયા પર શુન્ય...સિ૦ ૯૧.

ષટ શાસ્ત્રોના શબ્દને, પુરાણનો પડકાર,
જીવને બંધ જરૂરના, એથી ઉતરે પાર....સિ૦ ૯૨,

મુકત આત્મનો મુકત છે; બંધના નહિ લગાર,
મુકતોને બંધન મુકે, તે નર હોય ગમાર...સિ૦ ૯૩.

શુન્ય મુન્યની ધુન્યમાં, ઓત પ્રોત લવલીન,
દ્રષ્ટા દષ્ટિ દશ્યમાં, વ્યાપક લેપન હીન,...સિ૦ ૯૪.

વેદ તણા પણ ભેદની, સમજણ અનુભવ થાય;
તો આંટી આ અટપટી પલમાં ઉકલી જાય...સિ૦ ૯૫,

મુકત દશા કોઈ મુકતની, બ્રહ્મનિષ્ટ કોઈ સંત
સાહજ યોગ સંતસંગથી; આવે દુઃખનો અંત...સિ૦ ૯૬,

દુર્લભ બ્રહ્મદશા તણા, યોગ ભોગ સંજોગ:
ઓળખવા દુર્લભ ઘણા; એવા સંત સુયોગ...સિ૦ ૯૭.

કરતાં પણ કરતો નથી, ખાતાં પણ નવ ખાય:
ભોગવતાં બંધન નથી, કૃષ્ણ ગીતામાં ગાય,...સિ૦ ૯૮.

અહંબ્રહ્મ નિશ્ચળ અને; અયમાત્મન્ "પુંજીરામ,"
તત્વમસિ તારે રહો; પ્રજ્ઞાને સુવિરામ...સિ૦ ૯૯.

જીવતાં પણ જીવતો નથી, મરીને દે ઉપદેશ,
પલમાં જગ પલ્લય કરે, એ સંતનકો વેષ...સિ૦ ૧૦૦

છે છે પણ તે નથી નથી, નથી નથી ત્યાં તયાર,
સંકલ્પે કલ્પે છતાં એનો "એ" રમનાર...સિ૦ ૧૦૧

નહિ સંકલ્પ વિકલ્પ જ્યાં, નહિ રૂપ ગુણ નહિ નામ,
વાયવત્ વિચરે સદા, એજ મુક્તિકો ધામ...સિ૦ ૧૦૨

ઓંમ્કારે સમજી રહયો ત્રિગુણાતિત વિચાર,
સોહંકારે જઇ ઠર્યો, સમજી સાર અસાર...સિ૦ ૧૦૩

કુલેશ દેશ માયા તણો કાયાને ભય ચાર,
અભય દેશ આત્મા તણો, ત્યાં સદ્ગુરૂ દરબાર... સિ૦ ૧૦૪

ભણ્યા અવિદ્યા જગતની, વિપરીત વસ્તુ જણાય,
બ્રહ્મદેશમાં જો જવું ભણ્યુ ભૂલે પહોંચાય... સિ૦ ૧૦૫

બ્રહ્મદેશના ભોમીયા, અલખ અનામી નામ;
ત્યાં પુછી પુરા થવું, ભણ્યું ભૂલ્યાનું ગામ૦...સિ૦ ૧૦૬

નહિ રંગ નહિ ઢંગ કે, નહિ ત્યાગ નહિ ભોગ,
"પુન્જી" રમતો એકલો, સંત કમળ જળ યોગ...સિ૦ ૧૦૭

પુછો પણ પાસે પડયો, ઓળખતાં બહુ દુર,
અનુભવ ચક્ષુ ઉઘડતાં; બ્રહ્મ રૂપે ભર્યો ભરપૂર....સિ૦ ૧૦૮

પુરણ બ્રહ્મ પરબ્રહ્મમાં, બ્રહ્મ રૂપે સંસાર,
અંકાહં બહુ શ્યામમાં, અનુભવીયા હુંશીયાર....સિ૦ ૧૦૯

દ્વૈત પણે દુઃખ નહિ ટળે, અદ્વૈતે ઓળખાણ,
કલ્પીને કલ્પે છતાં, વેગ ચડે બહુ વ્હાણ...સિ૦ ૧૧૦

વાણી રહિત વિચારને, મન બુદ્ધિનો નાશ,
અદબદ ધામ અલખ તણું, શાન્તિ પદ અવિનાશ...સિ૦ ૧૧૧

જે જ્યાં જેવું જેમ છે, તે ત્યાં તેવું રાખ્ય,
કર્તા ભોકતા પદ તજી, તુરીયાતિત રસ ચાખ્ય...સિ૦ ૧૧૨

દેહ તણા દ્રષ્ટા થઇ, સમભાવે સહુ દેખ,
અદ્વૈતામૃત પાનથી, માર્ય મૃત્યુ પર મેખ...સિ૦ ૧૧૩

અજર અમર અવિનાશીનો, પુર્ણાનંદ પગાર,
પરમાનંદે પ્રાપ્ત થઇ, સોહું શબ્દ ઉચ્ચાર...સિ૦ ૧૧૪

અનુભવ દ્રઢ નિશ્ચય કરી, જ્ઞાન અગ્નિ પ્રગટાવ,
ગૃહસ્થાશ્રમ આનંદમાં, સઘળો શોક સમાવ...સિ૦ ૧૧૫

નિજ ધર્મે સંશય તજી, ફરજ ધર્મ સંભાળ,
જીવિત મુવા તું મુકત થઇ, પ્રાપ્ત બગીચો પાળ... ૧૧૬

આવે તો પણ હર્ષ નહિ, જાતાં લેશ ન દુઃખ,
જ્યાં જેવું ત્યાં તે રૂપે, રહેવું મન હસમુખ...૧૧૭

વાંચ્યું પણ સમજ્યો નહિ, મિથ્યા થકવ્યું મુખ,
ઉર ઉતારી ઓળખ્યું તો ધન્ય જનેતા કુખ...સિ૦ ૧૧૮

ઇચ્છા અને ઇચ્છા વિના, પર ઇચ્છા નહિ કામ,
સહજ સ્વરૂપે પ્રગટીયું, મુકત માળ ધર્યું નામ...સિ૦ ૧૧૯

મિથ્યા કાગળ કલમને, મિથ્યા હું લખનાર,
"પુંજીરામ" પ્રેરક પ્રભુ, સત્ય સમજનો સાર....સિ૦ ૧૨૦

"પુંજી" પ્રથમ એહી પત્નિ છે, રામનામ નિજ નાથ,
"પુંજી" પ્યારી રામની, લક્ષ્મી છે સાક્ષાત...સિયાવર૦ ૧૨૧

## ગિતિ

સંવંત ઓગણી બાણું, પોશ પંચમી શુકલ ચંદ્ર વારે, ।
સદ્દગુરુ દેવે ગુંથી, મુકતમાળને પુર્ણ કરી ત્યારે . ॥૧॥

મુકત માળ ફેરવતાં મન્ન ભમે જો ભવાટવી વનમાં, ।
મેળ હાથ નહિ આવે, સમજણ જડશે નહિ શત યોજનમાં. ॥૨॥

આ માળા મુકતોની, કંઠ કરી કોઇ ચાર માસ રાખે,
વિજય કરી મૃત્યુનો, બ્રહ્મ સ્વરૂપનો સરસ સ્વાદ ચાખે. ॥૩॥

## ( મરાઠી સાખી. )

એક શતને એકવીશ મણકાની, અજબ અલૌકિક માળા,
પ્રેમ ધરી કોઇ પાઠ કરે તો, જખમારે જમ કાળા.
મહા મુકિત થશે, જન્મ મરણનું સાલ જશે...મહા૦

# મુકત માળ સમાપ્ત.



# ભકિત નૌકામાં સંતોનું સાચું સાધન

વ્હાલા આત્મનો ? જ્યારે સાધન વિના અખિલ વિશ્વમાંનું કોઇપણ કાર્ય સિદ્ધ થઇ શકતુંજ નથી, ત્યારે ભયંકર ઘુમરીયો અને અનંત તરંગોવાળા આ અપાર સંસાર સમુદ્રને તરવા માટે શું? સત્ય અને દૃઢ સાધનાની જરૂર નથી !

સાધન વિના જયારે પાણી મળતું નથી, ભોજન પણ બનતું નથી; ન્હાવામાં, ખાવામાં, સુવામાં, અને પહેરવા ઓઢવા વગેરે પ્રત્યેક કામ કરવામાં સાધનની જરૂર છે, મુસાફરી કરવામાં સાધનની જરૂર છે, અને એક હલકામાં હલકું કચરો વાળવા જેવું કામ કરવામાં પણ સાધનની જરૂર પડે છે, ત્યારે પોતાનો અંતર માર્ગ સાફ કરવા માટે સત્યરૂપ સાધનની શું ? જરૂર નથી ?

એક દેશથી બીજા દેશમાં જવા માટે સ્ટીમર આદિક સાધનની જરૂર છે, ધનની જરૂર છે, ગરમ કપડાંની જરૂર છે અને માર્ગમાંની અનંત અડચણો નિવારણ કરવા અનંત સાધનોની જરૂર પડે છે, ત્યારે લોકાલોકરૂપ લક્ષ ચોરાશી દેશોને વટાવીને આગળ પોતાના મુળ વતનરૂપ ભગવદ્ધ ધામમાં જવા માટે સારામાં સારા અનેક દૃઢ સાધનની શું ? જરૂર નથી ?

પૃથ્વિ ખેડવામાં સાધન, કપાસ વાવવામાં સાધન, ઉત્પન્ન કરવામાં અને લણવામાં સાધન, રૂઉ અને કપાસનું પ્રથક્કરણ કરવામાં સાધન પિંજણ કરવામાં સાધન, તેના તારો કરવામાં સાધન, કપડું વણવામાં સાધન, અને તેનાં વસ્ત્રો બનાવવામાં પણ સાધનની જરૂર પડે છે, અને ત્યારે જ એક વસ્ત્ર સરખું પણ આપ પહેરી શકો છો. એ રીતે આખાય આયુષનો વિચાર કરતાં સાધન વિના એક ક્ષણ પણ આપણું જીવન ટકી શકે એમ તો નથી જ.

આ દુનીયાના અનંત કારીગરોને પોતપોતાના અનંત કાર્યોની સિદ્ધિ માટે અનંતાનંત સાધનોની જરૂર પડે છે, તેમજ જેના વિનાતો ચાલીજ શકે ! એવા મિથ્યા મોજશોખના માટે પણ કરોડ સાધનોની જરૂર પડે છે, તો પછી જે વસ્તુમાં સર્વે વસ્તુઓના ભંડારે ભંડાર અને અનંતાનંત ખજાઓનાઓજ ભરી મુક્યા છે, એવા ભગવદ્ ધામને પ્રાપ્ત કરવા માટે વ્હાલા મુમુક્ષુઓને વિશ્વાસપાત્ર, અને હજારો રૂષિ મુનીયોએ કબુલ કરેલા સાચા સાધનની શું ? જરૂર નથી કે ?

રણભૂમિમાં ઉભેલા યુદ્ધવિરો સાધનરૂપ હથીયાર વિના તદ્દન નિર્બળ બનીને હારી જાય છે. વૈમાન લઇને આકાશમાં ગમન કરનારા વિમાનીયો પણ સાધનની પરીપૂર્ણ તૈયારી વિના સાગરમાં અગર પહાડોની ખીણોમાં પછડાઇને મરણને શરણ થાય છે, તો શું ? ભુર્લોક, ભુવર્લોક, સ્વર્લોક મહર્લોક, તપ લોક, અને સત્યલોક સુધીના વૈકુન્ઠ ધામને પ્રાપ્ત કરવા માટે, નિતીરૂપ સત્ય સાધન વિના ચાલશે કે ? આગળ જઇ શકાશે કે ?

માનવ જન્મ ધારણ કર્યા પછી અને છ માસની ઉમ્મર થયા પછી આ જગતના લોકનો ઉપાડેલો સર્વ બોજો જગતમાંજ મુકીને જવું પડશે. કારણ કે નથી તે જોયું છે, નથી તે ભાષ્યું છે, અને નથી તે માન્યું છે, વળી નથી તે સર્વ વસ્તુઓને હ્રદયમાં સ્થાન આપ્યું છે. તે તમામ સંકલ્પોને શાન્ત કર્યા શિવાય અસત્યનો બોજો માથે ઉપાડીને સત્ય લોકમાં શું ? પહોંચી શકાશે કે ?

જે ભુમિકા ઉપર મોટા બંગલાઓ ચણવા હોય છે, તે ભૂમિકાને બહુ દ્રઢ કરવા માટે અનંત મશીનરી વડે સીમેન્ટના સ્થંભોને જમીનમાં ઉતારવા પડે છે, ત્યારે શું ? વ્હાલા મુમુક્ષ ઓના માટે માટીના ભિંતડાઓ ઉપર પત્થરની ઇમારતો ચણી શકાશે કે ? નહિજ.

આપણા ઉધ્ધારને માટે આપણા દયાળુ રૂષિ મુનીયો અરણ્યનાં અનંત સંકટો વેઠીને અનંતાનંતની શોધ લાવીને અમુલ્ય વસ્તુઓનો સંગ્રહ કરી ઉપનિષદ રૂપ ખજાનાઓમાં ભરીને મુકી ગયા છે, તેમાં ભકિત માર્ગમાં પ્રયાણ કરનાર પ્રેમી જનો માટે જ્ઞાનનાં અતંરંગ ચતુષ્ટય સાધન, પણ બતાવતા ગયા છે. જેના આધારે આગળના ઘણાજ મુમુક્ષુઓ તે સાધન વડે જીવન મુકિત મેળવી પરમ પદની પ્રાપ્તિ કરી શકયા છે. વર્તમાનમાં પણ પ્રભુ પ્રેમી પંખીડાં ઓને એવો લાભ મળે અને ભકિતના આકાશમાં ઉંચે સુધી ઉડીને નીચે પછડાવું નજ થાય એટલા માટે આ "ભકિત નૌકા" રૂપ નાવને ચલાવવા માટે હલેસાં રૂપ આ સાધનને અત્રે નીચે મુજબ મુકવામાં આવે છે.

# અથ: સ્પષ્ટિ કરણ પ્રારંભ

શ્રી વિચારસાગરમાં બતાવેલાં

# જ્ઞાનનાં અંતરંગ ચતુષ્ટય સાધનો

## જ્ઞાનનાં ચાર સાધનોનાં નામ

(દોહા)

પ્રથમ વિવેક વૈરાગ્ય પુની શમાદિ ષટ સંપત્તિ !
કહી ચતુર્થ મુમુક્ષુતા એ ચવ સાધન શકિત ।।૧।।
૧ (વિવેક) ૨ (વૈરાગ્ય) ૩ (ષટસંપત્તિ) ૪ (મુમુક્ષુતા)

**વિવેક** (દોહા)

અવિનાશીઆતમ અચળ જગ તાતે પ્રતિકુલ ।।૧।।
ઐસો જ્ઞાન વિવેક હે, સબ સાધનકો મુલ. ।।૨।।

**ભાવાર્થ**—મારો આત્મા છે એજ અવિનાશી પરબ્રહ્મ પરમાત્મા છે, અને દ્રષ્ટિથી જોઈ શકાય તે સર્વ જગત મિથ્યા અને નાશવંત છે; કારણ કે આત્મા કદી મરતો કે જન્મતો નથી. અને હું જેટલું જોઉં છું અને સાંભળું છું તે સર્વ જગત મિથ્યા છે એવી જે અચળ સમજણ તે સર્વ સાધનોનું મુળ છે અને તે સત્ય, અસત્ય ને જુદું પાડનાર હોવાથી તેનુંજ નામ વિવેક છે એમ મહાન યોગી પુરૂષો કહે છે.

**વૈરાગ્ય** (દોહા)

બ્રહ્મલોક લાં ભોગ જયું, ચંહ્ સબન કો ત્યાગ
વેદ અર્થ જ્ઞાતા મુની, કહત તાહિ વૈરાગ ।।૩।।

**ભાવાર્થ**—મૃત્યુ લોકથી માંડીને બ્રહ્માના લોક પર્યંતના કલ્પિત્ અને નાશવંત વભવોની કામનાનો જેને મન વચન અને કાયાથી તિરસ્કાર છે, તેને વેદવેત્તા મુનીજનો વૈરાગ્ય નામનું બીજું સાધન કહે છે.

**ષટ સંપત્તિ** (દોહા)

શમ દમ શ્રદ્ધા તિસરી—સમાધાન ઉપરામ !
છઠ્ઠીતિતિક્ષા જાનીયે-ભિન્ન ભિન્ન યહ નામ ॥૪॥

## ષટ્ સંપત્તિનાં નામ.

## ૧ (શમ) ૨ (દમ) ૩ (શ્રદ્ધા)
## ૪ (સમાધાન) ૫(ઉપરોમ)૬ (તિતિક્ષા.)

## શમ અને દમની સમજ

(દોહા)

મન વિષયન તે રોકનો-શમ તિહી કહત સુધિર ॥
ઇન્દ્રિય ગણુ કો રોકનો-દમ ભાખત બુધ વિર ॥ ૫ ॥

**ભાવાર્થ**:—કોઇ પણ વિષયની ઇચ્છામાં દોરવાઇ, ગયેલાં મનને સમજણ રૂપ બળાત્કારથી પાછું વાળવું તેને ધિરજવાન પુરૂષો શમ નામની પહેલી સંપત્તિ કહે છ અને તે પ્રમાણે મનને પાછું વાળતાં પણ તે જ્યારે વળે નહિ તો ઇન્દ્રિયોના સમુહને મનની પાછળ નહિ જવા દેવી જોઇએ કારણ કે ઇાન્દ્રયો વિનાનું પાંગળુ મન ત્યાં જઇને કોઈ પણ જાતનો અનર્થ કરી શકતું નથી, માટે આપો આપ તે પાછું આવે છે. એ રીતે ઇન્દ્રિયોનો નિરોધ કરવો તેને બુદ્ધીશાળી પુરૂષો દમ નામની બીજી સંપાત્ત કહે છે.

## શ્રધ્ધા અને સમાધાન

(દોહા)

સત્ય વેદ ગુરૂ વાકય હૈ શ્રધ્ધા અસ વિસવાસ ।
સમાધાન તાકુ કહત મન વિક્ષેપકો નાશ. ।। ૬।।

**ભાવાર્થ**:—રોચક ભયાનક, અને યથાર્થ, એમ ત્રણ પ્રકારની વાણીનો સદ્દ્પુરૂષોએ પ્રશંગ વશાત્ ઉપયોગ કરેલો છે. પરંતુ તેમાં વેદ ભગવાનનું તેમજ બ્રહ્મનિષ્ટ સદ્દગુરૂ પરમાત્માનું વચન યથાર્થ (ખરેખરૂં) સત્ય છે અને વેદ વિરૂધ્ધ બોલનારા કળીયુગના કપટી મનુષ્યોની વાણી અસત્ય છે એવો દૃઢ વિશ્વાસ રાખવો તેને તત્વજ્ઞાની પુરૂષો શ્રદ્ધા નામની ત્રીજી સંપત્તિ કહે છે.

હું કોણ છું, કયાંથી આવ્યો, અને કયાં જઇશ; આ જગત શું છે, હું શું કરૂં–કયાં જાઉં, કોને ભજું અને કોને તજું વિગેરે સંશયોના સદ્દગુરૂને પ્રશ્ન પુછી પોતાના મનનું આત્મામાં સમાધાન કરવું તેને બ્રહ્મવેત્તા પુરૂષો સમાધાન નામની ચોથી સંપત્તિ કહે છે.

**ઉપરામ** (ચોપાઇ)

સાધન સહિત કર્મ સબ ત્યાગે,
લખી વિષ સમ વિષયનતૈં ભાગૈ ।
દ્રગ નારી લખી જ્હૈ જીય ગ્લાના
યહ લચ્છન ઉપરામ બખાના ।।૭।।

**ભાવાર્થ**—આ ઉપરામ લક્ષણ જીવદશાનો ત્યાગ કરાવી આત્મ દશાને પ્રાપ્ત કરાવનારૂં છે માટે શાસ્ત્રમાં.

કરવાનાં કહેલાં કર્મો તેમજ તેના સાધનોમાંથી કર્તાપણાનો ભાગ ત્યાગ કરી તેનાથી આસકિત રહિત થવું. અને પરનારી સર્વ અનર્થનું મૂળ છે એમ સમજી તેના ઉપર ગ્લાની પામે, અને પોતાના આત્મામાં સંતુષ્ટ રહી ઉદાસીન વૃત્તિથી લક્ષાર્થે તત્પર રહે તેને આત્મજ્ઞાની પુરૂષો ઉપરામ નામની પાંચમી સંપત્તિ કહે છે.

## તિતિક્ષા (દોહા.)

આતપ સિત ક્ષુધા તૃષા ઇનકો સહન સ્વભાવ।
તાહિ તિતિક્ષા કહત હૈ, કો વિદ મુનિવર રાવ ॥૮॥

**ભાવાર્થ**—ઉપર કહેલા ઉપરામ લક્ષણમાં સુખ દુઃખને આવવાનો સરખો સ્વભાવ છે, માટે ટાઢ તાપ ભુખ તરશ માન અપમાન તેમજ અધ્યાત્મિક અધિભુત અને અધિદૈવ વિગેરે દુઃખો પ્રાપ્ત થાય તે પ્રસંગે પ્રસન્ન મનથી તેને સહન કરવાનો સ્વભાવ હોય તેને તિતિક્ષા નામની છઠ્ઠી સંપતિ છે એમ મહાન વિદ્વાન મુનિઓ કહે છે:—

શમાદિ ષટ સંપતિ કો ભાખત સાધન એક।
ઇમ નવ નહિ સાધન મનૈ કિતું ચ્યારી સવિવેક ॥૯॥

**ભાવાર્થ**—ઉપર કહેલી શમ દમ વિગેરે છ સંપત્તિઓ મલી એકજ સાધન ગણાય છે, સંપત્તિનાં છ સાધન અને વિવેક વરાગ્ય મુમુક્ષુતા એ ત્રણ એમ મલી નવ સાધન ગણવાં એ અવિવેક છે. માટે ષટ સંપત્તિ અને ઉપરનાં ત્રણ એમ ચતુષ્ટય સાધન સમજવાં તેને પંડિતો વિવેક કહે છે.

**મુમુક્ષુતા** (દોહા)

બ્રહ્મ પ્રાપ્તિ અરૂ બંધકી. હાનિ મોક્ષકો રૂપ ।
તાકી ચાહ મુમુક્ષુતા, ભાખત મુનીવર ભુપ ॥૧૦॥

**ભાવાર્થ**–જગતમાં બ્રહ્મ એવું નામ મેં ઘણા સત્પુરૂષોના મુખથી સાંભળ્યું છે તે બ્રહ્મ તત્વ શું છે? ક્યાં છે? અને કેવું છે? તે જાણવા જેની તિવ્ર જીજ્ઞાસા થાય અને તેના આડે આવનારને શુ? બંધનો નડે છે, તે વિસ્તારપુર્વક જાણી તે બંધનોથી છુટવા માટે આગ્રહપુર્વક તેનું સંશોધન કરવું જોઈએ કારણુ કે બંધનોથી મુક્ત થવું એજ મોક્ષનું સ્વરૂપ છે. એવું સમજવું તેને મુનિયોમાં પણ શ્રેષ્ઠ એવા બ્રહ્મ રૂષિઓ મુમુક્ષુતાના નામનું ચોથું સાધન કહે છે.—

(દોહા)

એ ચવ સાધન જ્ઞાન કે, શ્રવનાદીક ત્રય મેલી ।
તત્પદ ત્વંપદ અર્થકો સોધન અષ્ટમ ભેલી ॥૧૧॥

**ભાવાર્થ**—ઉપર કહેલાં વિવેક વૈરાગ્ય–ષટ સંપત્તિ–અને મુમુક્ષુતા–એ જ્ઞાનનાં મુખ્ય ચાર સાધનોને અનુકુળ બીજાં ચાર સાધનોના નામ નીચે મુજબ છે.

૧ (શ્રવણુ) ૨ (મનન) ૩ (નિદધ્યાસન) અને ૩ (તત્પદ-ત્વંપદનું શંશોધન) એ રીતે અષ્ટ સાધન ગણાય છે. એમ સાધનસંપન્ન પુરૂષો કહે છે.

**શ્રવણુ**–જેને ઉપરનાં ચતુષ્ટય સાધનો પ્રાપ્ત થયાં હોય છે તેનેજ તત્વબોધના શ્રવણુનો અધિકાર છે માટે તેવા સાધન

સંપન્ન પુરૂષોએ બ્રહ્મવેત્તા સદગુરૂ—વા સત્પુરૂષો દ્વારાએ વેદાન્તનું તત્વજ્ઞાન શ્રવણ કરીને પોતાની તમામ શંકાઓનું સામાધાન કરવું તેને શ્રવણ નામનું પાંચમું સાધન સંત પુરૂષો કહે છે—

**મનન**—શ્રવણ વડે પ્રાપ્ત કરેલા અદ્વૈત આત્મોપદેશને વારંવાવર યાદ કરી તેના ઉપર ઝીણામાં ઝીણો વિચાર કરી નાશી અને અવિનાશી વસ્તુ માત્રને જુદી પાડવા માટે અંતરમાં સંશોધન કરવું તેને વિચારવંત સત્પુરૂષો મનન નામનું છઠ્ઠું સાધન કહે છે:—

**નિદધ્યાસ**—ઉપરના છએ સાધનોમાંથી મેળવેલા તત્વજ્ઞાન ધારણ કરી, લોક લજ્યાનો ત્યાગ કરી તેને પોતાના જીવન ચરિત્ર ઉપર અમલમાં મુકવું તેમજ દેહનો લોકનો અને આત્માનો વહેવાર ઓળખીને વિવેક વિચારને પ્રાધાન્ય રાખી વર્તવું તેને નિદધ્યાસન નામનું સાતમું સાધન કહે છે.:—

## તત્‌પદ, ત્વપદનું શોધન.

**વેદનું મહાવાકય તત્વમસિ છે, તેનું આ શોધન છે.**

ત-ત્-ત્વં—અસિ (ત-ત્‌ત્વમસિ) તત્ [તે] ત્વં—(તુ) અસિ (છે) (તે તું છે.) તત્ એટલે પરબ્રહ્મ, પરમાત્મા અવિનાશી અવિકારી અખંડ. અનામી. સર્વવ્યાપી વિભુ—

ત્વં એટલે—તું ઘણાં યુગોના અજ્ઞાનથી અને પ્રવાહી લોકોના સંગથી ભુલો પડી જીવ દશાને પામેલો અને અજ્ઞાન

અંધકારથી પામર બનેલો તેમજ ભૂલમણામાં ભૂલો પડેલો જીવાત્મા.

**અસિ એટલે**–છે. તત્ અને ત્વં, એ બેની એકતાને દૃઢ કરનારૂં અસિપદ પોકાર કરી કહે છે, કે ઘણાં યુગોથી તું પરબ્રહ્મ પરમાત્માને શોધે છે, પરંતુ તે તું પોતેજ છે. (તે તું છે.) કારણ કે દેહ 'ઇંદ્રીયો, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર પૃથ્વિ જળ, તેજ, વાયુ અને આકાશ, ત્રણ ગુણો, અને પ્રકૃતિ તે તું નથી. તેમજ હાડ માંસ ત્વચા નાડી, અને રૂવાંડા તે તું નથી. તેમજ વીર્ય, લોહી, લાળ, મુત્ર અને પસીનો તે તું નથી. ભુખ, તરશ, આળસ, નિંદ્રા અને કાન્તિ તે તું નથી. ચલન વલન, ધાવન, પ્રસારણ અને આકુચન તે તું નથી. તેમજ કામ ક્રોધ, શોક, મોહ અને ભય તે તું નથી. તે તો બધા પંચ મહાભુતનાં છે. અને તું તો તેને જાણનાર તેનાથી ન્યારો આત્મા છે. કારણ કે વસ્તુ અને જાણનાર જુદા હોવા જોઇએ. માટે તું તો તેનાથી ન્યારો તેને ચેતન આપનારો ચૈતન્ય પરબ્રહ્મ પરમાત્મા તું પોતેજ છું એમ નિશ્ચયપુર્વક જાણવું. તેને બ્રહ્મનિષ્ટ પુરૂષો તત્પદ -ત્વંપદનું શંશોધન નામનું આઠમું સાધન કહે છે.

**અંતરંગ** (દોહા)

યહ આઠ હૈ યજ્ઞાદિક બહીરંગ ।
અંતરંગ ધારૈ તજે બહીરંગન કો સંગ ॥ ૧૨ ॥

**ભાવાર્થ**–આ રીતે જ્ઞાનનાં અંતરંગ આઠ સાધનો છે. તેને ધારણ કરે બહીરંગ સાધનોમાંથી મમત્વનો ત્યાગ

કરે તો ચિંતામણી તુલ્ય મનુષ્ય દેહનું સાર્થક કરી જીવન મુકિતનું પરમપદ જીવતાંજ મનુષ્ય ભોગવે છે. અને અંતે પર બ્રહ્મમાં સ્થિતી કરે છે. વળી સાધનસંપન્ન થયા વગરના ઘણા માણસો આગળ જઈને પાછળ પડયા છે. માટે આ સાધનોનું મનન કરી નિર્ભય બની પોતાનો માર્ગ સિદ્ધ કરે તો આ સેવા સફળ થઇ ગણાય એજ પ્રાર્થના.

ઇતિઓમ્ તતસત્.

સંશોધક અને પ્રયોજક આપનોસેવાભિલાષિ "**પુંજીરામ**"

## ઇતિ ભકત પુંજીરામ વિરચિત







રચનાર

સરપદડ નિવાસી.
( ભક્ત ગોવિંદજી રામેશ્વર ત્રિવેદી. )

# શ્રી
# ભક્તિ નૌકા.
## ભાગ ૨ જો.

પ્રકાશક :
માણસા સતસંગ મંડળ




ૐ

શ્રી સદ્‌ગુરૂ પરમાત્માને નમઃ

# અથઃ પ્રેમ લક્ષણા પ્રારંભ.

(શ્લોક)

અખંડ મંગલાકારં, વ્યાપ્તં યેન ચરાચરમ્,।
તત્પદં દર્શિતમ્ એત, તસ્મ શ્રી. ગુરૂવે નમઃ ॥ ૧॥
બ્રહ્માનંદં પરમ સુખદં, કૈવલં જ્ઞાન મુર્તિમ્,।
દ્વંદાતિતં ગગન સદ્રશં, તત્વ મસ્યાદિ લક્ષ્યં. ॥ ૨॥
એકં નિત્યં વિમલ મચલં, સર્વધિ સાક્ષી ભૂતં, ।
ભાવાતિતંત્રિગુણ રહીતં. સદ્‌ગુરૂતમ્ નમામિ. ॥ ૩॥

(ગિતી)

સદ્‌ગુરૂ સંતકૃપાથી, પ્રગટ્યાં સ્ફુરણ પુષ્પ હૃદય કુંજે,।
અલ્પબુધ્ધિ અનુસારે, અરપું છું એ વિશ્વ પદામ્બુજે. ॥

## સ્તુતિ.

(ભુજંગી, છંદ,)

અહો નંદના નંદ આનંદ દાતા,
તું માતા તું તાતા તું ભ્રાતા વિધાતા.
નમું નાથ હું હાથજોડી, દુઃખારો,
મને છે પ્રભુ એક આધાર ત્હારો.......૧

નથી સાન કે ભાન અજ્ઞાન હું છું,
દીનાનાથ ત્હારે ભરૂસે રહું છું,
સદા નાથ દેજે, તુ સારા વિચારો,
મને છે પ્રભુ, એક આધાર ત્હારો.......૨

કુબુદ્ધિ નિવારી, સુબુદ્ધિ તું દેજે,
ગણી દાસ ત્હારો, પ્રભુ પાસ લેજે,
ભૂલ્યો હું ગ્રહી લે હરિ હાથ મ્હારો,
મને છે પ્રભુ એક આધાર ત્હારો.......૩

રચ્યું વિશ્વને વિશ્વના સેવનારા,
અસંખ્યો જીવોનાં રચ્યાં પીંડ પ્યારા,
કીધાં સુખનાં સાધનો તેં હજારો,
મને છે પ્રભુ એક આધાર ત્હારો.......૪

કૃપાળુ કળાને કૃતિ સર્વ ત્હારી,
કળી ના કળાએ પરિબ્રહ્મ ભારી,
ભૂલું કેમ હું નાથ એ ઉપકારો,
મને છે પ્રભુ એક આધાર ત્હારો......૫

ગુન્હેગાર હું છું ક્ષમા સ્વામિ દેજે,
વૃથા બંધનોથી બચાવી તું—લેજે,
તું છે દાસ "ગોવિંદ"નો પ્રાણ પ્યારો,
મને છે પ્રભુ એક આધાર ત્હારો......૬

——o——

**ભજન. (૧)** (રાગ યમુના તણાં કિનારે.) ભૈરવી ગઝલ

ડુબતી હમારી નૌકા તું તારજે કનૈયા...ટેક૦
ઝુરતાં વિયોગી ટહુકા ઉર ધારજે કનૈયા.

જગનાં દુઃખી તમાશા આશા મહીં નિરાશા,
ત્યાં કોણુ દે દિલાસા કર ધારજે કનૈયા...ડુબતી૦

સ્વાર્થે ભરેલ સૃષ્ટિ વિરમી દયાની દ્રષ્ટિ,
મીઠી અમીની વૃષ્ટિ, વિસ્તારજે કનૈયા...ડુબતી૦

જગ જાળમાં ફસીને, મિથ્યા રહ્યા હસીને,
અમ-અંતરે વસીને, ઉપકારજે કનૈયા...ડુબતી૦

કળી કાળના પ્રભાવે, અહંભાવ-ના-સ્વભાવે....
દુઃખી દશા ડુભાવે, શુભ ધારજે કનૈયા...ડુબતી૦

મમતા મુકે ન મનને, સંચ્યુ ન ભક્તિ ધનને,
બળતા હમારા તનને તું ઠારજે કનૈયા...ડુબતી૦

મદ મોહનું વિકારી, દળ દે હવે વિદારી,
ફુલ પાંખડી હમારી, સ્વિકારજે કનૈયા,...ડુબતી૦

"ગોવિંદ" વનવિકટમાં, છે આશ ત્હારી રટમાં,
આવ્યો ચરણ નીકટમાં. ઉદ્ધારજે કનૈયા...ડુબતી૦



**ભજન (૨)** (રાગ વણઝારા)

બંસીધર કૃષ્ણ મુરારી, શુદ્ધ લ્યો ઘનસ્યામ હમારી—ટેક
મંજારી બાળ ઉગાર્યાં, ગજ બંધન નાથ વિદાર્યાં,
દઈ મોક્ષ કર્યો સુખકારી,.....શુદ્ધ૦.....બંસી૦

પ્રહેલાદને ખુબ રીબાવી, તાતે સ્થંભે બાથ ભીડાવી
પ્રગટયા નરસિંહ રૂપધારી,......શુદ્ધ૦......બંસી૦

કૌરવની ક્રુર સભામાં, પંચાળી વિકટ દશામાં,
પુરી પટકુળ લાજ વધારી,......શુદ્ધ૦.......બંસી૦

સત્ય નામ સુધન્વાએ ખોળ્યું તાતી કડામાં અંગ ઝબોળ્યું,
દીધું તેલ ત્રિભુવન ઠારી,......શુદ્ધ૦.......બંસી૦

નરસૈયાના કારજ સાર્યાં, ચંદ્રહાસના કષ્ટ નિવાર્યાં,
સેવા અમરિષની સ્વિકારી.......શુધ્ધ૦......બંસી૦

સુદામાનું દળદર કાપ્યું, અવિચળ પદ ધ્રુવને આપ્યું,
અહલ્યાને નાથ ઉગારી......શુદ્ધ૦......બંસી૦

થયા સબરીના બોરે રાજી, ખાધી ભકત વીદુર ઘર ભાજી,
પ્રિતમને ભકિત પ્રસારી......શુદ્ધ.......બંસી૦

મીરાં પર રીસ કરીને, દીધું રાણાએ ઝેર ભરીને
કીધું અમૃત કુંજબિહારી......શુદ્ધ૦.......બંસી૦

પ્રભુ ગહન ગતિ છે તમારી, જયાં પહોંચે ન બુદ્ધિ હમારી
ઘણા ભકતને લીધા તારી......શુદ્ધ૦......બંસી૦

"ગોવિંદ" તુજ ગુણનો ઘેલો, ભવસાગર મધ્ય ડુબેલો
ગ્રહી હાથ લ્યો નાથ ઉગારી......શુધ્ધ૦.......બંસી૦

———o———

**ભજન (૩)** (રાગ—મ્હાડ, તાલ દાદરો.)

મ્હારી બાંહ્ય ગ્રહો...કિરતાર રે, બેડી ઉતારો ભવ પાર-ટેક૦

જળમાંહી સ્થળમાંહી, વાદળ દવનળમાંહી,—
—બળધર કળ તારી સોહાય,....(૨)

નિશ્ચળ તન તપ ધારી, બંસીધર બલીહારી;
જાઉં વારી જાદવરાય રે....મ્હારી.

ઘરઘરમાં સરવરમાં, સમુદરમાં તરૂવરમાં,
વ્યાપક છો ઘનશ્યામ,...(૨)
ભુચર વન નભચરનાં, સચરાચર જળચરનાં,
સ્હાયક છો સુખ ધામરે...મ્હારી.

પ્રાણોમાં ભાણોમાં વેદ પુરાણોમાં,
મ્હાણો ગુણદાયક ઇશ,...(૨)
બુદ્ધિબળ ખાણોમાં, શાસ્ત્ર નિર્માણોમાં,
જામી રહ્યા જુગદિશરે,....મ્હારી.

તારક ભયહારક છો, સુખના સંચારક છો,
ભકિત પ્રચારક છો તાત,....(૨)
મુકિત પદ ધારક છો, ખળદળ સંહારક છો,
હરિજન મન ઠારક છો નાથરે,....મ્હારી.

નટવર મનહર સ્વામી, ગિરધરવર સતનામી,
નિષ્કામી નામુ ગુણવાન,...(૨)
શુભકર અંતરજામી, દુઃખ હર સુંદર ધામી,
કરધરજો મુજપર ભગવાન રે,....મ્હારી.

દુશ્મન દળ બાળી દઈ ભકિત રસ ઢાળી દઈ,
બાળી દ્યો બાળકનાં પાપ,...(૨)
"ગોવિંદ" સંભાળી લઈ, ભવ બંધન ટાળી દઈ,
પાળી વનમાળી લ્યો બાપ રે...મ્હારી૦

---

**ભજન (૪)** (રાગ—કાલી કમલી વાલે તુમપે.)

મોહન મુરલી વાલે...તુમપે લાખ્ખો પ્રણામ. ૨—ટેક૦

દેવકી નંદન નામ તુમ્હારા, બાલાપનમેં કંસકો માહારા, (૨)
મીઠી બંસી વાલે... તુમપેં,... મોહન૦

મોર મુગટ શીર છત્ર બીરાજે, ઠનન ઠનન ઘુઘરીયાં બાજે, (૨)
કાતીલ નયનો વાલે,... તુમપે,... મોહન૦

કુમકુમ ચંદન તિલક સુહાઈ, સુમનકી માલ ગલે લીપટાઇ, (૨)
પીલે પિતાંમ્બર વાલે.... તુમપે૦... મોહન૦

કોટી સુરજ કા તેજ તુમ્હારા, સુર મુની ધરતે ધ્યાન તુમ્હારા (૨)
તીન લોક કો પાલે... તુમપે૦... મોહન૦

કાલન્દ્રી મેં -કુદ પડાથા, કાળી નાગકો તુમને નાથા,
યશોમતી કે લાલે...તુમપે૦....મોહન.

ગોરસ ફોર જબ મખ્ખન ખાયા, માતા જશોદા મારને આયા,
મખ્ખન છુપાને વાલે... તુમપે....મોહન૦

કાન પકડ કર તુમકો હીલાયા, બોલ કનૈયા કીતના ખાયા,
બાત ઉડાને વાલે...તુમપે....મોહન.

દેખ લે મઇયા કુછ નહિ ખાયા, મુખ ખોલ બ્રહ્માંડ દિખાયા,
અચરેં ભોલે બાલે...તુમપે.... મોહન.

દાનકે લીયે જંગ મચાયા, ગૌરધનજીકો તુમને ઉઠાયા,
રાસ રચાને વાલે... તુમપે....મોહન.

રાધાજી સે કર રકઝોરા ગ્વાલનીયોકા ગોરસ ફોરા,
ધેનુ ચરાને વાલે... તુમપેં ...મોહન

આવ કનૈયા પાસ બીઠાઉં, મનરંજન કા ભજન સુનાઉં,
અચ્છી સુરત વાલે...તુમપેં....મોહન.
હાથ જોરકે "ગોવિંદ" બોલે તેરે ગુનમે સબજુગ ડોલે,
ભકતન કે રખવાલે... તુમપે મોહન.

——:•:——

ભજન (૫.) રાગ–(કાઠીઆવાડી રાસડાનો)

ગોકુલ જાઉં હરિને વારણે.... (૨)
મારે કાંઇ કહાન જોયાના કોડરે.... ગોકુલ જાઉં–ટેક.

ઘેરાં વાદળ ને ઘેરી વાદળી,...(૨)
ઘેરી કાંઇ રાત અંધારી ઘોરરે...ગોકુલ૦

ગાજે મેહુલો, ચમકે વિજળી... (૨)
બોલે કાંઇ વનમાં ઝીણા મોર રે... ગોકુલ૦

વચમાં ગંગા યમુના ઘુઘવે... (૨)
અમારાં દિલ તણાંતાં જાય રે... ગોકુલ૦

ઉંડા પાણી અંધારી રાતડી.... (૨)
માછીડા હોડીતારી હાંકરે... ગોકુલ૦

લીલાવન વૃક્ષ લીલી વાડીઓ... (૨)
લીલી કાંઇ ગોકુળીયાની ભોમ રે... ગોકુલ૦

ઉંચા મંદીર હરિનાં શોભતાં... (૨)
શોભે કાંઇ સોનલા કેરાં દ્વાર રે... ગોકુલ૦

ગોકુળના લોક તમને વિનવું.... (૨)
મ્હારે કાંઈ કાન જોયાનાં કોડ રે... ગોકુલ૦

મણીએ મઢયા હરિના ઓરડા... (૨)
હરિ મ્હારો હિંચકે ઝોલાં ખાયરે... ગોકુલ૦

આવ્યા વ્હાલા તમારે આશરે... (૨)
લળી લળી "ગોવિંદ" લાગે પાયરે... ગોકુલ૦

——:•:——

**ભજન** (૬) રાગ—(મ્હાડ. રાસડો. તાલ હીચ.)

લીલુડા વાંસની વાંસળી રે; વાગી યમુનાને તીર,—વાગી૦(૨)
......ચાલો ઝળ ઝીલવા સાહેલડી.—ટેક
મીઠાં મીઠાં સુર જેના ગુંજન ગંભીર.........ચાલો૦

(અંતરો)

મોહી વૃજનાર મોહન મંત્રની મીઠાશમાં, (૨)
નટવર નંદલાલ ઝુલે હૈડા હુલાસમાં, (૨)
અંતર આતુર સખી આંખડી અધીર....ચાલો–લીલુડા૦

( દાદરો )

ભાન ભુલી ગઈ, સાન ભુલી મ્હારી, શુદ્ધ કાનુડાની પાસ,
લાજ મુકી, મરજાદ મુકી, સખી સુનાં મુકયાં ઘરવાસ.
મોહન મંગળકારી મનોહર, તાણી તાણી મારે તીર,
જાદવનંદન જાદુભર્યો સખી, વિંધે હમારાં શરીર.

(ચલતી)

મીઠી મોરલી રે, કુણા કાળજડાં કોરે (૨)
વેરણ વાંસળી રે, મારાં ચિતલડાં ચોરે. (૨)
રંગના રસીયા, છેલ છબીલા અંતરના આરામ,

પરવશ કીધા પ્રાણ હમારા, ગિરધારી ઘનશ્યામ.
મીઠી મોરલી રે, કુણા કાળજડાં કોરે. (૨)

(હીંચ)

"ગોવિંદ"ના નાથ ટાળો, તનનાં તીમિર. ચાલો...લીલુડા૦

---

**ભજન** (૭) રાગ—(વાગે છે રે વાગે છે, વનરાવન')

આવે છે રે આવે છે, ગાયો ચારી ગોવિંદ ઘેર આવે છે—ટેક.
સંગે બાલ ગોવાલ સોહાવે છે...ગાયો ચારી૦

કાળી કાળી કામળી કાના ખંભે સોહંતી, (૨)
હાંરે ડાબા હાથમાં લાકડી નચાવે છે ...ગાયો ચારી૦

વાંકા તારા જુલફા કાના દીસે રળીઆમણા, (૨)
હાંરે માથે મોરમુગટ સોહાવે છે....ગાયો ચારી૦

પીળા પટકુળ પિતાંમ્બર બાજુ બંધ બેરખા, (૨)
હાંરે કાને કુંડળ હેમના ઝુલાવે છે....ગાયો ચારી૦

ઘેરી ઘેરી આંખડીમાં જાદુની હેલીઓ, (૨)
હાંરે તેમાં અનંત તેજને, સમાવે છે...ગાયો ચારી૦

મીઠું મીઠું મુખડુ મને લાગે છે પ્યારૂં, (૨)
હાંરે ગળે માળા ગુંજાની શોભાવે છે...ગાયો ચારી૦

યશોદાનો લાડકો લાલો છેલ છબીલો (૨)
હાંરે શ્યામ હાથી સમ ઝુલતો આવે છે...ગાયો ચારી૦

મીઠી મીઠી મોરલી કાનો વાટે વગાડતો, (૨)
હાંરે પોતે ડોલે બ્રહ્માંડને ડોલાવે છે—ગાયો ચારી૦

વડો રે ગોવાળીયો દીસે અલબેલો, (૨)
હાંરે વ્હાલો નાચે ગોવાળને નચાવે છે....ગાયો ચારી૦

માતા જસોદા ઉભાં જુવે છે વાટડી, (૨)
હાંરે પ્રેમઘેલાં થઇ કાનને બોલાવે છે...ગાયો ચારી૦

ખમ્મા મારા કાનુડા ખમ્મા મારા બાલુડા, (૨)
હાંરે લઈ વારણા પુલડે વધાવે છે...ગાયો ચારી૦

કાલુકાલુ બોલતો કાન, બેઠો, મા,ની ગોદમાં, (૨)
હાંરે પેલી ગાયોને વાછરડાં ધાવે છે...ગાયો ચારી૦

દાસ "ગોવિંદ" કહે બેઉ કરજોડી,...(૨)
હાંરે શ્યામ ચરણોમાં શીશને ઝુકાવે છે...ગાયો ચારી૦



**ભજન** (૮) રાગ—(ગોકુળ વહેલા પધારજોરે.)

આભમાં ઝીણી ઝબુકે વિજળી રે...(૨)
ઝીણાં ઝરમર વરસે મેઘ...(૨)
વનમાં વ્હાલો વગાડે મીઠી મોરલી. રે...ટેક૦
નાદમાં ડોલે બ્રહ્મા ને ડોલે દેવતા રે...(૨)
ડોલે કાંઈ સ્વર્ગ મૃત્યુ પાતાળ...વનમાં૦
નાદમાં તરૂ ભૂમીને ડોલે ડુંગરા રે (૨)
ડોલે કાંઇ દશે દિશાનાં દિગપાળ...વનમાં૦
ડોલે સુર્ય શશીને ડોલે તારલા રે...(૨)
ડોલે કાંઇ ગાજંતો ધનરાજ—વનમાં૦
નાદમાં ડોલે વાયુ ને ડોલે વિજળી. રે (૨)
ડોલે કાંઇ ધગધગતા અંગાર—વનમાં૦

નાદમાં નદી સરોવર ડોલતારે—(૨)
ડોલે કંઇ સપ્તમુખી શેષ નાગ...વનમાં૦

ડોલે પશુ પક્ષીને ડોલે વાંદરારે...(૨)
ડોલે કાંઈ સોળં કો વનરાજ...વનમાં

નાદમાં ધાતુ સુગંધ રસ ડોલતારે...(૨)
ડોલે કાંઈ મીઠા સંગીત સુર તાલ...વનમાં૦

નાદમાં સંત... વૈરાગી ડોલનારે...(૨)
ડોલે કાંઇ તપધારી મુનીરાજ...વનમાં૦

નાદમાં ડોલે પુરૂષ ડોલે નારીઓરે....(૨)
ડોલે કાંઇ પારણે ઝુલતાં બાળ...વનમાં૦

ડોલે ગોકુળ મથુરા ડોલે કુંજ ગલીરે...(૨)
ડોલે કાંઇ ભાનભુલી વ્રજનાર...વનમાં૦

ડોલે આછી કદમ કેરી છાંયડીરે...(૨)
ડોલે કાંઈ યમુનાજીની પાળ....વનમાં૦

દ્વાપર ત્રેતાને સતજુગ ડોલતારે...(૨)
ડોલે કાંઇ હળહળતા કળીકાળ...વનમાં૦

નાદમાં શિવ શકિત ગણ ડોલતારે....(૨)
ડોલે કાંઇ ભૂત પિશાચ વૈતાળ....વનમાં૦

તારી મોરલીમાં જગ મોહી રહ્યુંરે...(૨)
ડોલે કાંઇ ૐકારી બ્રહ્માંડ...વનમાં૦

રાધા ભર નિંદ્રામાં ડોલતીરે...(૨)
ધીમે ધીમે ઉઘાડયાં દ્વાર... વનમાં૦

લીધી વાટ વૃન્દ્રાવન કુંજનીરે...(૨)
સુરમાં રસબસ જોડલું થાય...વનમાં૦

રાધાને કૃષ્ણ ડોલે આલ્હાદમાંરે...(૨)
દીસે કાંઈ ડોલંતું બ્રહ્માંડ...વનમાં૦

મોરલી ગાય શીખે ને સાંભળેરે...(૨)
તેનો વૈકુંઠ વાસો થાય... વનમાં૦

અમને વ્હાલા તમારો આશરોરે...(૨)
પ્રેમથી દાસ "ગોવિંદ" ગુણ ગાય...વનમાં૦

———०———

**ભજન**-(૯) (રાગ હરિ વેણ વાય છે રે હો વનમાં)

ચાલો રાસ રમવારે સાહેલડી—૦
આવી રુડી શરદ પુનમની રાતડી—(૨)
મોરલી વાગી રે હો વનમાં— ટેક૦
હું તો સુતીતી મહારા ભુવનમા...... મોરલી૦

અમને નયણે નિદ્રા નથી આવતી (૨)
કંઈ કંઈ થાય છે રે હો મનમાં...... મોરલી૦

સાસુ સુતી નણંદ મહારી જાગે...... (૨)
ચિતડું જાય છે રે હો વનમાં...... મોરલી૦

કામણ કીધું કાનુડે મને ભારી...... (૨)
તાલાવેલી થાય છે રે હો તનમાં...... મોરલી૦

સરખી સાહેલડીનાં સંગમાં...... (૨)
રમવા નીકળ્યાં રે હો વનમાં...... મોરલી૦

હસતી રમતી તાળીઓ આપે... (૨)
ઝુલતી જાય છે રે હો વનમાં...... મોરલી૦

કાનુડો બેઠો કદમ કેરી ડાળે... (૨)
ગોધન ચરતું રે હો વનમાં...... મોરલી૦

આભથી ચંદ્ર સુધા રસ રેલે... (૨)
રાસ રસ રેલ્યો રે હો વનમાં...... મોરલી૦

એક એક કાનુડો એક એક ગોપી... (૨)
ફરતાં કુંદડી રે હો વનમાં...... મોરલી૦

આભમાં દેવ સરવે જોવા આવીયાં... (૨)
ધામ ધુમ જામી રે હો વનમાં...... મોરલી૦

વનમાં તાલ મરદંગ રૂડાં વાગતાં... (૨)
મોરલી ગાજે રે ત્રિભૂવનમાં...... મોરલી૦

ગોપી કૃષ્ણનાં જોડલાં શોભતાં... (૨)
થનગન નાચે રે હો વનમાં...... મોરલી૦

પ્રેમથી દાસ "ગોવિંદ" ગુણ ગાય છે... (૨)
વ્હાલા વસજ્યો રે હો મનમાં...... મોરલી૦

———:o:-———

**ભજન** (૧૦) રાગ–(કાન હજુર શું મોરલીરે, ગોવાળી લાલ,)

મોહનવર કેવી રે કે; મોરલી બજાવી છે,
તે સાંભળીને સરવે રે કે ગોપીઓ આવી છે...૧

શામળીયા સુણજો રે, કે ગોપીઓ એમ કહે છે
વાલમજીની વાંસડી રે કે, દુઃખડાં બહુ દે છે...૨

હું તો દળતીતી દરણુ રે ગોવાળીએ મન હેર્યાં
હું તો શુદ્ધ બુદ્ધ વીસરી રે કે લોટમાં કણ વેર્યાં...૩

મેં તો ગાય તણા પગમાં રે વાછલડું જઇ બાધ્યું
ગાવલડી દહોતાં રે; કે સ્વપ્નું એક લાધ્યું—૪

જાણે નંદજીનો લાલો રે આવ્યો મ્હારે આંગણીએ
સુનાં ઘર જાણી રે, કે પેઠો બારણીએ—૫

માકલડાં લઇને રે, કે ઘરમાં દોડંતો
ગોરસ મહી લુંટીને, મટુકડાં ફોડંતો—૬

અલબેલો ઉભો રે, ગોવાળના ટોળામાં
હું તો ઝબકીને જાગી રે, દોહ્યું દુધ ખોળામાં...૭

આ તે સ્વપ્નું કે સાચું રે, હું જોવાને લાગી
ત્યાંતો યમુનાને કાંઠડે રે, મધુરી વેણ વાગી...૮

ગોકુળીયા ગામમાં રે, કે ગોપીઓ ભાન ભૂલી
એવી મોરલીમાં મોહીનીરે કે નાદમાં સહુ ડુલી—૯

વ્રજનારના વાલમે રે. કે દીલડા દોર્યાં છે
"ગોવિંદજી"ના રસીયે રે, કાળજડાં કોર્યાં છે—૧૦

——:૦:——

**ભજન** (૧૧) રાગ—(રકત ટપકતી સો સો ઝોળી)

કમલ નયન ઓ કૃષ્ણ કનૈયા, વાત જરા ઉર ધરજો (૨)
સન્મુખ શ્યામા આવી ઉભી, મીઠી દ્રિષ્ટ કરજો—
—મોહન મધુર વચનથી રે; સ્વાગત સ્નેહ તણા કરજો. ૧

હૈયા સુની વૃજ વનીતાઓ, ભાન ભુલી અહિં આવી (૨)

કામણગારા બંસીનાદે, વીહવળ સહુને બનાવી—
—સહુનાં મન હરનારી રે, બંસરી સુંદીર શ્યામ બજાવી ર
સહુથી પહેલી થઇને ઘેલી, લાજ શરમને મેલી. (૨)
વર વરવા નટવર બંસીધર, આવી વ્હેલી વ્હેલી.—
અમૃત રસ રેલીનેરે, કરો પ્રભુ આનંદની હેલી..... ૩
ગોપગોપી જન દાસ તમારાં, દર્શનનાં અભિલાષી. (૨)
રમતગમત કરી રાસ રમાડો, વૃન્દાવનનાં વાસી—
ગોવિંદ વર અવિનાશીરે, રહો પ્રતિદિન હ્રદય રાસી... ૪

——:o:——

**ભજન.** (૧૨) રાગ—(મુખડાની માયા લાગી રે)

કાનુડાને જઇને કહેજો રે,...પોપટ પ્યારા૦
શ્યામને સંદેશો દેજો રે,...પોપટ પ્યારા૦—ટેક૦

સંભાળે છે વારે વારે,.... આવીને યમુનાને આરે, (૨)
માતા તારી આંસુ સારે રે,....પોપટ પ્યારા૦ કાનુડા૦

મંદીર સુના માળ સુના,.... ગાયોના ગોવાળ સુના, (૨)
ગોકુળીયાનાં બાળ સુના રે,...પોપટ પ્યારા૦ કાનુડા૦

નથી ગાયો દોહવા દેતી, મુખે તરણા નથી લેતી, (૨)
નથી ખીલે બાંધી રહેતી રે,...પોપટ પ્યારા૦ કાનુડા૦

વાછરડા તો વીલા ફરતાં, ચારો જરીયે નથી ચરતાં, (૨)
કાના વિના ઝુરી મરતાં રે,... પોપટ પ્યારા૦ કાનુડા૦

મથુરાથી વ્હેલો વળજે,.... વ્હાલા વચને પુરો પળજે, (૨)
"ગોવિંદ" વર આવીને મળજેરે,...પોપટ પ્યારા૦ કાનુડા૦

——:o:——

## ભજન (૧૩) રાગ—(ઉપરનો)

કાનુડે તો ઘેલાં કીધાં રે, ઓધવ અમને.—ટેક૦
વ્હાલાએ વિસારી દીધાંરે, ઓધવ અમને૦

કુડી આશા દીધી કાને, રઝળતી મૂકીને રાને, (૨)
હવે તો સંભાળે શાનેરે, ઓધવ અમને૦... કાનુડે૦

રાત્યો જાયે જાગી જાગી, સુખલડાં તો દીધાં ત્યાગી, (૨)
માવાજીની માયા લાગીરે, ઓધવ અમને૦... કાનુડે૦

દયા દીલમાં નથી જરીયે, ઝુરી ઝુરી અમે મરીએ, (૨)
ઠેલી મેલ્યાં દુઃખ દરીએ રે, ઓધવ અમને૦ કાનુડે૦

વિલાપે તો વ્હાણા વાયે, ઘડી ના ઘરમાં સુહાયે (૨)
ધંધો તો ખાવાને ધાયેરે, ઓધવ અમને૦... કાનુડે૦

પ્રીતો અમથી બાંધી ઠાલી, કીધી ત્યાં કુબજાને વ્હાલી (૨)
વ્હેતાં મેલ્યાં હાથે ઝાલીરે, ઓધવ અમને૦...કાનુડે૦

ગોવિંદજીનાં સ્વામી સાથે, લીધા તા કોલ હાથો હાથે, (૨)
નીરાશામાં મેલ્યાં નાથે રે,....ઓધવ અમને....કાનુડે૦

## ભજન. (૧૪) રાગ.—(ઉપરનો.)

સાચી પ્રીતી બાંધી મેં તો રે,—કાનાને કહેજો૦ ટેક—
જીવન દોરી સાંધી મેં તો. રે,... કાનાને કહેજો૦

તમારી હું તમે મ્હારા, આંખલડીના મોંઘા તારા....(૨)
પ્રાણુથી અધિક પ્યારા રે,....કાનાને કહેજો—સાચી૦

સંસારીની જુડી આશા, બાજીગરના બાંધ્યા પાસા (૨)
નીરાશાના ખેલો ખાસારે....કાનાને કહેજો—સાચી૦

રૂચે નહિ એ રીતી અમને, સંદેશો દેજો પ્રીતમને—(૨)
સાચા સ્વામી માન્યા તમને રે,....કાનાને કહેજો—સાચી૦

આવી..ને..યમુનાને ઘાટે,....જોતી નીત મથુરાની વાટે—(૨)
તલસાવો છો..શાને માટે રે,....કાનાને કહેજો—સાચી૦

ગોકુળીયામાં ઘેલી ફરતી, ખાવાને ધાયે છે ધરતી—(૨)
આંખલડીમાં આંસુ ભરતી રે,....કાનાને કહેજો—સાચી૦

છાની વાતો દાબી હૈયે, વ્હાલા કોની પાસે કહીએ—(૨)
રોઈ રોઈને બેસી રહીયે રે,....કાનાને કહેજો—સાચી૦

દયા મનમાં માવા લાવો, પ્રીતી રસ પ્રેમેથી પાવો—(૨)
"ગોવિંદજી"નાં સ્વામી આવો રે,....કાનાને કહેજો—સાચી૦

———o———

**ભજન. (૧૫)** રાગ—(હરિ વેણુ વાય છે રે હો વનમાં.)

જમના ગ્યાંતા રે હો પાણી...(૨)—ટેક
વ્હાલે મ્હારે જાતાં મુજને જાણી....જમના.

ડગલે ડગલે રે હો વ્હાલો....(૨)
આવે એતો નફટ નંદજીનો લાલો...જમના.

આવતાં દીઠા રે હો દાણી....(૨)
વ્હાલે મ્હારી નવરંગ ચુંદડી તાણી....જમના.

શીદને રોકે છે હો કેડો...(૨)
નાના નટવર છોડ મારો છેડો... જમના૦

આવો ન્હોતી જાણુતી રે હો માવા... (૨)
બેઠો તું તો નંદજીની આબરૂ લુંટાવા... જમના૦

અળગો રહેજે રે હો કાના... (૨)
તારા મેં તો જાણ્યા ચટુચલાં છાના.... જુમના૦

ઝટપટ બેડલું રે હો ફોડી... (૨)
કાનુડો નાઠો વન્દ્રાવન દોડી.... જુમના૦

હાથ ઇંઢોણી રે હો લઇને.... (૨)
ફરીયાદ કીધી જશોદા ને જઇને....જુમના૦

માતા કાળા કાનજી રે હો તમારા.... (૨)
નીત નીત ફોડે છે બેડલાં હમારાં....જુમના૦

ત્યાં તો બીજી ગોપીઓ રે હો આવી.... (૨)
કાને મ્હારાં માંખણ દીધાં છે લુટાવી....જુમના૦

ઘરમાં બાંધી રે હો આવ્યાં.... (૨)
આપની પાસે ફરીયાદો લાવ્યાં....જુમના૦

જશોદાજી વળતાં રે હો કહે છે... (૨)
કાનુડો તો આઠ પહોર મ્હારી પાસે રે છે....જુમના૦

જુઠી સહુ ગોપીયો રે હો જાણી... (૨)
તેને તો મેં થાંભલે બાંધ્યો છે તાણી....જુમના૦

ગોપીઓ યે ઘરમાં રે હો જોયું.... (૨)
સહુએ ડાપણ પોતાનું ખોયું....જુમના૦

દાસ "ગોવિંદ" ના રે હો સ્વામી.... (૨)
આવું આવું ખેલે છે અંતરયામી...જુમના૦

——o——

**ભજન (૧૬)** રાગ—(ઓધા આવડલાં કુડ નોતાં)

મીઠી મીઠી મોરલીઓ વાગે રે,....નાદમાં મન મોહ્યાં.
સુણી વિરહની વેદના જાગે રે.....નાદમાં મન મોહ્યાં.

મધરાતે મેહુલીઓ ગાજે રે,....નાદમાં૦
ચિત્ત ચોર્યાં વાલીડા વૃજરાજે રે.....નાદમાં૦
દીલ વિંધાણું મોહીનીનાં બાણે રે....નાદમાં૦
મારા કાળજાની વાત કોણ જાણે રે...નાદમાં૦
રૂદે મોરલીનો નાદ રાચે રે...નાદમાં૦
હૈયું થનગન થનગન નાચે રે....નાદમાં૦
વર વ્હાલા વિઠ્ઠલ વનમાળી રે....નાદમાં૦
એક લાગી ત્રિકમશું તાળી રે...નાદમાં૦
હું તો શુધ્ધ બુદ્ધ દેહનું ભુલી રે...નાદમાં૦
કેફ ચડીયો ને આંખડી અખુલી રે...નાદમાં૦
નાથ ડોલે બ્રહ્માંડને ડોલાવે રે...નાદમાં૦
એવી ઝીણી ઝીણી વાંસળી બજાવેરે રે...નાદમાં૦
હવે હૈયું ના હાથમાં રહેશે રે....નાદમાં૦
લોક કહેવાનું હોય તે કહેશે રે....નાદમાં૦
વેણુ "ગોવિંદ"નો વાલમો વગાડે રે....નાદમાં૦
એ તો સુતેલા સંતને જગાડે રે...નાદમાં૦

——o——

ભજન (૧૭) રાગ—( ઉપરનો )

સખી કાનુડાની કામણગારી રે....વનમાં વેણુ વાગી—ટેક
વૃજનારીઓનાં મન હરનારી રે....વનમાં વેણુ વાગી

ચાલો જોવાને જઇએ સાહેલી રે....વનમાં૦
આજ આનંદની થાય હેલી રે....વનમાં૦
બોલ્યા ભરવાડે ભુરકી નાખી રે...વનમાં૦
કાંઈ બાકી કાનુડે ન રાખીરે રે....વનમાં૦
જળ ભરવાને બેડલાં લીધાં રે...વનમાં૦
મેંતો દુધલડાં ઢોળી દીધાં રે...વનમાં૦
સખી સેંથે કાજળીયાં સાર્યાં રે...વનમાં૦
વળી સિંદુરને આંખમાં ઉતાર્યાં રે....વનમાં૦
કીધી મેશ તણી ટીપકી ભાલે રે....વનમાં૦
કરી કુમકુમની ટીલડી ગાલે રે...વનમાં૦
અમે કંદોરા કોટમાં ભરાવ્યા રે...વનમાં૦
વળી પગમાં તે ટુંપીયા ચડાવ્યા રે...વનમાં૦
મેં તો પહેરી છે નાકમાં વાળી રે...વનમાં૦
કાને નથણીને વળગાડી રે...વનમાં૦
પહેર્યાં પગનાં આભુષણ હાથે રે...વનમાં૦
હાથે બેડલું ને ભાત લીધાં માથે રે...વનમાં૦
મેં તો અવળું પહેર્યું છે પટોળું રે...વનમાં૦

પુર્યું ઘરમાં વાછલડાંનું ટોળું રે...વનમાં૦
ભાત ઉપર ઇંઢોણી મેલી રે...વનમાં૦
કીધી મોહનની મોરલીએ ઘેલી રે...વનમાં૦
હું તો ઉભી...બજારે જાઉં ચાલી રે...વનમાં૦
લોક ઠઠા કરે ને કહે છે કાલી રે...વનમાં૦
પ્રેમ ઘેલી હું ભાન ભૂલી મ્હારું રે....વનમાં૦
પેલી વાંસળીને કેમ કરી વારૂં રે...વનમાં૦
જઇ જાદવ નંદને જમાડયા રે...વનમાં૦
રાસ "ગોવિંદ"નાં વાલમે રમાડયાં રે...વનમાં૦

—+—

**ભજન (૧૮)** (રાગ–ઉપરનો.)

કાન મારગડો મેલ ને હમારો રે... નીરલજ નંદલાલા ટેક
નથી ગુનો કીધો કાંઇ તારો રે... નીરલજ નંદલાલા
શીદ ઉભો ગોકુળીશાની વાટે રે.... નીરલજ૦
અલ્યા દાડી દાડી કેમ તું તો ફાટે રે.... નીરલજ૦
કેમ ભૂલ્યો તું પુર્વ તણી કહાણી રે... નીરલજ૦
તું તો કયારનો થયો છે અલ્યા દાણી રે... નીરલજ૦
જેલ ખાને જનમ થયો ત્હારો રે... નીરલજ૦
તારો બાપ ડર્યો કંસથી બિચારો રે... નીરલજ૦
તને ગોકુળીએ ઉચકી ને લાવ્યો રે... નીરલજ૦

નંદ બાવાએ લાડમાં લડાવ્યો રે... નીરલજ૦
લઘુવયમાં તું ચોર થયો પાકો રે... નીરલજ૦
ઘેર ઘેર તારા નામ તણી હાકો રે... નીરલજ૦
ન્હોતો નંદ ઘેર ગાય તણો તોટો રે... નીરલજ૦
મહી માખણ ખાઈને થયો મોટો રે... નીરલજ૦
તેં તો ગોકુળમાં ગાવડી ચારી રે...નીરલજ૦
રાજ્ય મળ્યું ત્હોય તું રહ્યો ભિખારી રે...નીરલજ૦
માસી પુતનાને કુડ કરી મારી રે...નીરલજ૦
થયો કુબજાના પ્રેમનો પુજારી રે...નીરલજ૦
સગા મામાને છેતરીને માર્યો રે...નીરલજ૦
શીશુપાળને પ્રપંચથી વિદાર્યો રે...નીરલજ૦
તારી વાંસળીએ વેર ઘણાં વાળ્યાં રે...નીરલજ૦
કઈક ગોપીઓનાં કાળજડાં બાળ્યાં રે—નીરલજ૦
આવા દાખલા તે કેટલા દઈયે રે—નીરલજ૦
દાસ "ગોવિંદ"ના શ્યામને શું કહીયે રે—નીરલજ૦

—o—

**ભજન ૧૯** (રાગ—જવાની રાતે રીસાઈને બેઠા)

ગજબકા જાદુ ભરા નયન મેં, મધુરી બંસી વાલે કનૈયા-ટેક
તિહારી સુરતી બસી હે મનમેં, દુલ્હારે દીલ કે છાલે કનૈયા
ન કોઈ મેરા ન મય કીસીકા, ન આશા રખતા હું કોઈકી મય (૨)
મેરી નજરમેં બસા રહા હો, ગોવિંદ ગોકુલ વાલે કનૈયા- ગ૦

નમનમેં માયા પ્રપંચ છાયા, ન જાનું મેરા અગર પરાયા. (૨)
મુજે તો તેરી લગી હૈ આશા, તુંહી જગત કે પાલે કનૈયા—ગ૦
દીખા દે દર્શન અય પ્રાણ પ્યારે, દીવાના બનકે આયા હું દરપે(૨)
તેરી કૃપાકા પીલાદે અમૃત, તુમી હો ભોલે ભાલે કનૈયા—ગ૦
ચરન કમલમે બુલાલે મુજકો, બના દે તેરા પરમ પુજારી-(૨)
કરૂં મય હરદમ...તિહારી સેવા, "ગોવિંદ" કે મતવાલે કનૈયા-ગ૦

---

**ભજન** (૨૦) (ભૈરવી તાલ ખેમટા.—)

શ્યામ સુંદર સુરતીયાં દીખાને લગે ૨,—ટેક૦
દીલમેરા પરમ રસ પાને લગે...શ્યામ૦
પ્રીતી નગરકી કુંજ ગલીમેં (૨)
મોહન બંસરીયાં બજાને લગે...શ્યામ૦
કોઈ નહી સુનત કોઈ નહી ગાવત (૨)
અયસેં સંગીત કો સુનાને લગે...શ્યામ૦
પુરાની પ્રીતકો વો નહિ ભૂલત (૨)
પલ પલ વો પ્રેમસે બુલાને લગે...શ્યામ૦
કોઇ નહી આવત કોઈ નહિ જાવત (૨)
અયસેં ડીકાને હમ જાને લગે....શ્યામ૦
બહોત દીનસેં મીલો હૈબાલમ (૨)
કયસેં છોડું અબતો ચાહને લગે-....શ્યામ૦
"ગોવિંદ"કો પ્યારો માયાસે ન્યારો (૨)
હરદમ દર્શન દીખલાને લગે....શ્યામ૦

---

# અથ: ઉપદેશ પ્રારંભ

**ભજન. (૨૧)** (રાગ—કેલૈયાનો.)

પ્રથમ વંદુ ગુણપતિને, શારદા લાગુ પાય,
એક નિરંજન નામ જપું જેથી વાણી વિમળ થાય,
કુબુદ્ધિ દુર નિવારે રે, સુબુદ્ધિનાં પંથ સુધારે.—૧

આંટીઘુંટીમાં જીવ ઘેરાયો, મોહ માયામાં ફસાઈ,
એક ચિત્તેથી, સાંભળો સંતો, સંસાર કેરી સગાઈ,
ધીરેથી ધ્યાનમાં લેજો રે, કંઇ દોષ હોય તો કહેજો.—૨

પ્રથમ બિંદુએ ગર્ભ રહે ત્યારે રક્ષા કરે જદુરાય;
પ્રસવ પહેલા પય સંચારે જનુનીના સ્થનમાંય
અમિરસ અદકાં મુકે રે; ચિતારો તો લેશ ન ચુકે—૩

હાથ ફુટે વળી પગ ફુટેને નાક નીશાની થાય;
દશમદ્વારે ને પંચ ઇન્દ્રિયે સ્થુલ શરીર બંધાય,
સુરત સોહામણી કીધી રે આહુતી પ્રાણુની દીધી—૪

પંચ મહાભૂત તત્વ તણી આ, બની રહી બધી કાય,
સ્થુલ સુક્ષ્મ બે ચૈતન્ય શકિતથી, સંજીવ દેહ ગણાય
મળ્યો મળ મુત્રની સાથે રે, જાણ્યા ત્રણ લોકના નાથ—૫

પુરા માસે પ્રસુતિ વેળાએ, જીવ પામે અતિ દુઃખ,
ખુબ મુઝાએ ના છુટકો થાએ, લેશ પડે નહિ સુખ,
હરિ વિણ કોણ ઉગારે રે, માયા મુકી જગદાધારે—૬

બ્રહ્મ સ્વરૂપનું ભાન થયું ત્યારે, દીઠાં અનોધાં પ્રકાશ,
તેજમાંથી ચત્રુભુજ સ્વરૂપે, આવી ઉભા અવિનાશ
પુછે પ્રભુ કેમ છે પ્રાણી રે, મતિ તારી કેમ મુંઝાણી—૭

હાથ જોડી તવ બાળક બોલે, સાંભળો સુંદીર શ્યામ ,
મુકિત કરો પ્રભુ છુટકો આપો નહિ ભૂલું તમ નામ,
હરિ મને હેતથી તારો રે, દુઃખ મારૂં દુર નીવારો.—૮

ખડખડ પ્રભુ હસવા લાગ્યા જુઠું કહે છે જીવ,
બહાર ગયા પછી બદલી જાશે, કોણ પ્રભુ કોણ શિવ,
કુડી કળ જુગની માયા રે મોટા મોટા, કઇક ફસાયા—૯

દયાનીધી ઉપકાર તમારો, હું કેમ ભુલું ભગવાન,
મનુષ્ય દેહનું સાર્થક કરવા ધરૂં સદા તમ ધ્યાન,
પ્રભુજી આ કોલ છે છેલ્લો રે, મને અધવચ ના મેલો.—૧૦

દિન દશા જ્યારે બાળની દેખી, દયા કરી રઘુવીર,
પ્રસવ શકિત અરપી જનેતાને, ઘેર્યું ત્યાં ઘોર તિમિર
હરી શુદ્ધ સાનને બુદ્ધિરે, બન્યો બાળ છેક અબુધ્ધિ,—૧૧

દુનિયા કહે છે દીકરો આવ્યો, સાકર વેંચો સવાઇ
જન્મ્યા પછી જીવ ભૂલ્યો પ્રભુને, સંસાર જાળે ફસાઇ,
દીધો કોલ વિસારે મુકયોરે, આવ્યો અવસર એ ચુકયો—૧૨

બાળપણું તો ખેલમાં ખોયું ને, યુવામાં નારીનો સંગ,
જરાપણું જંજાળમાં ચાલ્યું, ત્હોય લાગ્યો નહિ રંગ
માથે મોત બાજ ભમે છે રે, સુવું તને શિદ ગમે છે—૧૩
આશા મહીં આખું આયુષ ખોયું જોયું ન જાગી લગાર

કાયા પડયા પછી કાંઈ ન થાશે, ચેતી લે મુંઢ ગમાર,
કહે "ગોવિંદ" વિચારી રે, જુઠી આ જગની યારી—૧૪

—o—

## ભજન ૨૨ રાગ-(રંગમેં કયસે હોરી ખેલું)

જે કોઇ સંત સમાગમ જાણે, તે તો પરમાનંદ પીછાણે
નહિ તો ભવસાગર ને ભાણે, ભૂખ્યા પેટે રહે અજાણે—ટેક
યોગી થઇને ભોગ ભોગવે, ટીલાં ટપકાં તાણે—(૨)
નહિ યોગી કે નહિ સંસારી, અધવચ લટકે લ્હાણે—જે કોઇ
ઢોંગી થઇને ધુર્ત આદરે દુરબુદ્ધિ ઉર આણે—(૨)
જગદીશ્વરને જાણે નહિ ને, પંડિત થાય પરાણે—જે કોઇ
સંધ્યા પુજા શાણો થઇને, નિત્ય કરે જગ જાણે—(૨)
ગૌમુખીમાં ગળક થાય પણ મનડું જાય મસાણે—જે કોઇ
મરકટને જેમ મળે માદળીયું, જઇ બેસે ટોચાણે—(૨)
કરડે ચાટે સ્વાદ મળે નહિ, નાખે નિર ઉંડાણે—જે કોઇ
સજ્જનને જેમ મળે હરિરસ, અમૃત સમો પ્રમાણે—(૨)
દુરીજન તેમાં સમજે નહિ, જેમ જળ રેડો જઇ પહાંણે—જે કોઇ
બાળક રીઝે રાચ રમકડે નૃપ રીઝે નજરાણે—(૨)
"ગોવિંદ" કે છે, ભુધર રીઝે, ભાવ ભકિતના ગાણે—જે કોઇ

—o—

## ભજન ૨૩-(રાગ ઉપરનો)

પાપી પ્રભુ રસ શું જાણે; મિથ્યા મમતમાં સુખ મહાણે,
એ તો ભવ તરવાને ટાણે; મીઠી માયાની ઉંઘ આણે-ટેક

પરનિંદામાં પ્રાણ પાથરે; આપ ગતિ નવ જાણે (૨)
ભજન કરે પણ ભરમ ટળે નહિ; પડે નરકની ખાણે—પાપી

બાગ બંગલા મહેલ બનાવે, નાચ કરાવે નાણે (૨)
પરમારથમાં પાઈ ન આપે, ધુળ પડી શેઠાણે— પાપી

કોડી કોડી સંચ કરીને, ધનવંતા થઇ મહાણે (૨)
ધોળે દહાડે ધાડ પડે પછી મોં વાળે મોકાણે—પાપી

જાગ જીવડા ત્યાગ રાગને, શિદ નસ્કોરાં તાણે (૨)
જર સ્થાવર જંજાળ તજીને, આખર જવું મસાણે—પાપી

દીધું લીધું કંઈ ના કીધું, કામજ નામ પ્રમાણે (૨)
ઓચિંતાના કાળ કોળીયે, ઠરી રહ્યા ઠેકાણે—પાપી

ચેત ચેત રે મુંઢ મુસાફિર, ભજમન સારંગપાણે (૨)
કર જોડી "ગોવિંદ" કહે છે, ખોટી થા, મા, થાણે—પાપી

—o—

ભજન ૨૪–[રાગ જમ દે નિત્ય ઝપાટા રે]

માથે કાળ ભમે છે રે, મીઠી નિંદલડી ત્યાગો—ટેક
સુવું શિદ ગમે છે રે, ઘેલાં ઘેન થકી જાગો૦

આત્મ નિરક્ષણ માર્ગ તજીને, શિદ અંધારે ભાગો [૨]
અમૃત રસને અળગો મૂકી; વસમા વિષ નવ માગો—માથે

મદ મત્સરમાં છેક છકીને દોસ્ત કર્યા બહુ રાગો (૨)
ભજન વિહોણો દેહ તમારો છતાં લુગડે નાગો—માથે

દેહ વસ્ત્ર પર ઘણા પડયા છે; પાપ પેચનાં ડાઘો (૨)
વિશુદ્ધ વરૂણ મય સંત સમુદર છેક નથી કંઈ આઘો—માથે

પાપ પુંજમાં દેહ દબાયો હોય ન તજતા ચાગો (૨)
મુવા પછી પણ મેળ ન મળશે શ્રાદ્ધ ન ખાશે કાગો—થાં
મૃગજળ સ્વપ્ને મોહી રહ્યા શું આળસ બંધન ત્યાગો (૨)
ભૂલ્યો ભવમાં ડુલ્યો સમજો તુરત તુટશે ત્રાગો—માં
આખર ઘડીએ ઉભાં રહેશે. જમદુત લેવા લાગો (૨)
"ગોવિંદના" સ્વામીને ભજતાં; જનમ મરણને ત્યાગો—માં

———o———

### ભજન ૨૫-(રાગ માઢ લાવણી)

મન મોજ મજા મુકી દે, કાલે જવું છે મરી—ટેક૦
જવું છે મરી જીવડા મતિ કાં ફરી...મન૦
જનુનીની કુક્ષે જીવડા; શરતો સ્વીકારી રે (૨)
જનમ ધર્યો તેં હરિની, કૃપાએ કરી...મન૦
ફુલીને ફાલી જીવડા, ખીલી પુલવાડી તારી. (૨)
કાળના ઝપાટે ફુલડાં જશે તો ખરી....મન૦
પરાઇ ત્રીયાના ફંદે શિદને ફસાયો જીવડા (૨)
ઘરમાં ઝુરે છે તારી, રોનારી ખરી... મન૦
અજ્ઞાનના અંધારે, ભુલ્યો શું ભમે છે જીવડા (૨)
કુવામાં પડે છે કરમાં, દીવાને ધરી....મન૦
માટીની મટકી તારી, પાકી ન પાકી જીવડા (૨)
ફુટી જશે પળમાં રહેશે, નહિ ઠીકરી....મન૦
આશાને ત્રષ્ણા તારી, શૈયામાં સુતી રહેશે (૨)
થઇ ખાખ ગગને ચડશે, કાચા કુંપરી....મન૦

"ગોવિંદ"ના સ્વામીથી, સાચી પ્રીત બાંધી લે તું (૨)
રામ રસ પીલે ઘુટડા, ભરી 'તો ભરી...મન૦

---

## ભજન ૨૬-(રાગ-કીધી મુને ઘેલી રે ઓધા)

મુકી દે ને માયા બંદા, છોડી દે ને છાયા બંદા,
કુડીયા કળજુગની જીવડા, છોડી દે ને છાયા રે.—ટેક૦
એ રે છાયામાં પ્રાણીજી, ડગેલે ને પગલે વ્હાલા, (૨)
ઝીણા ઝીણા ઝેરી કાંટા, ખુંચે દુઃખ દાયારે.—કુડીયા.
એ રે છાંયામાં પ્રાણીજી, શરીરના શત્રુ વ્હાલા (૨)
બેઠા પાંચ પાપી તારી, ચુંસી જશે કાયા રે—કુડીયા.
એ રે છાયામાં પ્રાણીજી બેઠી બે ચુડેલો વ્હાલા (૨)
મોટા મોટા મુનીવર જેનાં ફંદામાં ફસાયારે કુડીયા.
એ રે છાયામાં પ્રાણીજી દંભની દુકાનો વ્હાલા (૨)
અસતના પડીકા મળતાં વિના મૂલ્ય માયા રે—કુડીયા.
એ રે છાયામાં પ્રાણીજી બ્રાહ્મણને વાણીયા રે (૨)
અભક્ષને ભક્ષ માની કરે ભ્રષ્ટ કાયા રે—કુડીયા.
એ રે છાયામાં પ્રાણીજી હીંસાની હવેલીઓ રે (૨)
દયા હીણુ દીવાલો જેના પાપ રૂપી પાયા રે—કુડીયા.
એ રે છાયમાં પ્રાણીજી ભૂલી ના ભટકતો વ્હાલા (૨)
"ગોવિંદ"નો સ્વામી...સાચી જુઠી સહુ માયા રે—કુડીયા

---

**ભજન** ૨૭ (રાગ–હરિભજન વિના દુઃખ દરીયા)

હત ભાગી જીવડા, મોહ ભર્યા સંસાર વિષે અથડાઇ મરે–ટેક૦
ગુરૂ દેવ વિના મન મોક્ષનો માર્ગ મળે નહિ જ્ઞાન રહીત ફરે૦

જનમી જગમાં જીવ તેં શું કીધું; (૨)
હરિનું નથી નામ લગાર લીધું (૨)
લઇ ઝેર હળાહળ તેં પીધું રે...હત ભાગી૦

અભિમાન મહીં મસ્તાન થયો(૨)ગુલતાન સ્વમાન વિષે લટક્યો(૨)
છે આંખ છતાં કાં અંધ રહ્યો રે.... હતભાગી૦

કાયા તારી કંચન વરણી, (૨) મળ માંસ રૂધીર ભરી બરણી (૨)
ખર આખર આગ પડે શરણી રે...હત ભાગી૦

તુજ અંગ. પતંગ રૂપે પ્રજળે(૨)ઝડપી ગ્રહી ગ્રાસ ઝરોળ ગળે(૨)
મરતાં નહિ શાંન્તિ વિરામ મળે રે... હત ભાગી૦

દિનરાત વિલાસ વિષે વિચરી(૨)ભજવા ભગવંત ગયો વિસરી(૨)
જણનારી જીવડા ભારે મરી રે...હતભાગી૦

ઉપકાર ભૂલી અપકારી નથા(૨)શઠ પાપ તણો અધિકારી ન થા,(૨)
મુરખ તુજ જીવન જાય વૃથા રે....હતભાગી૦

સમજી સતકર્મ સદા કરજે(૨)સચરાચરને ચિત્તમાં ધરજે (૨)
"ગોવિંદ" ગુણસાગરમાં તરજે રે...હતભાગી૦

——:૦:——

**ભજન ૨૮** રાગ-(મ્હારા સાસરીએ જઇને કહેજો)

તારા માથે છે પાપની ભારી,
તેં સાન ક્યાં વિસારી, રે માન જીવ
જાવું છે કાલે એકલું—ટેક

નથી ગાયા ગોવિંદ ગિરધારી, મનુષ્ય દેહધારી,
રે માન જીવ જાવું છે કાલે એકલું૦

કંઈક મોટા મોટા રાજ્ય વાળા, (૨)
વળી લક્ષણવંતાને રૂપાળા, (૨)
ભર્યાં મેલ્યા ભંડાર, છોડી ચાલ્યા સંસાર,
જીવ જાવું છે...હારે૦

વિર હાકે રણજંગને ગજાવતા (૨)
લાખો શત્રુનાં કાળજાં ધ્રુજાવતાં (૨)
એવા જંગી બળવાન, કંઈક સૂતા શમશાન,
જીવ જાવું છે....હારે૦

જેના નામનાં નેજાં ફરૂકતાં, (૨)
કંઈક માનવંતા માન મૂકી ઝુકતા, (૨)
એવા શુરા સમ્રાટ, ગયા પર ભવની વાટ,
જીવ જાવું છે ...હારે૦

નિત્ય નવા નવા રંગ ધરનારા, (૨)
વળી અક્કડ થઈ ફક્કડ ફરનારા. (૨)
એવા છેલને સ્હેલાણી; કંઈક થયા ધુડધાણી
જીવ જાવું છે... હારે૦

ઘોડાગાડી કે મોટરમાં મ્હાલે, (૨)
દેશ પરદેશે પેઢીઓ ચાલે (૨)
એવા લક્ષ્મિના લાલ, કાળે કીધા બે હાલ,
જીવ જાવું છે ... હારે૦

કોઇ પાંચે વિસે કે પચીસે, (૨)
કોઇ ઘડી એક પળની નીમીશે (૨)
વખત આવ્યે વહી જાય, લખ્યું મિથ્યા નવ થાય,
જીવ જાવું છે ... હાંરે

દાસ "ગોવિંદના" નાથને ભજી લે, (૨)
રામ નામના શસ્ત્રો સજી લે (૨)
તજી મિથ્યા વિચાર, ધાર સત્ય સદાચાર,
જીવ જાવું છે ...હાંરે૦

—o—

**ભજન. ૨૯.** રાગ—(બોલમાં બોલમાં બોલમાંરે.)

વારછે વારછે વારછે રે, જીવ, મુક્તિ મળવાને હજુ વાર છે–ટેક.
તારા માથે સંતાપનો ભાર છે રે...જીવ મુક્તિ૦
સંતોની સોબત ગમતી નથી તને...(૨)
જુઠાજન સાથે વ્હેવાર રે...જીવ મુક્તિ૦
ભણી ગણી ને તું તો પંડીત કહાવે...(૨)
મુખે ના રામનો ઉચ્ચાર છે રે....જીવ મુક્તિ૦
વાણીને વિદ્યા હોમ્યા હુતાશમાં...(૨)
મિથ્યા મદ માન ને હુંકાર છે રે....જીવ મુક્તિ૦
પાપી પ્રપંચી મનડું છે તારૂં...(૨)
જીવન મદ્ય જાર ને જુગાર છે રે...જીવ મુક્તિ૦
અષ્ટ પ્રહર રહે રંગત વિલાસમાં...(૨)
સ્વપ્ને ના સત્યનો વિચાર છે રે...જીવ મુક્તિ૦

કાળાં ધોળા- સ્વાર્થ માટે કર્યાં તેં...(૨)
કાળજે પ્રજળતા અંગાર છે રે....જીવ મુક્તિ૦

નથી નવરાશ તને ભૂધર ભજવાની...(૨)
એળે ગુમાવ્યો અવતાર છે રે...જીવ મુક્તિ૦

દિલના દરબારને તેં હજુ નથી ઓળખ્યા...(૨)
સુનાં બળ બુધ્ધિનાં બજાર છે રે...જીવ મુક્તિ૦

"ગોવિંદ" કહે છે હજુ ચેતી લે જીવડા...(૨)
માથે જમડા કેરો માર છે રે...જીવ મુક્તિ૦

———o———

**ભજન** ૩૦ (રાગ ઉપર પ્રમાણે)

ધારજે ધારજે ધારજે રે, નામ સાચું, શ્રી. રામજીનું ધારજે —ટેક.
અંતરમાં જાળવી ઉતારજે રે...નામ....

ખોટી સંગતથી અળગો રહીને...(૨)
સંતોને સેવાથી ઠારજે રે...નામ૦

વાણીમાં વાવજે વિષ્ણુના નામને...(૨)
મિથ્યા બકવાદને વિસારજે રે...નામ૦

કામ ક્રોધ કુડ કપટ, શત્રુ સમજીને...(૨)
જુક્તિથી જાળવી મારજે રે...નામ૦

વાસના વિલાસને લાસથી હટાવજે...(૨)
જીંદગી સુવાસથી સુધારજે રે...નામ૦

બુદ્ધિ બળ જ્ઞાન ખાસ ખંતથી ખીલાવજે...(૨)
ભક્તિરસ ભાવના વધારજે રે...નામ૦

સ્થાન લેશ આપજે ન માન કે ગુમાનને...(૨)
સત્યશીલ શાન્તતા સ્વિકારજે રે...નામ૦

મમતા મૃગજળ મોહમાયાની ગ્રંથીઓ...(૨)
ગુરૂગમ જ્ઞાનથી વિદારજે રે...નામ૦

દાવાનળ પાપનાં આ સળગે સંસારમાં...(૨)
અડતાં તુજ અંગને ઉગારજે રે...નામ૦

અખંડ આનંદને અંતર પ્રગટાવી...(૨)
તુંહી તુંહી મંત્રને ઉચ્ચારજે રે...નામ૦

મોંઘો મનુષ્ય દેહ અણમોલી જીંદગી...(૨)
"ગોવિંદ" ગુણ ગાનમાં ગુજારજે રે...નામ૦

——:૦:——

**ભજન ૩૧** (રાગ. નાગર વેલીયો રોપાવ...)

તારૂં આયુષ એળે જાય, મનવા માયા મુકી દે —ટેક૦
માથે કાળ કડાકા થાય, મનવા માયા મુકી દે...

ભવસિંધુના તોફાને, ઉંડા જળદ ખંડના સ્થાને...(૨)
તારૂં નાવ ઝકોળાં ખાય, મનવા... તારૂં૦

છળ કપટ કદી નવ ત્યાગે, ભક્તિ કરતાં કાંટા વાગે....(૨)
ક્યાંથી મ્હેર પ્રભુની થાય, મનવા... તારૂં૦

દિનરાત રહી ઉમંગે; રમતો પરનારીના સંગે...(૨)
તારો પાપ ઘડો છલકાય, મનવા... તારૂં૦

મન ગમતાં ભોજન ભાવે, ગાદી તકીયા વીણ ના ફાવે (૨)
તારાં હાડ હરામી થાય, ...મનવા૦ ...તારૂં૦

જગમાં માનવંત થઈ મ્હાણે, ભકિત દાન દયા નવ જાણે (૨)
તારી કિર્તિમાં મુક લાહ્ય, ...મનવા૦ ...તારૂં૦
મસ્તી જુવાની ની જાય; માથે શ્વેત નીમાળા થાય, (૨)
મુખના માળા ઉજ્જડ થાય, ...મનવા૦ ...તારૂં૦
તું તો રાત દિવસ નહિ ઉંઘે, છેલ્લી મરણ પથારી સુંઘે (૨)
ફરતા જમડા ફેરા ખાય, ...મનવા૦ ...તારૂં૦
પળ ચોઘડીયાં અંકાય, સ્વાસો સ્વાસ ગતી બદલાય (૨)
તન પીંજર ઝોલાં ખાય, ...મનવા૦ ...તારૂં૦
તારા સ્વજન મળ્યાં સહુ ટોળે, તારૂં ચિત્ત ચડયું ચગડોળે (૨)
આતમ દીપક ઝાંખો થાય, ...મનવા૦ ....તારૂં
જેવો જે સ્થિતીમાં આવે, તેવો સાથ વિના સિધાવે (૨)
ખાલી ખોખું સળગી જાય, ...મનવા૦ ...તારૂં૦
"ગોવિંદ" જ્ઞાન હવે સાધી લે, ભાતું બ્રહ્મ રસનું બાંધી લે (૨)
ભજ તું અલખ નિરંજન રાય, ...મનવા૦ ...તારૂં૦

———:o:———

**ભજન ૩૨** (રાગ–પાવાતે ગઢથી ઉતર્યાં.)

મ્હારે આનંદનો દિન આજ, સુંદિર શામળીયા—ટેક૦
ભકતોના કરવા કાજ, .....મોહનજી મળીયા૦

વ્હાલા દેવના છો તમે દેવ,...(સું)
હું તો ઇચ્છુ તમારી સેવ, ... મોહનજી૦
આજ અમૃત વરસે મેહ,...(સું)
વ્હાલા તમથી લાગ્યો નેહ, ... મોહનજી૦

મન મંદીરીયે દીપ માળ,...(સું)
પ્રગટાવું દિન દયાળ, ... મોહનજી૦
દીસે સતસંગ સિંધુ રસાળ,...(સું)
જેની વૈરાગે બાંધેલી પાળ, ... મોહનજી૦
તેમાં સંત રૂપી કઇક નાવ,...(સું)
ફરે છુટા છેડે ધરી ભાવ, ... મોહનજી૦
ષઢ ભક્તિનો જેને આધાર,...(સું)
જ્ઞાન વાયુનો તેમાં સંચાર, ... મોહનજી૦
ષઢ બાંધ્યા શ્રધ્ધાને દોર, ...(સું)
આત્મબળની ગાંઠો સજોર ... મોહનજી૦
હસેલામાં વિવેક ને વિચાર ...(સું)
સુ કા ની શ્રી કી ર તા ર ... મોહનજી૦
છે અટલ સિંધુનો રંગ ....(સુ)
સત્ય ધર્મના ઉછળે તરંગ ... મોહનજી૦
એવો સતસંગ સિંધુ સપાટ ...(સું)
સીધી અક્ષય ધામની વાટ .... મોહનજી૦
એક નાવિક ને નાવડાં ... અનેક (સું)
હોય તારે રાખીને ટેક ....મોહનજી૦
કદી શ્રધ્ધાનો દોર ત્રુટી જાય ... (સું)
તેમાં નાવિકનો શું ઉપાય ....મોહનજી૦
નાવ મુકી નાવિક ઉઠી જાય, ...(સું)
વ્હાણુ અધવચમાં અથડાય ....મોહનજી૦

માર્ગ મુકિતનાં દોહ્યલાં ધાર.... (સું)
સબળ હોય તે ઉતરે પાર ....મોહનજી૦

તમે સાંભળો નરને નાર .... (સું)
સદા રાખજો સારા વિચાર ...મોહનજી૦

શ્રી અવિનાશી અચ્યુત, .... (સું)
ભજો મંન રાખી મજબુત ....મોહનજી૦

એક સાચી શામળીયાની સ્હાય (સું)
હાથ જોડી "ગોવિંદ" ગુણ ગાય ....મોહનજી૦

——:•:——

**ભજન ૩૩** (રાગ હોરી ખેમટા તાલ)

માનને ગુમાની વાત થોડી
મસ્તાનીયા માનને ગુમાની વાત થોડી ટેક૦

આરે સંસારીયાની જુઠી સગાઇ,
જુઠી છે જીંદગી કરોડી (૨)

સગા સબંધીઓ સ્વારથનાં લોભી, (૨)
પળમાં દેશે સ્નેહ તોડી...મસ્તાનીયા૦ માનને૦

કાયાની કુંજે માયાના પુલડાં,
મીઠી સુવાસ દે તું છોડી (૨)

ભોગી ભમરા ભાન ભુલ્યો ભમે શું (૨)
આખરમાં છે દશા કફોડી ...મસ્તાનીયા૦ ...માનને૦

અંતરને આંગણે મ્હેકે કસ્તુરી,
દુર્ગંધે જાય શીદ દોડી, (૨)

વિષયની વેલીયે શાને વિંટાય છે, (૨)
પ્રભુજીથી ચીત્તને દે જોડી, મસ્તાનીયા૦

બચપણ ગયું તેમ જાશે જુવાની,
થાશે મુછ દાઢડી ધોળી, (૨)
ધારેલી ધારણા રોળાશે રાખમાં (૨)
ઓચીંતી વાગશે ગોળી, મસ્તાનીયા૦

અંતરમાં જ્ઞાન રૂપ દીવડો જગાવી,
પરીબ્રહ્મ રૂપ લેતું ખોળી, (૨)
"ગોવિંદ" કહે છે હવે ચેતી લે મનવા, (૨)
કાયાની કાલ થશે હોળી, મસ્તાનીયા૦

———:૦:———

**ભજન ૩૪** (રાગ. બ્રહ્મઅમૃત રસ ભરવો)

જો ગજરા જ્ઞાન થકી ગુંથાય, તો ગુંથ્યાં કોઈ દિન ના કરમાય૦
સ્હેજે વસ્તુ આંપડતી રે, જો ગજરા જ્ઞાન થકી ગુંથાય –ટેક

પ્રથમ કર્મને ઉપાસનાની, પરીપકવતા થાય (૨)
બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂને સેવી, તત્વજ્ઞાન સમજાય,
ખોળી થાકે અંતર માંહ્ય, જગતની નિવૃત્તી થઈ જાય
અનુભવ જ્યોતિ ઉદ્ભવતી રે, ......જો ગજરા૦

અંગ ઉમંગે રંગ જમાવી, સતસંગ જો સચવાય (૨)
ઝીણાંમાં ઝીણી વસ્તુનો, અનુભવ ત્યાં થઈ જાય,
હૃદયની આંટી ઉકલી જાય, સુખનો સાગર ત્યાં છલકાય,
અખંડીત એક વહેવૃતીરે, ....જો ગજરા૦

સંત સુકોમળ સ્નેહ ભરેલા, ભગવદ્ રૂપ ગણાય (૨)
નિષ્કંટક જો સ્નેહ બીછાવે, જન્મ મરણ મટી જાય,
રેખા ભાગ્ય તણી પલટાય, "ગોવિંદ" મંગળ ગિતડું ગાય;
ફરી નહિ ચોરાસી નડતી રે, ......જો ગજરા૦

——:o:——

**ભજન ૩૫** (રાગ. બનજારો)

સુણો વાત કહું હીતકારી,
ધરો ધ્યાન શીખામણ સારી —ટેક૦

નગણાથી નેહ ન કરીયે (૨)
દુરીજન ઘર પાય ન ધરીયે. (૨)
થશે ઉજવળ કિર્તિ નઠારી, ......ધરો ધ્યાન૦ સુણો૦

સદા સત્ય વચન ઉચરીયે (૨)
અવગુણ સઘળા પરહરીયે (૨)
મતિ ભ્રષ્ટ ન કરશો તમારી......ધરો ધ્યાન૦...સુણો૦

સંતોષ કદી નવ તજીયે (૨)
શીલ શાંન્તિ વિનયને સજીયે (૨)
કરીયે વળી વાત વિચારી......ધરો ધ્યાન૦ ....સુણો૦

સુખમાં નહિ છલકી જાવું (૨)
દુઃખમાં નહિ લેશ ડુભાવું (૨)
ધિરજની કરવી યારી......ધરો ધ્યાન૦ ....સુણો૦

અણ ઘટતું કાજ ન કરવું (૨)
પરમાર્થે પગલું ભરવું (૨)
થાવું પ્રિયકર પર ઉપકારી......ધરો ધ્યાન૦ ...સુણો૦

સત સંગે સદા જઇ ભળીયે (૨)
હરિ ભજન થકી નહિ ચળીએ (૨)
શુભ સાર અહો ગુણકારી......ધરો ધ્યાન૦ ...સુણો૦
ઘટઘટમાં વ્યાપક જે છે (૨)
સાચાંનો સ્હાયક તે છે, (૨)
"ગોવિંદની" અરજ સ્વિકારી......ધરો ધ્યાન૦ ....સુણો૦

———:૦:———

**ભજન ૩૬** (રાગ—દેખો સખી ડોલીરીયો)

મરવું છે એક દીન યારો, હરનામ તમે શાને ભૂલો છો ટેક૦
અણચિંત્યો આવશે ઠગારો, હરનામ તમે શાને ભુલો છો—
(સાખી) દાટયાં ધન ધરણી રહે, પડયાં રહે ઘરબાર,
આંગણીયે રોતી રહે, જોબનવંતી નાર.
હાંરે તમે બાંધો નવ પાપ તણો ભારો....હરનામ...મરવું.
(સાખી) આપત જનતો આવશે, સ્મશાન સુધી સાથ.
દેહ ચિતા બળતા સુધી, છેવટનો સંગાથ,
હાંરે પછી ઉઘડશે નર્ક તણા દ્વારો, ...હરનામ૦...મરવું૦
(સાખી) આખર જાવું એકલું, સાથે પુન્ય ને પાપ,
માલીકના દરબારમાં, મળશે હક ઇન્સાફ.
હાંરે ફરી આવશે ચોરાસીનો વારો, ...હરનામ૦...મરવું૦
(સાખી) સમજી સત કર્મે સદા, વળજો વ્હાલા વિર,
મોંઘો અવસર વહી જશે, જેમ બાણે છુટયું તીર.
હાંરે સત્ય સચ્ચિદાનંદ એક ધારો...હરનામ૦...મરવું૦

(સાખી) સત્ય વચન સમતાપણું, સદવર્તન સુવિવેક,
સંત સમાગમ ભળી, અવિચળ રાખો ટેક૦
હાંરે વ્હાલા અણમોલી જીંદગી સુધારો...હરનામ...મરવું૦

(સાખી) સદ્‌ગુરૂનું શરણું ગ્રહી, કરજો તત્વ તપાસ,
ખોટી આ મૃગજળ તણી,....મટશે તુર્તજ પ્યાસ.
હાંરે હવે ભૂલ્યા ભવ બંધનો વિદારો...હરનામ....મરવું૦

(સાખી) અનુભવમાં ઉતરી સદા, સમજો સાર અસાર,
સત્ય નામને ઓળખી, ઉતરો ભવ જળ પાર.
હાંરે દાસ "ગોવિંદની" વાતને વિચારો....હરનામ....મરવું

—:o:—

**ભજન ૩૭** રાગ—(સીતા રામને ભજી ને લ્હાવો)

વ્હાણુ ડુબે વ્હેપારી તારૂં વાટમાંરે...ટેક૦
ભાન ભૂલ્યો વ્હેવારના ઉચાટમાંરે...વ્હાણુ૦

કોણ કેવોને કયાં થકી તું આવીયોરે...(૨)
તારા દુશ્મોનોએ ફંદમાં ફસાવીયોરે...વ્હાણુ૦

જીવ જનમી જગદીશ ને ભૂલી ગયોરે...(૨)
લાભ લાલચ ને લોભમાં ડુલી ગયોરે...વ્હાણુ

માથે મોત તણી નોબતો ગડગડે રે...(૨)
અણધારી આપત્તિઓ આવી પડે રે...વ્હાણુ૦

પુરા પાપને પ્રપંચમાં મચી રહ્યા રે...(૨)
મીઠી માયાની વેલીયે લચી રહ્યો રે...વ્હાણુ૦

સાર સત્યનો હજુ તું નથી જાણતો રે...(૨)
કુડાં કર્મ ને ભુંડાઇ ભાર તાણતો રે...બ્હાલા૦

વાતવાતમાં વિચાર વિના બોલતો રે...(૨)
ખોટા શબ્દના ખજાના ખોલતોરે...બ્હાણુ૦

કોઇ સાચું કહે તો નથી રૂચતુ રે... (૨)
વેણુ ભાલું કલેજામાં ખુંચતું રે...બ્હાણુ૦

સંત વેણુ તને વિખ જેવા લાગતા રે... (૨)
તારા કાન સત્ય શબ્દ નથી માગતા રે...બ્હાણુ૦

અહંતાનું અંતર માંહી જોર છે રે... (૨)
તને મિથ્યા માયા તણો તોર છે રે બ્હાલા૦

જોત જોતામાં જીંદગી જાય છે રે... (૨)
માથે કાળના કડાકા થાય છે રે બ્હાણુ૦

સાચો ખેવટીયો ખંતથી તું ખોળજે રે (૨)
જ્ઞાન રસમાં જીવનને ઝબોળજે રે બ્હાણુ૦

દાસ "ગોવિંદની" વાતને વિચારજે રે (૨)
તારી ડુબતી નૌકા ને તું તારજે રે બ્હાણુ૦

—૦—

**ભજન ૩૮** રાગ (ગોકુળ વહેલા પધારજો રે)

મુરખા જોને તપાસી તારા રૂપનેરે—ટેક
શિદને અંધારે અથડાય ...મુરખા૦

હું મારામાં મેલ્યું મન મોકળુંરે...(૨)
સમજણુ સત જોજન રહી જાય ...મુરખા૦

ઉરમાં આંધી ચડી અજ્ઞાનનીરે ...(૨)
કેમ કરી સત્ય સુરજ દરશાય ...મુરખા૦

ડહાપણ ડોળી થાપણ મુકી વેગળી રે...(૨)
અવગુણ અંતર વધતાં જાય .... મુરખા૦

મોંઘો અવસર માનવ દેહનો રે (૨)
હીરલો કાદવમાં કચરાય .... મુરખા૦

ભુખ્યો જન એક વનમાં આથડે રે (૨)
જઇને સુતો તરૂવર છાંય ... મુરખા૦

લટબે ફળ પાકાં એ ડાળીએ રે (૨)
મનમાં જાણે પડે તો ખવાય .... મુરખા૦

એવી આશાએ ભુખ નહિ ભાંગશે રે (૨)
પુર્ષાર્થ વિના પ્રભુ ના પમાય ... મુરખા૦

સાચા ગુરૂ સદ્‌ભાગ્યે સાંપડે રે (૨)
તો તો તુર્ત તિમિર ટળી જાય ... મુરખા૦

સમજે સદ્‌ગુરૂજીની સાનમાં રે....(૨)
નિશ્ચે જીવ મટી શિવ રૂપ થાય ...મુરખા૦

માટે ખોળી લેજે ખરા ખંતથી રે...(૨)
નહિ તો ફોગટ ફેરો જાય ...મુરખા૦

કરૂણા સાગર મગ્નાનંદનો રે... (૨)
"ગોવિંદ" લળી લળી લાગે પાય ...મુરખા૦

———o———

### ભજન ૩૯ [રાગ મુખડાની માયા લાગી]

આવ્યો અવસર વીતી જાશે રે ચેતી લે મનવા૦ ટેક
પાછળથી પસ્તાવો થાશે રે ચેતી લે મનવા૦

જુવાની તો ચાલી જાશે, બુઢાપાનાં વ્હાણું વાશે (૨)
આખર તો અંધારૂં થાશેરે...ચેતી લે મનવા૦...આવ્યો૦

બાજીગરની જુઠી બાજી, તેમાં શિદને રહે છે રાજી (૨)
પ્રપંચો છોડી ને પાજી રે...ચેતી લે મનવા૦...આવ્યો૦

જેવાં મૃગ જળ કેરાં પાણી, જોબન ધન લે તેવા જાણી. (૨)
અંતે તો છે ધુળધાણીરે......ચેતી લે મનવા૦...આવ્યો.

માની બેઠો મારૂં મારૂં, તેમાં જરીયે નથી તારૂં (૨)
તારૂં તે તો થશે ન્યારૂં રે......ચેતી લે મનવા૦....આવ્યો૦

જુઠી આશા છોડી દઇને, પ્રભુજીનો પ્યારો થઇને...(૨)
નવું જીવતર માની લઇનેરે,....ચેતી લે મનવા૦...આવ્યો૦

ઘડુલો કાયાનો કાચો,... વિચારી ના રહેજે રાચ્યો(૨)
"ગોવિંદજી"નો સ્વામી સાચોરે......ચેતી લે મનવા...આવ્યો૦

———o———

### ભજન ૪૦ (રાગ ઉપરનો)

માયામાં શું મોહ્યા પ્રાણીરે...જાગી જો જીવડા૦ ટેક.
સુતો છે શું સોડયો તાણીરે...જાગી જો જીવડા૦

આવ્યો તો ભવસિંધુ તરવા, ચોરાસીનું દેવું ભરવા. (૨)
બેઠો કુડાં કામો કરવા રે,...જાગી જો...માયામાં૦

જમે તો ના જોવા પેઠો, ઉધારે ના રાખ્યો નેઠો. (૨)
મુડી ઘરની હારી બેઠોરે,....જાગી જો....માયામાં.

ધોળે દહાડે દીવો લઈને, પડે છે કુવામાં જઈને (૨)
મારૂં તારૂં મેલી દઈને રે,...જાગી જો...માયામાં૦

કાળા ધોળાં કોટી કીધા લાખો જનને લુંટી લીધા,
માથે જમડે ડેરા દીધા રે,...જાગી જો...માયામાં૦

"ગોવિંદ" કહે છે જુઠી આશે, જરૂર હાની તેમાં થાશે. (૨)
કાયા કાલે પડી જાશે રે, જાગી જો...માયામાં૦



ભજન ૪૧ ( રાગ ઉપરનો )

પ્રભુ સાથે પ્રીતિ બાંધો રે,...સુહાગી હંસા—ટેક.
ત્રુટયું ત્યાંથી ફરી સાંધો રે,...સુહાગી હંસા૦

માનવ જેવું મોઘું ટાણું, મળે ના ખરચ્યેથી નાણું (૨)
હરિ નામનું લેવું લ્હાણું રે,....સુહાગી હંસા૦...પ્રભુ૦

સ્વપ્નાંતરમાં જે જે જોયું, જાગ્યા પછી સરવે ખોયું (૨)
તેવું ચિત્ત સંસારે પ્રોયું રે,....સુહાગી હંસા૦...પ્રભુ.૦

ધુમાડાના ગોટા જેવી,....આશા ત્રષ્ણા ત્યાગી દેવી (૨)
સાચી સમજણ શોધી લેવી રે...સુહાગી હંસા૦...પ્રભુ.૦

અંતર દોષો ટાળી દઈએ, બીજાનાં સદ્‌ગુણો લઈએ (૨)
સંતોષેથી સદા રહીયે રે...સુહાગી હંસા૦....પ્રભુ૦

આપત્તીમાં ધિરજ ધરીએ, સંગત સજ્જન કેરી કરીએ (૨)
ભક્તિ રસનું ભાથું ભરીયે રે....સુહાગી હંસા૦...,પ્રભુ૦

વિષયની આસક્તિ તજીયે, ક્ષમા શાંન્તિ સદા સજીએ
ભાવેથી ભુધરને ભજીયે રે....સુહાગી હંસા૦...પ્રભુ૦

સદ્ગુરૂના શબ્દે મરીએ, પછી છુટા છેડે ફરીયે (૨)
ભાવેથી ભવ સિંધુ તરીયે રે....સુહાગી હંસા૦...પ્રભુ૦

બ્રહ્મરસ આનંદી દરીઓ, બ્રહ્માન્ડે ભરપુર ભરીયો
"ગોવિંદજીના" ઉરે ઠરીયો રે...સુહાગી હંસા૦....પ્રભુ૦

——:૦:——

## ભજન ૪૨ ( રાગ ગરબી. )

રામ નામ કેમ નથી લેતો...હો પાપીયા૦
કૃષ્ણ કૃષ્ણ કેમ નથી કહેતો....હો પાપીયા૦—૧

મિથ્યા મુમતમાંહી ફુલ્યો...હો પાપીયા૦
દીધેલા કોલ કેમ ભૂલ્યો...હો પાપીયા૦—૨

ચિત્તડું ના સ્થિર તારૂં રહેતું...હો પાપીયા૦
માયામાં મન મેલ્યું વહેતું....હો પાપીયા૦—૩

રળી રળી એકઠું કીધું...હો પાપીયા૦
અણ ઘટતું વાપરી દીધું....હો પાપીયા૦—૪

સદ્પંથે દાન નથી દીધાં...હો પાપીયા૦
કિર્તિનાં કામ શું કીધાં....હો પાપીયા૦—૫

દુઃખીયાનું દુઃખ નથી જાણ્યું...હો પાપીયા૦
હુંપદમાં સુખ સદા માણ્યું...હો પાપીયા૦—૬

લાલચ ને લોભમાં લુંટાણો...હો પાપીયા૦
અપજશનાં પોટલા કમાણો....હો પાપીયા૦—૭

સત્તાનો શોખ તને લાગ્યો....હો પાપીયા૦
ભક્તિથી દુર સદા ભાગ્યો....હો પાપીયા૦—૮

બાંધ્યો બુંડાઇ કેરો ભારો...હો પાપીયા૦
ઉગરવાનો નથી આરો...હો પાપીયા૦—૯

ખરૂં કહેતાં ખુબ ખીજે....હો પાપીયા૦
"ગોવિંદ"નો રામ કેમ રીઝે...હો પાપીયા૦—૧૦

———o———

## ભજન ૪૩ ( રાગ- ઉપરનો. )

ઘડપણમાં એરખો ઝાલ્યો—હો મુરખા૦
જોબનમાં મસ્ત બની......મ્હાલ્યો હો મુરખા—૧

મનના વિકાર કેમ જાશે.....હો મુરખા૦
ચિત્તડુ તો સ્થિર કયાંથી થાશે......હો મુરખા—૨

ભાવ વિના ભજન બધું ખોટું......હો મુરખા૦
માથે માયાનું જુથ મોટું.....હો મુરખા—૩

વૃષ્ટિના વાયરા વિતાવી..........હો મુરખા૦
પાછળથી બીજ રહ્યા વાવી......હો મુરખા—૪

ખાતર વિણ ખેડ નહિ ફળશે.....હો મુરખા૦
પાપ કેરા પુંજ કેમ બળશે.....હો મુરખા—૫

વૃત્તિ જોડાય નહિ જોડી.....હો મુરખા૦
જંજાળે જીવ જાય તોડી......હો મુરખા—૬

ગઢપણમાં ઘેલછા સુઝી.........હો મુરખા૦
આગળથી વાત નહિ બુઝી......હો મુરખા—૭

ઉપલકનું જ્ઞાન તને આવ્યું......હો મુરખા૦
જીવતર તો જુઠમાં ગુમાવ્યું.......હો મુરખા—૮

મૃત્યુએ મોરચા માંડયા..........હો મુરખા૦
ત્હો યે સ્વછંદ નથી છાંડયા........હો મુરખા—૯

ગિરધરના ગુણ ગા તું ગાજી.......હો મુરખા૦
"ગોવિંદનો" રામ રહે રાજી.......હો મુરખા—૧૦

—:o:—

**ભજન ૪૪** (રાગ ઉપરનો)

જેણે જગદીશ ગુણ ગાયા...હો પ્રાણીયા૦
ધન્ય એવા જનુનીના જાયા ...હો પ્રાણીયા—૧

પ્રભુજીનું નામ જેણે જાણ્યું...હો પ્રાણીયા૦
તેણે સદાય સુખ માણ્યું....હો પ્રાણીયા—૨

ભક્તિનાં બીજ જેણે બોયાં...હો પ્રાણીયા૦
તેણે દુનિયાનાં દુઃખ ખોયાં....હો પ્રાણીયા—૩

સંત તણો સંગ જેણે કીધો....હો પ્રાણીયા૦
તેનો તો પંથ સદા સીધો....હો પ્રાણીયા—૪

મનડાના મેલ જેણે કાપ્યા...હો પ્રાણીયા૦
તે તો અખંડ ધુણી તાપ્યા...હો પ્રાણીયા—૫

વાણીમાં સત્ય જેણે વાવ્યું...હો પ્રાણીયા૦
જીવતાં વૈકુંઠ ઘેર આવ્યું ...હો પ્રાણીયા—૬

સંશયના પહાડ જેણે ભેદયા...હો પ્રાણીયા૦
તેણે માયાના બંધ છેદયા...હો પ્રાણીયા—૭

પોતાની ભૂલ જેણે જાણી...હો પ્રાણીયા૦
તેને આનંદની ઉજાણી...હો પ્રાણીયા—૮

વર્તનમાં વાત જેણે મેલી...હો પ્રાણીયા૦
"ગોવિંદ"નો નાથ તેનો બેલી....હો પ્રાણીયા—૯

—o—

**ભજન ૪૫** (રાગ ઉપરનો)

ભકિતનો પંથ તમે ઝાલો...હો પ્રાણીયા૦
મૂકો માયાનો ઠાઠ ઠાલો....હો પ્રાણીયા—૧

ઈશ્વરનું નામ એક સાચું...હો પ્રાણીયા૦
બાકી બીજું તો બધું કાચું...હો પ્રાણીયા—૨

માત તાત સુત વિત્ત નારી...હો પ્રાણીયા૦
આખર કરશે ન કોઇ ચારી...હો પ્રાણીયા—૩

વસમાં છે મોત તણા તેડાં....હો પ્રાણીયા૦
જુઠા સંસારીયાના નેડા...હો પ્રાણીયા—૪

કઇક ગયા માનીને ગુમાની...હો પ્રાણીયા૦
મળે નહિ નામ કે નિશાની....હો પ્રાણીયા—૫

કાળ તેનું કામ કેમ ચુકે....હો પ્રાણીયા૦
નાના મોટાને નહિ મુકે....હો પ્રાણીયા—૬

કાચી માટીની બની કાયા...હો પ્રાણીયા૦
સંધ્યાના રંગ જેવી માયા...હો પ્રાણીયા—૭

હરિ સાથે હેત સદા રાખો...હો પ્રાણીયા૦
નિત્ય નિત્ય રામ રસ ચાખો...હો પ્રાણીયા—૮

બગડી સુધારવી બાજી...હો પ્રાણીયા૦
"ગોવિંદ"નો રામ રહે રાજી...હો પ્રાણીયા—૯

———o———

**ભજન ૪૬** (રાગ ઉપરનો)

મુક્તિના મારગે જઈયે...હો જીવડા૦
રામકૃષ્ણ રામકૃષ્ણ કહીયે...હો જીવડા૦—૧

જીવતરના ભેદ લક્ષ લઈયે....હો જીવડા૦
સદ્‌ગુણને સ્થાન સદા દઈયે...હો જીવડા૦—૨

અણઘટતું કાર્ય નવ કરીયે...હો જીવડા૦
તોલ વિના બોલ ના ઉચ્ચરીયે...હો જીવડા૦—૩

કડવા નવ વેણ કો"ને કહીયે...હો જીવડા૦
સંતોષે સુખ દુઃખ સહીયે...હો જીવડા૦—૪

માન કે ગુમાન નહિ ધરીયે...હો જીવડા૦
કામ ક્રોધ લોભ મોહ હરીયે...હો જીવડા૦—૫

દ્વેષ બુદ્ધિ લેશ નહિ કરીયે...હો જીવડા૦
વિશ્વ પ્રેમ ભાવ ઉર ભરીયે...હો જીવડા૦—૬

સતસંગનો લાભ નિત્ય લઈયે...હો જીવડા૦
દુસંગથી દુર સદા રહીયે...હો જીવડા૦—૭

સદ્‌ગુરૂની છાંય શીર ધરીયે...હો જીવડા૦
તેવીણ તો જ્ઞાન નથી જરીયે....હો જીવડા૦—૮

"ગોવિંદ"નો રામ જ્યારે મળશે...હો જીવડા૦
ત્યારે ત્રિવિધ તાપ ટળશે....હો જીવડા૦—૯

———o———

ભજન ૪૭ (રાગ ધોળ—દયા વિષે,)

વિરા મારા દયા રાખો દિલમાં—ટેક૦
નિર્દયતામાં છે પાપ અપાર૦...દયા રાખો...વિરા૦

ન્હાના મોટા જીવો આ સંસારમાં (૨)
એક સરખા માલીક ને દરબાર...દયા રાખો—દિલમાં...વિરા

વીરા તોડી એ ન્યાય કીરતારનો (૨)
ભૂલ ચૂકે ન કરવો સંહાર....દયા રાખો—વિરા૦

અહિંસા પરમો ધર્મ છે આપણો (૨)
વેદ શ્રુતિ કરે છે પોકાર...દયા રાખો—વિરા૦

આત્મઘાત એ પાપનું મૂળ છે (૨)
એ તો નિર્દયતાનો અવતાર....દયા રાખો૦—વિરા૦

પર દીલ દુભવવું એ પાપ છે (૨)
માટે સ્નેહનો રાખો વ્યવહાર....દયા રાખો—વિરા૦

સ્નેહ વિશ્વાસઘાત ન વાપરો (૨)
ઉપકારે ન કરવો અપકાર....દયા રાખો—વિરા૦

પરદુ:ખભંજનના મંત્રો ભણો (૨)
જેથી રાજી રહે કીરતાર૦....દયા રાખો—વીરા૦

સમ દ્રષ્ટિ કદી નહિ ભૂલવી (૨)
જેમાં છે નિજ જીવન ઉધ્ધાર૦....દયા રાખો—વીરા૦

પ્રાણી માત્ર પોતાનું સ્વરૂપ છે (૨)
તેમાં ભેદ ન રાખો લગાર૦...દયા રાખો—વીરા૦

દાસ, "ગોવિંદની" એ છે વિનતી (૨)
દયા જાણો છે સત્યનો સાર૦...દયા રાખો—વીરા૦

——:૦:——

## ભજન ૪૮ (રાગ ઉપરનો)

વીરા મારા મુસાફીર આપણે—ટેક૦
આતો ઘડી બે ઘડીની ધમસાણ....મુસાફીર૦આપણે૦

વિરા પંખી મળ્યાં પરદેશનાં (૨)
ઉડી જાતાં આથમતે રે ભાણ...મુસાફીર૦આપણે૦

વિરા માત પીતા બંધુ બેનડી (૨)
એતો પ્રાણ સુધીની પીછાણ...મુસાફીર૦—વિરા૦

પંચ ભૂત તણું આ છે પિંજરૂં (૨)
જાણો એ તો ભાડુતી રહેઠાણ...મુસાફીર૦—વિરા૦

મોટા મોટા મહીપતિ થઇ ગયા (૨)
મુકી માયાને સુતા મસાણ....મુસાફીર૦—વિરા૦

કઇક આવે ને જાય જીવાતમા (૨)
એવું કુદરતનું છે પ્રમાણ...મુસાફીર૦—વિરા૦

વિરા કોને ખબર છે રે કાલની (૨)
કરવું પડશે પલકમાં પ્રયાણ...મુસાફીર૦—વિરા૦

વિરા ભટકી ભટકીને થાકી ગયા (૨)
લેવા આવ્યા મુકિત તણી લ્હાણ....મુસાફીર૦—વિરા૦

શાણા સમજી એ સુત્ર વિચારવું (૨)
કરવું કંઈક કાયાનું કલ્યાણ...મુસાફીર૦—વિરા૦

સાચું નામ નારાયણનું એક છે (૨)
જેનાં વેદ કરે છે વખાણ....મુસાફીર૦—વિશ૦
વિશ વેરને ઝેર ન રાખશો (૨)
સંપી ચાલો સદાયે સુજાણ...મુસાફીર—વીશ૦
દાસ "ગોવિંદની" એ છે વિનંતી (૨)
વિશ્વ સઘળું ધરમશાળા જાણ....મુસાફીર—વિશ૦

———o———

**ભજન ૪૯** (રાગ ઉપરનો–સતિત્વવિષે)

બ્હેનો મારી વિચારો આ વાતને—ટેક
વાંચી જુઓ જુના ઇતિહાસ...વિચારો આ વાતને૦
સતિ સિતા દમયંતી ને દ્રૌપદી(૨)
પતિ સેવામાં આપ્યા છે પ્રાણ...વિચારો-બ્હેનો૦
સતિ અનુસોયા આંગણે આવીયા(૨)
બ્રહ્મા વિશ્નુ મહેશ્વર ખાસ... વિચારો-બ્હેનો૦
ભિક્ષા માગી સતિત્વને તોડવા(૨)
બાળક રૂપે બેસાડયા છે પાસ....વિચારો-બ્હેનો૦
જેનાં સતિત્વથી ગંગાજી આવીયાં(૨)
પુરે પુરો પતિને વિશ્વાસ...વિચારો—બ્હેનો૦
સતિ નર્મદાનો નાથ રોગીયો(૨)
લઇને ફરી એ તીરથ વન વાસ....વિચારો—બ્હેનો૦
કોઇ યોગીએ શ્રાપ દીધો તેને(૨)
પ્રભાતે તો થશે આનો નાશ....વિચારો—બ્હેનો૦

સતિએ આજ્ઞા કરી દિનકર દેવને(૨)
પ્રભુ પ્રગટી ન કરશો પ્રકાશ....વિચારો—બ્હેનો૦

છ છો મહીનાની રાત્રી વ્યાપી રહી(૨)
રૂષિ મુનીયો પોકારે છે ત્રાસ....વિચારો—બ્હેનો૦

જઈને અનુસોયાને અરજી કીધી(૨)
માતા કરો આ નિશાનો નાશ...વિચારો—બ્હેનો૦

સતિએ નર્મદાને જઈને વિનવી(૨)
બ્હેની દુનિયા પોકારે છે ત્રાસ...વિચારો—બ્હેનો૦

સતિ નર્મદા વળતાં તો ઉચર્યા(૨)
પતિ સેવાની રહી જશે આશ...વિચારો—બ્હેનો૦

મ્હારો નાથ પ્રભાતે સિધાવસે(૨)
કેમ સુર્ય ઉગાડું આકાશ....વિચારો—બ્હેનો૦

સતિએ અભય વચન દીધાં તેમને(૨)
તારા અંતરની પુરૂં આશ....વિચારો—બ્હેનો૦

આજ્ઞા નર્મદાએ દીધી સુર્યને(૨)
પ્રભુ પ્રગટી કરોને પ્રકાશ...વિચારો—બ્હેનો૦

સુર્ય પ્રગટયોને શ્રાપ સાચો પડયો(૨)
સતિ નર્મદા થઈ ત્યાં ઉદાસ....વિચારો—બ્હેનો૦

અનસુયાએ જળ લીધું હાથમાં(૨)
પુરી હોય જો સ્વામીની આશ...વિચારો—બ્હેનો૦

તો તો મૃત દેહ નર્મદા નાથનો (૨)
થાજો સજીવન એ અભિલાષ—વિચારો૦ બ્હેનો૦

જીવ આવ્યો ને જોબન આવીયું (૨)
દેહે ના રહયો રોગનો ભાસ—વિચારો૦ બ્હેનો૦

નીજ નાથને જીવ્યા નીહાળીને (૨)
નર્મદાને વાધ્યો છે હુલ્લાસ—વિચારો૦ બ્હેન૦

જય જયકાર થયો ત્રણે લોકમાં (૨)
દેવ વાણી થઈ છે આકાશ—વિચારો૦ બ્હેનો૦

ધન્ય ધન્ય સતિ તારા સત્યને (૨)
તેં તો નામ રાખ્યું અવિનાશ...વિંચારો–બ્હેનો૦

એવી વિશ્વે અનેક સતિ થઈ (૨)
જેની સાક્ષી પુરે ઇતિહાસ...વિચારો–બ્હેનો૦

પતિ સેવા મહી સાચું સુખ છે (૨)
વાધે કીર્તિ ને પ્રસરે સુવાસ—વિચારો–બ્હેનો૦

એવું સમજીને એ વૃત આદરો (૨)
જેમાં રહી છે જીવનની મીઠાશ....વિચારો–બ્હેનો૦

બંધુ "ગોવીંદની" એ છે વિનંતી (૨)
સહુની લજ્જા રાખો અવિનાશ....વિચારો- બ્હેનો૦

——o——

**ભજન ૫૦** રાગ ધોળ. 'ગઢપણ વિષે.' પહેલું પહેલું મંગળીયુ

ઘઢપણ ઘોડે ચડીને ઘેરે આવ્યું રે;
નિમાળે તો ધોળું નિશાન બતાવ્યું રે. ૧

આંખલડીનાં આછાં થયા છે અજવાળાં રે;
કર્ણ ભુવનના, દરવાજે દેવાયાં છે તાળાં રે. ૨

હાટડીયે તો, પડવા માંડી છે હડતાલ રે;
જઠરા બાઈ તો, બદલીને બેઠા તેની ચાલ રે. ૩

હરતાં ફરતાં, નાક નીતરવાને લાગે રે;
દહાડી દહાડી, દુઃખ દરદ નવું જાગેરે. ૪

દાંત વિનાનાં, પેઢલડાં પડવાં માંડયા પોચાં રે;
જીભલડીએ વળવા લાગ્યા છે લવ લોચા રે. ૫

કફે, પીત ઉભા, સ્વાસ મારગડાને રોકી રે;
ડગમગ ડોલે, ડાપણુ ડાહ્યા તારી ડોકી રે. ૬

શક્તિ બાઇએ, લીધા પીયરીયાનાં પંથ રે૦
ત્હોએ મુરખા, રાખી નહિ તે રૂડી ખંત રે—૭

આઠે પહોરે, થરથર કંપે છે આખું અંગ રે૦
ત્હોએ તેં તો, કીધોના સિતાવરનો સંગ રે—૮

જીવતર આખું, ખાલી ખલક માંહી ખોયું રે૦
હજુ યે જીવડા, જરીએ જાગીને નવ જોયું રે—૯

કંચન જેવી, કાયા વાડી રે કરમાણી રે૦
જનમ ધરીને, ખોટી કીધી છે તે કમાણી રે—૧૦

મુરખ મનને, માયા લાગી છે બહુ મીઠી રે
દરપણુ લઇને, ખામી તારી તેં નવ દીઠી રે—૧૧

ભવજળ મધ્યે, ભૂલ્યો ભુંડા તું તારૂં ભાન રે૦
મનુષ્ય જનમનું, હાથે ના રાખ્યું તેં સુકાન રે—૧૨
બોળી બેઠો, મોઘા જીવન કેરી બાજી રે૦
"ગોવિંદજી"નો, રામ રહે ક્યાંથી રાજી રે૦

—:૦:—

## ભજન ૫૧ (રાગ ગજલ.)"બાકી છે" !

ખીલો ના એ દગલ બાજો, શીરે સત્કાર બાકી છે૦
જીવનભરનાં અદલ ઇન્સાફનો, દરબાર બાકી છે !—૧

તમારી જીંદગાનીની, અરે તૃષ્ણા અધિષ્ઠાતી૦
અચળ સત્તા જમાવી છે, છતાં હકદાર બાકી છે !—૨

કરોડો કલ્પના શકિત, તણા કીલ્લા કરો ઉભા૦
છતાં એ તોડવા છુપા ભયંકર માર બાકી છે !—૩

જગત ભરના દીવાનાઓ, પડયા શું મોહ બંધનમાં૦
ઝઝુમે છે સબળ શત્રુ, હજુ હથીઆર બાકી છે !—૪

ભલે દરકાર દફનાવી, અધમ મસ્તી મહી મ્હાલો૦
અગર ચાહો સકંજામાં ઘણા શીકાર બાકી છે !—૫

પરંતુ એક પળમાં તે, ઉંડી આશા ઉડી જાવા૦
વિનાશકના વિષમ વાયુ, તણો ચમકાર બાકી છે !—૬

કર્યાં કાળાં અને ધોળાં, ગરીબોને સતાવીને૦
તમારા પાપ પુન્યોનાં, જમા ઉધાર બાકી છે !—૭

તમારા સ્વાર્થના માટે, ખુશામત કઇકની કરતા૦
ખુશામતના ખરા આધાર, જગદાધાર બાકી છે !—૮

અતિ પાપે ફુલ્યા ફાલ્યા, અસત્યોથી ભર્યાં તનને૦
દહન કરવા દીવાના એ, પ્રલય અંગાર બાકી છે !—૯

નથી અપરાધની અવધી, જવાનાં કયાં હવે નાશી૦
તમારા જીવને જમદૂતની, તકરાર બાકી છે !—૧૦

ચમનબાજી તજો પાજી, ખુમારીને વળાવી દયો૦
કહે "ગોવિંદ" ભક્તિ વિણ, જીવન ઉધ્ધાર બાકી છે?—૧૧



**ભજન પર** (રાગ વાઘેશ્વરી–ગઝલ) "શા માટે ?"

અમીરીમાં છકેલાઓ, ધરો અહંકાર...શા માટે?–ટેક૦
શીરે સંતાપના બોજા, ઉઠાવો યાર...શા માટે૦ ?

અનાથો આંગણે ઝુરે, ઝરૂખામાં રહ્યા ઝુકી,(૨)
કરો છો બંધ મહેલોના, નિહાળી દ્વાર...શા માટે?—અમીરી૦

હજારો હાય વરસાવી, વળે છે દ્વારથી પાછા(૨)
છતાં કાતિલ જબાનોના, કરો ઉચ્ચાર...શા માટે?- અમીરી૦

તમારા એશ ને આરામમાં, લક્ષ્મી લુંટાવો છો,(૨)
કહો છો કે તમે કહેતા નથી, ઉદાર શા માટે—અમીરી૦

પરંતુ પાઇ પરમાર્થે, જીવનભરમાં નથી ખરચી(૨)

કહો કહીએ હવે તમને, અમે ઉદાર...શા માટે ?—અમીરી૦
નથી ભક્તિ ઉપર પ્રિતી, નથી ભગવંતની ભિતી(૨)

પછી પૃથ્વિ ઉપર પાપી કરો છો ભાર શા...માટે ?- અમીરી૦

અખિલ આલમ કહે તમને, તમો ધનવાન છો મોટા
દયાનો છે નહિ છાંટો, ભર્યા ભંડાર...શામાટે?—અમીરી૦

ખુમારીના ખજાનાઓ, ખુશામતથી ખુશી રહેતા(૨)
ગરીબોનાં ગળાં રહેંસી, ભર્યા ભંડાર...શામાટે?- અમીરી૦

કહે "ગોવિંદ" કર જોડી, જીવ્યું સાર્થક કરોજગમાં(૨)
ઉઘાડો છો સ્વહસ્તેથી, નરકનાં દ્વાર...શામાટે?—અમીરી૦



## ભજન ૫૩ ( રાગ—મનહર છંદ )

સત્તાના શોખીનો જુઓ આંખને ઉઘાડી કરી,
ડગલે પગલે મોટી, ભૂલ થાતી જાય છે,
ફાલ્યા ફૂલ્યા વસંતનાં, ફુલ પેઠે ખુબ ખીલ્યા.
ગુમાને બીજાના લાભ હાની ના દેખાય છે....૧

જેટલા જોરેથી જાય દડો ઉંચે ઉછળીને,
તેટલા જોરેથી પાછો નીચે પટકાય છે,
અભિમાની તુરંગે તો ચડતા ચડાઇ ગયું,
પડી જશો ક્યારે તેનો લેશ ખ્યાલ થાય છે ? ૨

જાણો છો કે દુનીયામાં મારા જેવો કોઈ નથી,
હું કરૂં તેમાં ન કોઈથી આનાકાની થાય છે;
ખોટા ખુમારીના બોલ વાદ કે વિચાર સહુ,
ધારે જો ધણી તો ભાઇ પળે પલટાય છે. ૩

સ્વાર્થ સીદ્ધ સાધવામાં દુઃખ ના બીજાનાં જુઓ,
તમારા ભલાને માટે ગરીબો દુભાય છેઃ
હું પદનો હડકવા હીણી ગતી લાવે ભાઈ,
હજારોની હાયે કરી નક્કી હાની થાય છે. ૪

ગુમાનીને ઘેને બધું લીલું પીળું પેખો છતાં,
અંતિમે એમાં તો ઉંડાં અંધારાં દેખાય છે;
અમીનો કટોરો ગણી હોદ્દો હાથ લીધો છતાં,
ચોકખું હળાહળ તેમાં વિષ સમજાય છે. ૫

સત્તાના શીખરે ચડી લાખ્ખો પટકાયા તેના,

નામ કે નીશાન ગોત્યાં મળે નહી ક્યાંય છે;
"ગોવિંદ" કહે છે ભજો ભાવે ભગવંત જાણો,
પરાયાં ભલામાં ભલું પોતાનું જ થાય છે. ૬

## ભજન ૫૪ (રાગ માલકોષ)

તેરા કોઈ ન ચાહન વાલે—ટેક૦
માત પીતા ઔર બંધુ સહોદર, સબ સ્વારથકે લાલે (૨)
ગયા સ્વાર્થ જબ કોઈ ન ચાહે, સબહી હોત નીરાલે.—તેરા૦
પેસે કે હય દોસ્ત બીરાદર, દીલભર દીલકે છાલે, (૨)
કોઈ દીન આવે હાલ ફકીરી, બદલ જાય હીત વાલે....તેરા૦
અંતકાલ જબ નીકટ મેં આવે, સબ સબ સબકી સમાલે (૨)
ઉડ ચલે જબ પ્રાન પીયારા, ઝટપટ બાંધ નીકાલે—તેરા૦
ઘરકી નારી દશ દીન રોવત, મરન કાજ નીપટાલે; (૨)
ગયા રંજ ફીર અપને જીવનકો, સ્વારથ મેં લીપટાલે—તેરા૦
આખીર બદલા કીયા કરમકા, કભી ન મીટને વાલે; (૨
ભજ ભવતારન સત્ય નીરંજન, ભક્ત ન કે પ્રતીપાલે...તેરા૦
મોહ મુમત અબ છોડ પીયારે, ખળ મન કો સમજાલે; (૨)
"ગોવિંદ" ગુનકે રસસિંચન કર, ઘટ મેં જ્યોત જગાલે—તેરા૦

—o—

## ભજન ૫૫ રાગ– (મુસલમાની તર્જ ગજલ.)

તુમ્હારે દીલકી અજબ હય મસ્તિ, ગજબ દિવાના કયું કર રહે હો.
અધમકી આગો મે ગુલ્મદન કો, ઉછલ ઉછલ કર કયું ધર રહે હો.
જો કરને તુમકો દીખાઈ દુનિયા, કીયા ઈનાયત સુખો કે સાધન,

વોકર કમલકો હ્રદય મેં રખલો, દમામ દીલમેં કયું ધર રહે હો.
શરોપે ધરતે થે તાજ છતર, હજારો નોકર હુકમ પે હાજીર,
વો ચલ ધરે સબ યહાં પે રખકે, મીઝાજ અબ તુમ કયું કર રહે હો.

બદન પે હરદમ લગાકે અત્તર, ફુલોં કી સેજો મેં લેટ થેં તે,
વો ખાખ બનકર ચલે ગગન કો, તુફાન ઇતના કયું કર રહે હો.

ન માલ મિલ્કત મકાન દૌલત, નવાલી વારસ કરેંગે સોબત,
અકીલા આના અકીલા જાના, સીતમ સેં મ્હોબત કયું કર રહે હો.

અચ્છી સી સુરત કો દેખને કો, હજારો આંખો તલસ રહી થી,
ચલે કફન મેં છુપા કે, બનમેં, પવન સેં બાતાં કયું કર રહે હો.

જગત કી જુઠી બીછાઇ ચાદર, કદમ કદમ ભર કયું ચલ રહે હો.
શીકારીયોં કી ઝપટ મેં આ કર, શીકાર બનકર કયું મર રહે હો.

સમાલો આતે હય મૌત ડંકા, નિશાન લેકે તુમ્હારે ઘરપેં,
જગત કે જાલીમ અય જુલ્મગારો, ગુમાન અબ તક કયું કર રહે હો,

સુધારો બીગરી હટાદો નીંદકો, કહેતેં હય "ગોવિંદ" જગા જગા કે,
અલખ નીરંજન કો યાદ કરલો, ફજુલ ખરાબત કયું કર રહે હો.

——:•:——

**ભજન ૫૬** રાગ–(સેજરીયાં પે આજા સાજન ધીરે ધીરે.)

ગજબ કી હય જાલીમ જુવાની તુમ્હારી (૨)––ટેક૦
યે કબ તક રહેગી, ગુમાની તુમ્હારી...ગજબ૦
ખતમ ખેલ કરદો, રહી રાત થોરી (૨)
ફજર હોતે હોગી, રવાની તુમ્હારી....ગજબ૦
યે દો દીનકી લ્હેજત મેં, કયું ફસ રહે હો(૨)

કહાં દુખ ગઈ, ખાનદાની તુમ્હારી...ગજબ૦
કરો કુછ હલાલી, હરામી કુ છોડો(૨)
બીખર જાયેગી, જીંદગાની તુમ્હારી....ગજબ૦
સફર બ્હોત લંબી હય, આગે કદમકી(૨)
સરંજામ મે, હય હૈંવાની તુમહારી...ગજબ૦
કફનમેં લીપટ કે લે, જાયેગે તુમકો(૨)
જગતમેં ન રહેગી, નિશાની તુમ્હારી...ગજબ૦
ઉઠાવો ન ઝંડા, સીતમકા સીતમગર(૨)
હઠાવો બડી, બેઇમાની તુમ્હારી...ગજબ૦
અનામત કે લીયે, અલખ યાદ કર લો(૨)
કહાં તક રહેગી, દીવાની તુમ્હારી...ગજબ-
યે કહે તેં હય, "ગોવિંદ" વખતકો સમાલો(૨)
ઘડી ભરકી હય. મીજમાની તુમ્હારી...ગજબ૦

---

**ભજન ૫૭** (રાગ–યા ઇલાહી મીટ ન જાયે દર્દ દીલ)

અય મુસાફીર, કયા કીયા તેરે લીયે(૨)
મોતને ડંકા દીયા તેરે લીયે ....ટેક૦
જીંદગી સારી ગુમાઇ મોજમેં(૨)
કયા ગજબકી બાત હય તેરે લીયે...અય૦
કોઇ દિન તેરા નહિ અયસા ગયા(૨)
કામ આવે જો વહાં તેરે લીયે ...અય૦
રાતદિન દિલકી ખુશામતમેં રહા(૨)

હય બુરા અંજામ અબ તેરે લીયે...અય૦
દૌલત હુઇ બરબાદ સબ આરામમેં (૨)
ખેરાતમેં કુછ ના દીયા તેરે લીયે...અય૦
જુલ્મ કરના થા વો સબ તું કરચુકા (૨)
અબ મૌત બાકી હય યહાંતેરે લીયે...અય૦
કયા ખબર કયસી ગજબકી નિંદ હય (૨)
દેખ અંધેરા હુવા તેરે લીયે...અય૦
બીગડી હુઇ બાજી અભીતો હાથ હય (૨)
ખ્યાલ કર સુધારલે તેરે લીયે....અય૦
ઇન્સાફ તેરા હય અલબ દરબારમેં (૨)
કહ રહે "ગોવિંદ" યે તેરે લીયે....અય૦

---

ભજન ૫૮ રાગ( તારૂણી તુજથી નથીરે, )

અય મન મેરા રામ સુમરલે ટેક
રામ સુમર શુભનામ સુમરલે...અય.
ભટકત ભટકત. નરતન પાયો ...(૨)
જપતપ તિરથ દાન તું કરલે ....અય.
મનુષ્ય જનમ અયસો ફીર ન મીલેગો...(૨)
સત્ય દયા. ઔર ધર્મ તું ધરલે...અય.
ભિત્તરકા સબદોષ હટા કર ...(૨)
જીવનમે સદ્ભાવ તું ભરલે ...અય
આખિરમેં કોઇ સાથ ન આવે .. (૨)

પ્યારે પ્રભુકા ધ્યાન તું ધરલે...અય.
મુની મન રંજન ભવભીડ ભંજન ...(૨)
મનમોહન વૃજરાજકો વરલે ...અય.
"ગોવિંદ" ભક્તિકા ભેદ સમજકર—(૨)
ગુરૂગમસેં ભવસાગર તરલે ...અય.

——o——

ભજન. ૫૯ રાગ—(આશાવરી)

સમજમન પંચ વિષય દુઃખદાઇ —ટેક
સકલ જગત હે જાદુકી માયા —(૨)
મોહકી જાલ બીછાઈ -સમજ.
મુરલીકી ધુન મેં મૃગ ઔર વિષધર – (૨)
શુધ્ધ બુધ્ધ, હેત ગમાઈ —સમજ.
સ્પર્શ વિષય મેં ભૂલત મદઝર —(૨)
જાત જરૂર જકડાઇ —સમજ.
દિપક જયોત, પતંગકો પ્યારી- (૨)
જીવન હેત જલાઈ— ... સમજ.
ભોગી ભ્રમર સબ કમલ કુસુમમેં—(૨)
દેહકો હેત ફસાઇ— ——સમજ
સ્વાદમેં જાન ગુમાવત મછીયાં (૨)
એસી વિષય ત્રષ્ણાઇ ———સમજ.
અય મન અબ મત ભૂલ દીવાને——(૨)
"ગોવિંદ" કી શીખ લાઇ....—મજ.

——•——

**ભજન ૬૦** રાગ—(બીહાગ....તાલદીપ ચંદી)

**સત સંગત સુખદાઈ સમજ મન સત સંગત સુખદાઇ ટેક૦**

પારસકા સંયોગ મીલે જબ...(૨)
લોહુ કુંદન હોઈ જાઇ.....સમજ૦
કલ્પતરૂ કો સબ જગ ભાંખત...(૨)
મન વાંચ્છીત ફલ દાઇ......સમજ૦
શ્રેષ્ટ કનિષ્ટ કા ભેદ છોડકર...(૨)
દેત શશી શીતલાઇ.....સમજ૦
ચંદન કો સંગ સબ વૃક્ષનકો...(૨)
નિજરૂપ દેત બનાઇ.....સમજ૦
સંત સરોવર ઔર તરૂવર....(૨)
પર હીત કરત ભલાઈ.....સમજ૦
જ્ઞાન અમીરસ સંત પીલાવે...(૨)
સત્ય સ્વરૂપ દીખલાઇ......સમજ૦
એક ઘડીકા સંત સમાગમ...(૨)
સબ અઘ દેત જલાઇ......સમજ૦
ભૂલે જનકો સત સંગત બીન...(૨)
રાહ નહિ ઔર ભાઇ.....સમજ૦
"ગોવિંદ" સચ્ચા સંત મીલે જબ...(૨)
આવાગમન મીટ જાઈ.....સમજ૦

——:०:——

**ભજન ૬૧** રાગ–(શીદને ચિંતા કરે કૃષ્ણને)

**પાત્ર વિના નહિ ઠરે, પ્રભુનો રસ પાત્ર વિના નહિ ઠરે–ટેક૦**
**ભલેને કોઇ કોટી પ્રયત્નો કરે.....પ્રભુનો૦**

સિંહણુ કેરૂં દુધ જગતમાં, કંચન થાળે ઠરે (૨)
ત્રાંબા પીતળનાં પાત્રને ચીરી, તુરત બહાર નીસરે—પ્રભુ
સાકરનો એકાદ કાકરો, ગર્ધવ ભૂલમાં ચરે (૨)
અમૃતનું એ ઝેર બનીને, પ્રાણ પલકમાં હરે—પ્રભુ૦
ભમરા સાથે ગેંગાભાઈ જો, સકળ બગીચો ફરે; (૨)
સુગંધ ઉપર ચિત ન ચોંટે, દુર્ગંધ હોય ત્યાં સરે—પ્રભુ.
ઉંટની આગળ અન્ન ધરે તો, મોઢું એક ન ભરે. (૨)
બાવળ ને કંથેર મળે તો, હરખે હરખે ચરે—પ્રભુ.
વાંદર હાથે દર્પણ આવે, જોઈ જોઈ ચાળા કરે, (૨)
ચાટી જોતાં સ્વાદ ન આવે, નાખે ઉંડે ધરે.—પ્રભુ.
મુરખને શીખામણ દેતાં, અર્થ ન જરીયે સરે. (૨)
દુરીજનને ભક્ત નવ ભાવે, ઉલટા અવગુણ ભરે—પ્રભુ.
અભીમાનીને જ્ઞાન મલેપણ, ઉરમાં નવ ઉતરે; (૨)
"ગોવિંદ" કે છે એવા જનતો, લખ ચોરાસી ફરે.—પ્રભુ.

———o———

## ભજન ૯૨ ( રાગ ઉપરનો )

જ્ઞાન વિના નહી મળે, પરમ પદ, જ્ઞાન વિના નહી મળે...ટેક૦
વિરા રે મારા ઉપલકથી શું વળે......પરમ પદ......જ્ઞાન.
ગરજ વિના સદગુરૂ કરીયે પણ, અંહભાવ નહિ ટળે, (૨)
મહેનત વિના ખેતરમાંથી, ધાન્ય ન આવે ખળે...પરમ૦
અવગુણીયાનો સંગ કર્યેથી, બુદ્ધિ અવગુણ રળે, (૨)
સદગુરૂજીનો બોધ ન લાગે, બંધન કયાંથી બળે...પરમ૦

હુંપદની ભદ ભડતી હોળી, હૈયામાં પરજળે, (૨)
અવિદ્યાના ડુંગર ખડકયા, કેમ કરીને એ ચળે...પરમ૦
પ્રવાહ પંથે કંઠી બાંધી, ગુરૂ ગમ રહી ગઇ તળે, (૨)
સમજણ વિણ અંધારે રખડે, અધવચમાં ટળવળે...પરમ૦
ગુરૂ શબ્દને સન્મુખ રાખી, સતસંગે જો વળે, (૨)
"ગોવિંદ" કહે છે જ્ઞાન ગ્રહીને, નિજ સ્વરૂપમાં ભલે...પરમ૦



## ભજન ૬૩ ( મારી નાડ તમારે હાથ. )

સજની સમજણ વિણ સંસારે, સુખ નથી કોઇને રે...ટેક૦
રાજા રાજ્ય તણું સુખ માણે, અંતર પીડા કોઈ નવ જાણે.(૨)
જગ એ સુખ વખાણે, સમજણ ખોઇને રે...સજની૦
ધનવંતા ધન સંચ કરે છે, લેશ નહી વિશ્રાંતી ધરે છે (૨)
લાલચ લોભ વરે છે, વિષ વલોઇને રે.......સજની૦
ધન હીણાને ધનની આશા, રાત દિવસ નાખે નિશ્વાસા(૨)
અવળા ખેલે પાસા. જીવતર પ્રોઇને રે...સજની૦
સંન્યાસી થઇ ભગવાં ધારે, સુખ શોધવા ફાંફાં મારે(૨)
મનમાં મોહ વધારે, ભેખ વગોઇને રે...સજની
વંઝા નારી બહુ દુઃખીયારી, વૃતઆખડીઓ કરે બિચારી(૨)
તોયે કુખ કુંવારી, રહે છે રોઈ ને રે...સજની
પુત્રવાન ઝંઝાળે ઝુલે, વહેવારે સહું જીવતર ડુલે(૨)
ભગવદ્ ભકિત ભૂલે, દુઃખીયા હોઇનેરે....સજની૦
પરણેલાને પીડા ઝાઝી, દીલ રહે ચિંતામાં દાઝી (૨)

વાંઢા વરવા રાજી,...મુખડાં ધોઇને રે...સજની૦
સમજેલા નર સુખમાં રહે છે, સુખદુઃખ સરખાં સમજી વહે છે(૨)
"ગોવિંદ" એવું કહે છે., જગને જોઇને રે...સજની૦

(અથઃ છપ્પા પ્રારંભ.)

ધિકક પડયો અવતાર, હરિ પર હેત ન આણ્યું,
ધિકક પડયો અવતાર, દેશનું દુઃખ ન જાણ્યું,
ધિકક પડયો અવતાર, મોહમાં મનડું તાણ્યું,
ધિકક પડયો અવતાર, વિષયનું સુખ વખાણ્યું,
ધિકકાર છે એ માનવી, નિજ ધર્મને ભૂલી ગયો,
"ગોવિંદ" કહે છે વિશ્વમાં, આવ્યો ન આવ્યો થઇ રહ્યો–૧

[૬૫]

જગમાં જીવ્યો એજ઼ા પ્રભુમાં પ્રિતી જોડી.
જગમાં જીવ્યો એજ, ગયો નિજ ધર્મે દોડી,
જગમાં જીવ્યો એજ, હૃદયની તૃષ્ણા તોડી,
જગમાં જીવ્યો એજ, વિષયની મમતા છોડી,
જીવ્યો જરૂર એ જાણવો, જ્યાં સર્વ પર સમ પ્રેમ છે.
"ગોવિંદ" એવા મનુષ્ય પર, પરમાત્માની રહેમ છે. ૨

———o———

૬૬

ધનવંતાનો ધર્મ સદા પરમારથ કરવો
ધનવંતાનો ધર્મ, ગર્વ સઘળો પરહરવો,
ધનવંતાનો ધર્મ, ગરીબ પર રોષ ન ધરવો,

ધનવંતાનો ધર્મ, નહિ ઉર અપજશ ભરવો,
ધર્મ એ ધનવંતનો અભ્યાગતો સત્કારવા,
"ગોવિંદ" કહે છે ભૂલથી પણ ગરીબ નહિ ધિક્કારવા

૬૭

સત્તાના શોખીન, જુવોને આંખ ઉઘાડી
સત્તાના શોખીન, દુભાયે દુઃખીયા દહાડી,
સત્તાના શોખીન,નથી રહેવાની વાડી,
સત્તાના શોખીન ખુમારી નાખો કહાડી,
સત્તા તણી ઘંટી વિષે, લાખ્ખો ગરીબ પીસાય છે,
"ગોવિંદ" કહે છે સ્પષ્ટ એ નીતિ વગરનો ન્યાય છે

૬૮

નીચતણો સહેવાસ અધર્મી પંથ બતાવે,
નીચતણો સહેવાસ, બુધ્ધિને ભ્રષ્ટ બનાવે,
નીચતણો સહેવાસ, જીવન કર્તવ્ય તજાવે,
નીચતણો સહેવાસ, વિશ્વમાં માન ઘટાવે,
નીચતણા સહવાસથી, સદ્ગુણ સઘળાજાય છે,
"ગોવિંદ" કહે છે નીચ જનતો, સ્વાન તુલ્ય ગણાય છે.

(૬૯)

સત્ સંગતનો રંગ, સકળ અવગુણ હઠાવે,
સત્ સંગતનો રંગ, પાપના પંથ તજાવે,
સત્ સંગતનો રંગ, ધર્મનો મર્મ જણાવે
સત્ સંગતનો રંગ, જીવનને મૂકત બનાવે,
સત્ સંગતના રંગથી, ભવ બંધનો છેદાય છે,
"ગોવિંદ" કહે છે જગતમાં, સત સંગ શ્રેષ્ટ ગણાય છે,

# અથ: જ્ઞાનામૃત પ્રારંભ

**ભજન ૭૦** ( રાગ—લાડડી સંદેશા મોકલે રે )

સંત સમાગમ સાંપડયો રે(૨)
ભાંગી મારા ભવો ભવની ભુખરે....સમાગમ સાંપડયો રે–ટેક૦
હું તો પરદેશી પરોણુલોરે(૨)
ભૂલી ભટકયો ભવરણુનો મ્હાંય રે...સમાગમ૦
સદ્દગુરૂ સંત સામા મળ્યા રે(૨)
મૂકયો મારા માથે મીઠો હાથ રે....સમાગમ૦
માન ગુમાનની ગાંસડી રે(૨)
ઉતારીને નાખી ખાડામાંય રે....સમાગમ૦
જ્ઞાનથી ગર્વ ગળી ગયો રે(૨)
દીઠું મેં તો દીવા જેવું સાફ રે...સમાગમ૦
મુકિતનો માર્ગ બતાવીયો રે(૨)
નિર્ભય પદ દીધું નિશાન રે...સમાગમ૦
અનુભવથી ઓળખાવીયો રે(૨)
ભ્રમણા ભાગી ને ભાંગી ભૂલ રે...સમાગમ૦
શીખામણ દીધી ગુરૂએ સ્નેહથી રે,(૨)
પુછી પુછી કરજે પ્રયાણ રે....સમાગમ૦
મારગમાં માયાના મોરચા રે, (૨)
ફરતી ફરે છે મોટી ફોજ રે....સમાગમ૦
પંચ પીશાચ પ્રચંડ છે. રે (૨)

કરી કેદ પુરે પુરની મ્હાંય રે...સમાગમ૦
શસ્ત્ર હીમત લેજે હાથમાં રે, (૨)
ધરજે ધીરજ કેરી ઢાલ રે...સમાગમ૦
શત્રુથી જંગ મચાવજે રે(૨)
કાપી કાપી દળ કરજે દુર રે...સમાગમ૦
થાશે માયા પંથ મોકળો રે, (૨)
શાંન્તિ નિવૃત્તિ લેજે સાથ રે...સમાગમ૦
મળશે સતસંગી તારા દેશના રે, (૨)
થશે તુજને આનંદ અપાર રે...સમાગમ૦
આશિષ દઇને વેળાવીયો રે, (૨)
બ્રહ્મ રસનું ભાથું દીધું હાથ રે...સમાગમ૦
સદ્‌ગુરૂએ પુર્ણ કૃપા કરી રે (૨)
કૃત કૃત કીધો અવતાર રે...સમાગમ૦
યા હોમ કરીને કુદી પડયો રે(૨)
હવે તો જે થવાનું તે થાય રે...સમાગમ૦
ગરજુ જનોને ગુરૂ મળે રે(૨)
હયે હોયે ભભુકતી ભખ રે....સમાગમ૦
વસ્તુ મળે પણ ના સાચવે રે(૨)
જાણો એ તો ઘાંચી ઘરનો બેલ રે...સમાગમ૦
મ્હેર થઇ મગ્નાનંદની રે(૨)
ગુરૂચરણે "ગોવિંદ" ગાય રે...સમાગમ૦

——:o:——

**ભજન ૭૧** રાગ-(જાશે જાશે જાશે રે જોત જોતામાં તન,)

ન્યારા ન્યારા ન્યારા રે સદ્ગુરૂ શબ્દ છે ન્યારા—ટેક૦
સમજે તો ભવ જળ તારા રે...સદ્ગુરૂ૦
બ્રહ્મ સ્વરૂપનું ભાન કરાવે (૨)
સત્ ચિદ આનંદ ધારા રે...સદ્ગુરૂ૦
સંશય સઘળા દુર હઠાવે (૨)
અભય જીવન કરનારા રે...સદ્ગુરૂ૦
વિજય ઉદયના નાદ ગજાવે (૨)
પરમ પિયુષ ધરનારા રે....સદ્ગુરૂ૦
સેવક જનના હ્રદય કમળમાં (૨)
નિશદિન ગુંજન હારા રે...સદ્ગુરૂ૦
પ્રેમી જનોને પ્રીયકર લાગે (૨)
અવિચળ અમીરસ ધારા રે...સદ્ગુરૂ૦
ગુરૂ વચન પર પતિજ ન રાખે (૨)
જાણો એતો જગનાં ઠગારાં રે...સદ્ગુરુ
મગ્નાનંદની પુર્ણ કૃપાએ(૨)
"ગોવિંદ" સફળ વિચારા રે...સદ્ગુરૂ૦

——o——

**ભજન ૭૨** રાગ-( જીવ ચાલ તું નીજ ઘરમાં રે )

ગુરૂ અમર પુરૂષ ઓળખાવ્યા રે,—ટેક૦
એ તો નિજરૂપે રમે રઢીઆળા...ગુરૂજી અમર પુરૂષ.
એ તો અજર અમર ઉપવન યોગી (૨)

વળી નિશદિન બ્રહ્મ રસના ભોગી (૨)
એ તો ઘટ ઘટના અજવાળા...ગુરૂજી૦
વળી ચૌદ બ્રહ્માંડ વિષે વસતા (૨)
જેની અણું અણુંમાં રસ બસતા
એ તો નિબ્બંધન ને નીરાળા...ગુરૂજી૦
એ તો સંત મહંત ને મન ગમતા (૨)
વળી અંતર બહાર રહે રમતા (૨)
એ તો અભર ભરણુ ભરનારા....ગુરૂજી૦
કોઇ વિરલા જન તેને જાણે (૨)
જે સતસંગમાં પુરા મ્હાણે (૨)
જેના ઉઘડયાં અંતર તાળા....ગુરૂજી૦
સદ્‌ગુરૂએ પુર્ણ કૃપા કીધી (૨)
વળી આશિષ અંતરની દીધી (૨)
"ગોવિંદના" ઉર અજવાળ્યાં....ગુરૂજી૦

———:o:———

**ભજન ૭૩** ( રાગ ધોળ )

વિરા મારા સેવો સતસંગને—ટેક૦
જેથી સત્ય વસ્તુ સમજાય...સેવો...વિરા૦
વીરા મારા ગુરૂજીના જ્ઞાનનું (૨)
કંઇક ભાન સંતસંગથી થાય....સેવો...વિરા૦
વિરા મારા સંતો તણો આશરો (૨)
જાણો શિતળ તરૂવર છાંય...સેવો...વિરા૦

ઋતુ આવ્યે પાકાં ફળ આપશે (૨)
જેને ખાધે જનમ મટી જાય....સેવો....વિરા૦
વિરા મારા ઉંચા ઉંચા ડુંગરા (૨)
ચઢતાં ચઢતાં એતો રે ચઢાય....સેવો...વિરા૦
વિરા મારા આળસ તજવી અંગથી (૨)
કરવા આત્મ ઓળખના ઉપાય...સેવો...વિરા૦
વિરા મારા મોટપ મૂકો વેગળી (૨)
જઈને સેવો સંતો તણા પાય...સેવો...વિરા૦
વિરા જાતીનો ભેદ ન રાખશો (૨)
સાચા સંતો પ્રભુ સમ પુજાય...સેવો....વિરા૦
દિલમાં દિવો પ્રગટાવે છે જ્ઞાનનો (૨)
જેથી ઘોર તિમીર ટળી જાય...સેવો...વિરા૦
દ્વૈત બુદ્ધિ રહે નહિ અંતરે (૨)
આપો આપ અદ્વૈત થવાય....સેવો...વિરા૦
વિરા મારા જગત બ્રહ્મ રૂપ છે (૨)
સમ દ્રષ્ટિ એ સાચો છે ન્યાય...સેવો...વિરા૦
વિરા મારા અવસર આવો નહિ મળે (૨)
મોંઘો મનુષ્ય જનમ વહી જાય...સેવો....વિરા૦
વિરા મારા ચોરાશીના ફંદથી (૨)
છુટા પડવાના કરવા ઉપાય...સેવો...વિરા૦
માટે સાચા ગુરૂજીને ગોતજો (૨)
જેથી તાપ ત્રિવિધીના જાય...સેવો...વિરા૦
ગુરૂ વિના તો જ્ઞાન મળે નહિ (૨)

જ્ઞાન વિના તો મુક્તિ ન થાય...સેવો....વિરા૦
વિરા જ્ઞાની જનોની ગોઠડી (૨)
છુટે કેમ છોડી ના છોડાય....સેવો....વિરા૦
સાચો પ્રેમ સ્ફુરે અન્યો અન્યમાં (૨)
મળતાં હૈયે હયા ઉભરાય...સેવો...વિરા૦
દાસ "ગોવિંદ" ગાયે છે પ્રેમથી (૨)
રૂડો સત સંગનો મહીમાય...સેવો...વિરા૦

——:o:——

**ભજન ૭૪** રાગ–(રામ સભામાં અમે રમવાને ગયાંતા)

પ્રેમની વાતો કોઇ વિરલા જન જાણે૦
જાણે તે મ્હાણે સંતો વિંધાયા બાણે. વાતો વિરલા જન જાણે-ટેક
શુરા ખેલે રે સંતો શુરાની સંગે(૨)
કાયરનાં કામ નહિ તે ટાણે રે...વાતો કોઇ૦
અણમોલાં ઐાષધ સંતો પુરા પચાવે(૨)
અધુરા ઓકે ને ગુણ ના જાણે રે....વાતો કોઇ૦
ખિરની થાળી મુકીયે બગલાની આગળ(૨)
ત્રપ્તિ ન થાયે ખિરને ખાણે રે...વાતો કોઇ૦
નદિઓના થાકયા સંતો સાગર નવ ઉતરે(૨)
અધવચમાં લટકે એ તો લ્હાણે રે...વાતો કોઇ૦
ફુલડેથી અમૃત સંતો ભમરાઓ આણે(૨)
મધપુડે મુકી રસને મ્હાણે રે...વાતો કોઇ૦
છુપી થાપણ રે સંતો સરવેમાં મુકી(૨)
હીરલા ભર્યા છે ખાણે ખાણે રે...વાતો કોઇ૦

તેને શોધે છે કોઇ સાચા રે સંતો(૨)
જે જેની જુકિત પુરી જાણે રે...વાતો કોઇ૦
ભર્યા સરવરમાં સંતો ચાંદો રે ઉગ્યો(૨)
તેનાં અજવાળાં છે ઉડાણે રે...વાતો કોઇ૦
એ રે અજવાળે સાચાં મોતીડાં ઝળકે(૨)
મળજો એ "ગોવિંદને" એંધાણે રે...વાતો કોઇ૦

———o———

**ભજન ૭૫** રાગ–(રંગે રમે આનંદે રમે)

કોને કહીયે રે ઓધા કોને કહીયે......
અંતરની વાત ઓધા કોને કહીયે—ટેક૦
કેમ કરી મુંગો અમે મ્હોને દઇયે...અંતર૦
ઉંડા કુવામાં એક ધેનું વિયાણી(૨)
દોહી દોહી દુધડાં કોને દઇયે...અંતર૦
મોંઘા મધુરાં દુધ નાખી કેમ દઇયે(૨)
અમે પીયે ને સંતોને પઇયે....અંતર૦
એરે દુધડીયે વિણ પાંખે ઉડાડયા...(૨)
ઉડી ઉડી આભલે છોને જઇયે......અંતર૦
ઉંચા આભલીયે અમે અવનવું નિરખ્યું (૨)
એના આધારે અમે જોને રહીયે... અંતર૦
ગુરૂ પ્રતાપે ગાયે ગોવિંદજી...(૨)
એવા ધણીના ગુણોને ગઇયે... અંતર૦

———:o:———

**ભજન ૭૬** રાગ-(જાશે જાશે જાશેરે જોત જોતામા)

થાશે થાશે થાશેરે, રૂડો સંત સમાગમ થાશે-ટેક૦
મારા તનડાની આગ બુઝાશે રે....રૂડો સંત૦
અજબ અલૌકીક સ્નેહ રસ સરિતા...(૨)
અંતરમાં ઉભરાશે રે ...રૂડો સંત૦
અરસ પરસ આત્મન જન મળતાં(૨)
આંખલડી છલકાશે રે ...રૂડો સંત૦
પ્રેમ અમરતના ઉડશે પુવારા...(૨)
ભાવિક હ્રદય ભિંજાશે રે...રૂડો સંત૦
અગમ દેશના મળશે મુસાફીર... (૨)
ભાવે ભજનીયા ગવાશે રે...રૂડોસંત૦
ભેદ રહીત ભગવદ્ ભક્તિનો...(૨)
નિરમળ સત્સંગ થાશે રે...રૂડો સંત૦
અંગ અંગમાં અભિનય ઉઠશે...(૨)
વણમૂલો લાભ લુંટાશે રે ...રૂડોસંત૦
અભય અજરકર બ્રહ્મ અમૃતનાં...(૨)
ભરી ભરી જામ પીવાશે રે...રૂડો સંત૦
સદ્ગુણી સંત સમજ ધરી પીશે...(૨)
અવગુણીયા અભડાશે રે...રૂડો સંત૦
"ગોવિંદ" સમય એ સફલ જીવનનો...(૨)
આનંદમાં ઉજવાશે રે રૂડોસંત૦

——:o:——

**ભજન ૭૭** રાગ—(ગુરૂજી આવ્યોરે આ જુઠો જમાન)

અમને મળ્યોરે, આ સદ્‌ગુરૂનો સંગ, ત્રિવિધીતાપ ટળીયારે
એવી વૃત્તિરે થઇ નીર ભંગ, આતમ રામ મળીયારે....૧
દેશીડા મળ્યારે અગમ દેશના, જગત દવ હોલાણો...રે
એવાં સાચારે સુખલડાંનો આજ, સમુદર રેલાણો...રે ૨
જેને દીઠેરે આંખલડીમાં નુર, અમરત કેરાં વરસ્યાં રે
એવા મળ્યારે સદ્‌ગુણીયલ સંત, પરમ રસના તરસ્યારે–૩
જેનાં વેણાંને નેણાંમાં ભરીયલ નેહ, વિવેકી વિરલા એવારે–
જેને પર અરથે ધરીયલ દેહ, કરવાને જગની સેવારે–૪
એવી શિતળ તરૂવરની છાંય આંતલડીને ઠારે...રે
એવા હરિજનને લળી લાગું પાય, દુઃખલડાં વિદારે, રે, ૫
હવેતો હંસલા સંગાથે બાંધ્યા હેત, બગલાનો સંગ નવ કરીયે રે
એવા અનુભવ સમદરીયાની માંહ્ય, અણમોલાં મોતી ચરીયે રે–૬
ગુરૂએ મારેલારે શબ્દોનાં બાણ, કાળજડામાં લાગ્યારે
એવાં જનમો જનમનાંરે પાપ, ભડકલેરે ભાગ્યાંરે...૭
અમેતો ઝેરનાં કટોરા લીધલ હાથ, જીવતાંને જીવતાં મરવારે
એવો છોડીરે માયા કેરો ઠાઠ, ફકીરી વેશમાં ફરવારે ૮
ગુણરે ગાયે "ગોવિંદ" જોડી હાથ. ચરણ રજનો ભોગી રે
મને મળ્યારે મગ્નાનંદ નાથ, જુનારે જુગના જોગીરે, ૯

—o—

**ભજન ૭૮** (રાગ માલકોષ ત્રીતાલ)

તું રટ મેરી રસના રામ રામ ૨, ધ્રુવ૦
જાકે જપસે દુઃખ નહિ આવત, (૨)

સુફલ હોત સબ કામ કામ...તું ર૮ મેરી૦
સુરમુની નિષદિન ધ્યાવત જીનકો (૨)
ચિતકર નિજરૂપ ઠામ ઠામ...તું ર૮૦
સકલ જગતકે હે પ્રતિ પાલક(૨)
આનંદ કે સુખધામ ધામ...તું ર૮૦
સબ અઘ હારન ભવજલ તારન (૨)
પુરણ બ્રહ્મ ઘન શ્યામ શ્યામ...તું ર૮૦
ભેદ બખાનત શ્રુતિ સબ ગાવત (૨)
નિબ્બંધન નિષ્કામ કામ....તું ર૮૦
"ગોવિંદ" ઘટ ઘટ અવઘટ વ્યાપક (૨)
હરપલ સુમર અ નામ નામ....તું ર૮૦

——:o:——

**ભજન ૭૯** રાગ—( મહીયારણ મારે મા મને )

હરિજનનો મેળો, મ્હારા વ્હાલા જનનો મેળો રે,
આજનો દિવસ રળીઆમણો, મળીયો હરિજનનો મેળો. ટેક.
નિરગુણ નાથ નિરંજનો, ખેલે ખેલ અખેલો રે(૨) આજનો૦
ગતરે ગંગાજીમાં ઝીલતાં, હૈડે હરિ રસની રેલો રે(૨) આજનો૦
દેશીડા સંગાથે દીલડાં બાંધીયા,સાચો કોલ તો કરેલો રે૨)આજનો૦
પુરવ જનમના જોગનો, આભવ લ્હાવો લખેલો રે(૨) આજનો૦
સંત સમાગમ દોહ્યલો, સદ્ગુરૂ સાનેથી મળેલો રે(૨) આજનો૦
દાસ 'ગોવિંદ' ગુરૂ સંતના, ચરણા મ્બુજમાં ઝુકેલો રે(૨)આજનો૦

——:o:——

## ભજન ૮૦ ( રાગ—ગરબી )

વાયાં વૈરાગ્યનાં વ્હાણું...હો આતમા૦
ગુરૂજીના બોલે બંધાણું...હો આતમા૦
શાંતિ સંતોષ ઘેર આવ્યા...હો આતમા૦
પ્રેમ તણા ફુલડે વધાવ્યા...હો આતમા૦
અંતરના રામ ઓળખાયા...હો આતમા૦
સત જુગના વાયરા વાયા...હો આતમા૦
ભેદ ભાવ ભસ્મિ ભૂત કીધો...હો આતમા૦
શોધ્યો અભેદ પંથ સીધો...હો આતમા૦
દ્રષ્યમાં અદ્રષ્ય ભાન આપ્યું...હો આતમા૦
નિત્યમાં અનિત્ય ને સમાવ્યું...હો આતમા૦
અકૃત્યે કૃત્ય ફેરવાયું....હો આતમા૦
અણુચિંત્યું ચિત્તમાં છવાયું....હો આતમા૦
પ્રોક્ષ ને અપરોક્ષ હવે જાણ્યું....હો આતમા૦
જીવતાં જીવત મોત આણ્યું....હો આતમા૦
નિશ્ચયમાં લેશ નહિ ચુકું...હો આતમા૦
ગુરૂજીનુ જ્ઞાન કેમ મૂકું....હો આતમા૦
અનુભવમાં વિશ્વ લીધું વાંચી....હો આતમા૦
"ગોવિંદનો" રામ રહ્યા રાચી...હો આતમા૦

——:•:——

## ભજન ૮૧ ( રાગ ઉપરનો )

તું છે અખંડ અવિનાશી...હો આતમા૦
નહી નામ રૂપ કે રાશી....હો આતમા૦

ચાર દેહ પાર તું રમે છે...હો આતમા૦
સર્વ વિશ્વ તું મહી સમે છે...હો આતમા૦
વાણી વિચારમાં ન આવે....હો આતમા૦
તુર્યાની પાર તું કહાવે...હો આતમા૦
મન બુદ્ધિ વાદથી નીરાળો....હો આતમા૦
ચિત્ત અહંકારનો ન ચાળો...હો આતમા૦
શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ગંધથી....હો આતમા૦
ન્યારો વિષય તણા બંધથી...હો આતમા૦
શિશ્ન, ગુદા વાક્ પાણી પાદથી...હો આતમા૦
ભિન્ન છે તું કર્મના વિવાદથી....હો આતમા૦
પાંચ પ્રાણ કોષથી તું ન્યારો...હો આતમા૦
ગુણાતિત બાવન બહારો...હો આતમા૦
ચૈતન્ય રૂપ તું બીરાજે....હો આતમા૦
ઘટ ઘટમાં એકલો તું ગાજે...હો આતમા૦
ચાદે બ્રહ્માંડમાં હું ભાળું....હો આતમા૦
ત્હારૂં ત્રિલોકે અજવાળું...હો આતમા૦
અંતર બાહીર એકય રૂપે...હો આતમા૦
વ્યાપ્યો તું જ્યોતિ સ્વરૂપે...હો આતમા૦
પ્રકૃતિથી પાર તું રહે છે...હો આતમા૦
"ગોવિંદની" વૃત્તિમાં વહે છે...હો આતમા૦

——:૦:——

(૮૨) (ભુજંગી છંદ) સ્નેહાશ્રુ...

ભર્યા સિંધુથી ઉછળ્યું એક બિંદુ, ગયું એ ચડી જ્યાં વસે સુર્ય ઈંદુ.
થઇ ઉષ્ણુ ને તે રહ્યું નેત્ર સ્થાને, પ્રસર્તું વિરમ્તું પડયું પત્ર પાને.૧

સુકાઇ સમ્યું પત્રને ભિંજવીને, ગયું તે ગયું કાળજું પીંજવીને.
સરી ભૂ પડી લેખીણી હાથમાંથી, રહ્યું ભાન ના કે થયું આમ શાથી.૨
ઉરે પ્રેરણા તંતુને કંઇક કીધી, સ્ફુર્યું કાવ્યને લેખીણી હાથ લીધી.
લખું તે લખું આ લખું શું લખું ના,
કહે કોણ કે આ લખો ના લખો હા....૩

(૮૩)—ત્રોટક છંદ

લખવા પ્રગટી ઉરમાં ઉરમી, લખતાં લખ લક્ષ રહ્યું વિરમી.
જનમી વળી જાગ્રતિ કંઇક નવી, પળમાં ન મળે લખનાર કવિ.
ત્વરીતા ધરતી ગતિ ટોચ ચડી, લીપી રૂપ થઇ પટ પત્ર પડી.
પડતાં વધતું લીપી જુથ ગયું, વિણ વાંચક કાવ્ય થયું ન થયું.
નહિ જાગ્રતિ સ્વપ્ન સુશુપ્તિ હતી, પણ એ પળ કંઇક જુદીજ હતી
નકિક એ નહિ આ હતું ના હતુંહા !
ગત "ગોવિંદ" જ્યાં પછી કોણ તહુાં ?

——o——

(૮૪) કવિત—

નિકટ બિકટ બન કટકટ ચટકર
મર્કટ મન જાકો અભટ બનાયો હૈ,
ઉમટ ઉલટ ધર રસ સરવર ત્રટ
ખટપટ તજ સબ ઝપટ ઝુકાયો હૈ.
તનઘટ તજ રસબસ મન તત્‌સત્‌
રટત રટત ઘટ ઉંઘટ મીટાયો હૈ,
ગોવિંદ રહત લટપટ નિશદિન જામે
વોહી નટખટ મેરે ઘટમે સમાયો હૈં.

——:o:——

## (૮૫) ત્રોટક છંદ

ગુરૂ વંદન દિવ્ય નવા વરષે, મળતાં નિજરૂપ થઈ હરષે
ઉર ગુંજન ઓમ તણા પ્રસરે, વળી જાગૃતિ કૈંક નવી ઉભરે.
પ્રીય મીલનમાંજ મળી પ્રભુતા. મળી જીવનમાં મધુરી મધુતા.
પ્રગટે ઉર અંકુર સ્નેહતણા, ગીરી શ્રૃંગથી જેમ વહે ઝરણાં
મળતાં સહુ સમૃધ્ધિ આવી મળે, સરિતા જેમ સાગર માહી ભળે
જીભથી કહો કેમ શકું હું કથી હવે "ગોવિંદ"ને બીજી આશ નથી.

—:o:—

## ભજન ૮૬ –(સોરઠ, ભિમ પલાસ,)

રે........ ઘટઘટમેં બોલે રામ —— ટેક૦
અલખ નિરંજન, અગમ અગોચર, નિષ્બંધન નિષ્કામ ર,
પુરણ બ્રહ્મ સત્‌ચિદ ઘન રૂપમ, આનંદ કે સુખ ધામરે–ઘટ
જલ સ્થલ વ્યોમ,પવન અરૂ પાવક, સબકા મૂલ અનામ. ર,
પંચ ભૂતનમેં સકલ પદારથ, પાવતહૈં પરિણામરે–ઘટ
એક રામ સબ જગમે પ્રસરા, જ્યોતિ રૂપ શુભલામ ર,
જ્ઞાની સંત રહત હૈ મશગુલ, નિશદિન પલ પલજામરે...ઘટ
ચૈતન્ય હોકર જડવત બનકે, જડકો કરત પ્રણામ ર,
રામ નામકા ભેદ ન જાનત, રટત રહત મુખ રામ રે...ઘટ
કાશી ઢુંઢત મથુરા ઢુંઢત, ઢુંઢત ગોકુલ ગામ ર
અપને કો કોઉ નહિ ઢુંઢત, કીસ બીધ સુધરે કામરે...ઘટ
પંચ ભુતકા બના પીંજરા, હાડ માંસ અરૂચામ ર,
તદપી જીવ તજત કયું નહિ હૈ, જડ દેહન કે દમામ રે...ઘટ
કયા માન અપમાન ઔર હૈ, કયા પરીશ્રમ બિસરામ ર,

ખેદ રહિત જીવન રખ પ્યારે, કરલે અપના કામરે...ઘટ
તન ઝુલેપે ઝુલત ઝુલાવત, આપહી આતમ રામ ર
ભરપુર હૈ વો સબિ જગોપર, ખાલી નહિ કોઇ ઠામરે...ઘટ
ગુરૂ જ્ઞાનસેં બ્રહ્મ અમૃતકા, પીલે ભર ભર જામ ર
"ગોવિંદકા" ગોવિંદ મીલેજબ, સબ વૃત્તિયન ઉપ રામરે...ઘટ

——(૦)——

**ભજન** ૮૭ રાગ (પ્રભુની પ્રભુતા પાને પાને રે,)

પ્રભુજીનું નામ શોધી લીધું રે...ઉરનાં અવાસે
જીવતર પોથીમા નોંધી લીધું રે....ઉરના અવાસે
જનમ મરણુની ગ્રંથી, ગુરૂજીએ છેદી નાખી...ર
અવિચળ નિરભય પદ મુજને દીધું રે...ઉરનાં અવાસે.
આષાને તૃષ્ણા બાઇ તો, રહે છે સદાય છેટાં ર,
મ્હારા ત્હારાને અળગું કીધું રે....ઉરના અવાસે
ભટકેલાં ભુંડ જેવું, જ્યાં ફરતું આમનડું...ર
સમજણ સાંકળથી જકડી લીધું રે...ઉરના અવાસે,
સુખને દુઃખ બન્ને, સંપીને રહે છે અહિંયા...ર,
ઓછા વધતાને સરખું કીધું રે....ઉરના અવાસે.
જીવન ખુટ્ટામાં મેં તો, ગુરૂજીની સાનનું રે...ર,
અણુ મોલું મોતી ટાંકી દીધું રે...ઉરના અવાસે
જેના સેવનથી જાયે, રોગ સમુળગો રે (ર)
એવા ઔષધનું પ્યાલું પીધું રે...ઉરના અવાસે.
પાપ ને પુન્યના રે, પંથ પરખીયા મેં તો (ર)
સતને મારગડે ડગલું દીધું રે.....ઉરના અવાસે૦

"ગોવિંદ" એ નામ ગુરૂ વચનેથી મળીયુ મુજને (૨)
હવેથી તો સઘળું મ્હારે સીધું રે....ઉરના અવાસે૦

——:o:——

**ભજન ૮૮** ( તમે રે ઓધવજી અમને જ્ઞાન બતાવ્યું. )

તમે રે ગુરૂજી અમને જ્ઞાન બતાવ્યું,
પામર જાણીને મૂકયો મુસ્તક પર હાથ; ગુરૂજી૦
બ્રહ્મરસના ભોગી મારા હૈયાના હાર છો. ટેક—
જનમો જનમનું ઉરમાં વળગ્યું અંધારૂં (૨)
તેને ભેદીને સીધ્ધી દરશાવી વાટ....ગુરૂજી૦
દુર્લભને દુર્ઘટ એવા મુક્તિના ધામમાં (૨)
સ્થાપી ઓળખાવ્યો મુજને ઘાટ અઘાટ... ગુરૂજી૦
પ્રવાહી પંથમાં હું અજ્ઞાને આથડયો (૨)
કોઇએ ના કીધી મુજને સાચેરી વાત...ગુરૂજી૦
સાચા સદ્ગુરૂજી મુજને સદ્ભાગ્યે સાંપડયા (૨)
સમજાવી દીધી મુજને જીવ કેરી જાત...ગુરૂજી૦
ભ્રાન્તિનો સાગર ભેદી નીરભયને કાંઠડે (૨)
લાવીને મુકયું મ્હારા જીવતરનું ઝાજ...ગુરૂજી૦
જન્મ મરણનાં દુખડાં બ્હાલે વિદાર્યાં (૨)
જીવતાં ને જીવતાં અરપી મૂકિત મહારાજ...ગુરૂજી૦
તત્વ શોધનનું રૂડું અમૃત પીવડાવ્યું (૨)
પળમાં ઉતાર્યું ઉરથી માયાનું ઝેર....ગુરૂજી૦
અખુડ ખજાનો ગુરૂજી અમને દેખાડયો (૨)
સેવક જાણીને કીધી "ગોવિંદ" પર હેર....ગુરૂજી૦

——:o:——

**ભજન ૮૯** રાગ-(કાલી કમલી વાલીયા મેં તો તુમ પર)

સદ્ગુરૂ તુમ પર વારીયાં, સેવક જન ઉધ્ધારીયા,
ભવ જલ સિંધુ તારીયા....હો સદ્ગુરૂ૦
સત્ય વચન ઉચ્ચારીયા, મોહ મુમત વિદારીયા,
જન્મ મરણુ દુઃખ હારીયા...હો સદ્ગુરૂ૦
જ્ઞાન દિપક પ્રગટાવીયા, અંતર તિમિર હટાવીયા,
સોહં શબ્દ રટાવીયા...હો સદ્ગુરૂ૦
અમૃત રસ વરસાવીયા, આત્મ સ્વરૂપ દરશાવીયા,
બુદ્ધિ બળ વિકસાવીયા...હો સદ્ગુરૂ૦
પાપ પુન્ય પરવારીયા, "ગોવિંદ" ઉર અજવારીયા,
ચરણુ કમલ બલિહારીયા...હો સદ્ગુરૂ૦

---o---

**ભજન ૯૦** રાગ ઉપરનો

સદ્ગુરૂ શિર કે તાજ હો, આનંદ કે અધિરાજ હો,
સબ સુખન કે ઝાઝ હો...સદ્ગુરૂ૦
પરીમલ પ્રેમ પરાગ હો, સબ ત્યાગન કે ત્યાગ હો,
રાગન કે વિતરાગ હો...સદ્ગુરૂ૦
અવ્યાકૃત અવિનાશ હો, પુરન બ્રહ્મ પ્રકાશ હો,
ચિતવન કે અવકાશ હો...સદ્ગુરૂ૦
અવિરલ અચલ અનુપ હો, ચિદ્ઘન સત્યસ્વરૂપ હો,
અખિલ જગત કે ભૂપ હો...સદ્ગુરૂ૦
આપ હી નામ અનામ હો નિબંધન નિષ્કામ હો,
વૃત્તિયન કે વિશ્રામ હો...સદ્ગુરૂ૦

સુક્ષુમ તદપી અનંત હો, લય ચિંત્વન કે અંત હો,
સગુણમેં સંત મહંત હો....સદ્દગુરૂ૦
પરમ પુનિત પરમેશ હો, અનીર વચન અવશેષ હો,
"ગોવિંદ" હ્રદય રમેશ હો... સદ્દગુરૂ૦

———:o:———

**ભજન ૯૧** રાગ—(અમર ગઢ જાજો કોઈ એક સંત)
પરમ રસ પીવા કોઈ મકરંદ મળજો ઉપવનમાં...ટેક૦
કે મળજો ઉપવનમાં......(૨)
પરસ્પર હીલમીલતાં પ્રિય વૃંદ મળજો ઉપવનમાં...પરમ૦
કે પંથે વિચરંતા (૨) ઉમંગે ઉભરંતા (૨)
પ્રણવરટ ઉચ્ચરંતા (૨) કે ગુંજન પ્રસરંતા (૨)
ગજવજો દશ દીશામાં પડછંદ મળજો ઉપવનમાં(૨)....પરમ૦
કે બાગ સુશોભિત છે (૨) પ્રભાકર ઉદ ઇંત છે (૨)
કે પુલડાં વિકસીત છે (૨) કે સમય સદોચિત છે (૨)
વહે જ્યાં પરીમલ સમીર સુમંદ મળજો ઉપવનમાં(૨)...પરમ૦
અજબ રસ ઉંડાણે (૨) કે મરજીવા મ્હાણે (૨)
અબુદ્ધ શું પી જાણે (૨) કે જુક્તિ નવ જાણે (૨)
વિચરજો વિરલા કોઈ નિબ્બંધ મળજો ઉપવનમાં...પરમ૦
પરમ રસ પી તરજો (૨) જીવન રસ બસ કરજો (૨)
અમર પદને વરજો (૨) ફરી નહિ અવતરજો (૨)
ગુણાતિત જ્યાં ગોવિંદ વૃજ ચંદ્ર મળજો ઉપવનમાં...પરમ૦

———:o:———

**ભજન ૯૨** રાગ–(સબ તીરથ કર આઈ તુંબડીયા)

બ્રહ્મ ખુમારી ચડી, આતમ રામ, બ્રહ્મ ખુમારી ચડી ટેક૦
મારા રોમે રોમે વહી વીજળી...આતમરામ૦ બ્રહ્મ૦
સદ્‌ગુરૂ મળીયાને સંસય ટળીયા, વણુ મૂલે વસ્તુ જડી
મન મંદીરમાં સદ્ બુદ્ધિ ચોંટી કુટીલ કુ બુદ્ધિ ઉખડી....આતમ૦
અજબ અમીરસ રેલ્યો સદગુરૂએ, સ્વરૂપની સમજણુપડી ૨,
હ્રદય કમળમાં ભાણુ પ્રકાશ્યા(૨)તિમિરની ટળીરાતડી...આતમ
મહદ મ્હેર કીધી સદગુરૂએ, હરી અવગુણુ ગાંસડી ૨,
પરમ વચન અમૃત વરસાવી(૨)શુદ્ધ કીધી ગંદી ગોદડી....આતમ૦
પંચ સુત્રની બાંધી સદગુરૂએ, પરમ પ્રબળ રાખડી ૨,
છુટેવછુટે તુટે નહિએ (૨) અમરપદે રહી અડી...આતમ૦
મુખ્ય મંત્રની ગુરૂએ અરપી, અજર...અમર પાંખડી ૨,
ઉડી ઉડી જઇશું દેશ હમારે(૨)અબુધ્ધ રહે બડબડી...આતમ૦
રૂમ ઝુમ કરતી ચાલી મારી સુરતાઅલખ અટારી ચડી ૨,
નાભી કમલથી ઉલટી સરિતા(૨)અનહદ દરીયે ભળી...આતમ૦
ૐકારની ગડ ગડ નોબત, ગગન ભુવન ગડગડી ૨,
ઉભો ઉભો મ્હારો વ્હાલો વગાડે(૨)મીઠીમીઠી રૂડી વાંસળી..આતમ૦
નિત્ય નિરંજન નિરગુણુ રૂપમાં, સમજી સુરતા ચડી ૨,
"ગોવિંદ"ને મગ્નાનંદ મળતાં, આનંદ વહે હરઘડી...આતમ૦

——:o:——

**ભજન ૯૩** (રાગ–ઉપરનો)

અલખ પુરૂષના ચેલા, અમેતો અલખ પુરૂષના ચેલા ટેક૦
એવા આદિ અનાદિથી ઉગેલા....અમેતો

પવન વ્યોમ પૃથ્વી પણ ન્હોતી, નહિ જળ તેજ રચેલા ૨
સુર્ય ચંદ્ર નક્ષત્રો, ન્હોતા,(૨)ત્યાં અમે અચળ ઉભેલા....અમેતો
માયા મહેલમાં મસ્ત બનીને, નિજરૂપ ભાન ભૂલેલા–૨
દિર્ઘ ઉંગથી અમને જગાડયા(૨)વ્હાલા સદ્દગુરૂએ સુતેલા...અમેતો
અજ્ઞ દશામાં મેઢક ટોળે, મેઢક રૂપ બનેલા ૨
સિંહ મળ્યા સાચા સદ્દગૂરૂજી (૨) સિંહ સ્વરૂપ ઠરેલા–અમેતો
જગત દ્રષ્ટિએ બંધન પુરા, માયામાંજ મચેલા ૨
નિષ્બંધન નિર્લેપ હમારા (૨) નિશદિનજીવન રહેલા અમેતો
દ્વૈત બુદ્ધિનો નાશ કરીને, અદ્વૈત મંત્ર ભણેલા ૨
ભિન્ન ભિન્ન મારગને મેલી (૨) એકજ પંથ પડેલા–અમેતો.
નિત્ય નિરંજનના ઉપવનમાં, અનુપમ પુષ્પ ખીલેલાં ૨
હરતાં ફરતાં સુવાસ લઇશું (૨)સુવાસ માંહી સમેલા–અમેતો.
મુળ મંત્રમાં મુગ્ધ બનીને, રમશું અમે અકેલા(૨)
ગાંડા ઘેલા સંત જનોથી (૨) કરશું રેલમ છેલા–અમે તો૦
બ્રહ્મ મસ્તિની અજબ ખુમારી, મસ્ત ફકીર બનેલા(૨)
લુંટારા શું લુંટી લેશે (૨) સદ્દગુરૂ સબળ મળેલા–અમે૦
નિજ નામનો નેજો પકડી, નિરભય સ્વાંગ સજેલા(૨)
ગોવિંદને મગ્ના મંદ મળતાં (૨) ત્રિવિધિના તાપ ટળેલા–અમે૦

——:o:——

**ભજન ૯૪** રાગ—(બીબી મેડકીરે તું તો પાણી)

શાણી સુરતારે, જઇને અમર પુરૂષ ને વરજે...ટેક૦
તારી કુરતારે, અળગી અંતરીયાથી કરજે...
શ્રદ્ધાના શણગાર સજીને, ચિત્તનાં ચંદન કરજે(૨)

વિવેકના ચોખલીયા ચોડી, ધિરજ મલાજો ધરજે—શાણી૦
બચપણુની સૈયર દુર્બુદ્ધિ, દુર પ્રવૃત્તિ કરજે(૨)
સદ્દબુદ્ધિ શાંન્તિ સૈયર લઇ, ધિમા પગલાં ભરજે—શાણી૦
જ્ઞાન અને વૈરાગ્ય ભોમિયા; લઈ વાટે વિચરજે(૨)
નિર્મળતાનાં નેપુર પહેરી, સાસરીએ સંચરજે—શાણી૦
અટલ દેશના પંથ નિહાળી, અવિચળ આનંદ ભરજે(૨)
ત્રિકુટી મહેલની શોભા નિરખી, બ્રહ્મ ભુવન સંચરજે—શાણી૦
અજર અમર અલબેલા વરને નિરખી નયને ઠરજે(૨)
પુરણ બ્રહ્મ પુરૂષોતમ પદની, પ્રેમે પુજા કરજે—શાણી૦
સદ્ગુરૂજીએ સ્નેહ સાંધીયો, એ અનુગ્રહ ઉર ધરજે(૨)
ગોવિંદના એ પ્રાણ જીવનની, નિશદિન સેવા કરજે—શાણી૦

——:૦:——

**ભજન ૯૫** રાગ—(મીઠીને મધુરી રે માવા તારી મોરલી)

નોધારો ને ન્યારો રે, ઉભો મ્હારો સાહ્યબો રે જી—ટેક૦
ઉભો ઉભો સુન્ય શિખર ગઢ મ્હાંય...નોંધારો૦

**સાખી,**

અજ્ઞાને હું આથડયો, મસ્ત થઇ મન માહ્ય.
પૂર્વ જનમના પુન્યથી, ગુરૂએ પકડી બાંહ્ય....
ઉઘડયાં મારાં હ્રદય કમળનાંરે દ્વાર(૨)...નોધારો૦

**સાખી.**

તિમિર ટળ્યાં અંતરતણા, સંશય નાઠા દુર...
સદ્દગુરૂના શબ્દે થકી, ઝળકયું આતમ નુર.
દીઠો મેતો...અલબેલો આતમરામ...નોધારો.

સાખી.

કોટી સુરજના તેજથી, વાધ્યો અધિક પ્રકાશ
અલખ નિરંજન એકલો, રમત રમે અવિનાશ
મેં તો તેમાં સાંધ્યો સુરતા કેરોતાર..., નોધારો.

સાખી.

તળ ઉંડા જળ છીંછરા, કોઈ વિરલા પામે પાર
અકળ અચળ તપ આદરે, પ્રણવમંત્ર રણકાર
તેમાં મારા....સદ્‌ગુરૂ ખેલન હાર......૨, નોધારો.

સાખી.

જેનું હશે તે લઈ જશે, મ્હારૂં નહિ તલભાર
મારામાં હું એકલો, નહિ નામ આકાર
તેમા હુંતો...રહું છું સદા એકતાર...૨, નોધારો.

સાખી.

મગ્નાનંદની મ્હેરથી, પામ્યો આપ સ્વરૂપ,
લવણ કેરૂં પુતળું મળ્યુ જળેજળ રૂપ
ગુરૂએ કીધું "ગોવિંદ" નામ અનામ...૨, નોધારો.

---

## "અમે આ ભેખ લીધો છે"

ભજન-૯૬ (રાગ—ગઝલ)

ફકીરીમાં સદા ફરવા, અમે આ ભેખ લીધો છે.—ટેક૦
જગતની આપદા હરવા, અમે આ ભેખ લીધો છે

ગુરૂ જ્ઞાને બધું ખોવા, વળી પાછું નહિ જોવા
પુરાણા પાપને ધોવા, અમે આ ભેખ લીધો છે...ફકીરી.

જગત જંજાળ ને તજવા, સ્વદેહે સત્યને સજવા
સદા પરિબ્રહ્મ ને ભજવા, અમે આ ભેખ લીધો છે...ફકીરી.

અલક્ષે લક્ષથી ખપવા સ્વનુભવ સાગરે ધપવા
અજંપા જપને જપવા, અમે આ ભેખ લીધો છે...ફકીરી.

પ્રણવ યજ્ઞે બળી દેવા, ગણી સાચી જીવન સેવા
અનેરી લ્હાણુ એ લેવા, અમે આ ભેખ લીધો છે...ફકીરી.

ખલકના ખેલથી ખસવા, અખેખી ખેલમાં હસવા
અલખ વાસે સદા વસવા, અમે આ ભેખ લીધો છે...ફકીરી.

સદંતંર દેહનો મટવા, ભયંકર માર્ગને વટવા
અનામી નામને રટવા, અમે આ ભેખ લીધો છે....ફકીરી.

બીના કફની બન્યા બાવા, અમૂલા લુંટવા લ્હાવા
અમારા દેશમાં જાવા, અમે આ ભેખ લીધો છે...ફકીરી.

સુધા રસ સ્નેહના પાવા સદા "ગોવિંદ" ગુણ ગાવા,
મરી જઇને અમર થાવા, અમે આ ભેખ લીધો છે...ફકીરી

—.—:o:——

# "તમારેને અમારે શું?"

## ભજન ૯૭ (રાગ ગઝલ)

અમે પુરા બન્યા પાજી, તમારેને અમારે શું ? ટેક૦
તમે તેમાં નથી રાજી, તમારેને અમારે શું ?...અમે.

તમે દ્વૈતે વહન કરતા, પ્રથક રૂપે અનુસરતા.
અમે અદ્વૈતમાં ફરતા, તમારેને અમારે શું?...અમે.

તમારી દ્વેશ બુદ્ધિ છે, હૃદયમાં રોષ વૃદ્ધિ છે,
અમારી આત્મ શુદ્ધિ છે, તમારેને અમારે શું? અમે.

તમો જગ લાજને વળગ્યા, રહો સંશય મહી સળગ્યા
અમે તેથી થયા અળગા, તમારેને અમારે શું?...અમે.

તમે સન્માનના ભોગી, બનો અપમાનથી રોગી.
અમે સમ ભાવના યોગી, તમારેને અમારે શું?...અમે.

પ્રભુતામાં સદા રહેવા, તમારે માનને મેવા.
અમારે તો જગત સેવા, તમારે ને અમારે શું?...અમે.

તમોને જે અકારૂં છે, અમોને પ્રાણ પ્યારૂં છે.
જરૂર એ તો અમારૂં છે, તમારે ને અમારે શું?...અમે.

તમે પુરા બન્યા નેમી, વધ્યા સંશય થયા વ્હેમી
અમે પાગલ બન્યા પ્રેમી, તમારે ને અમારે શું?...અમે.

ધર્યો નિજ નામનો નેજો, કહેવું હોય તે કહેજો
અમારો તો અજબ ભેજો, તમારે ને અમારે શું?...અમે.

અમારી આત્મ દ્રષ્ટિમાં, તમે સરખા સમષ્ટિમાં
છતાં નિજ ભાવ વૃષ્ટિમાં, તમારે ને અમારે શું?...અમે.

તમોને તે મુબારક હો, અમોને આ મુબારક હો.
સદા "ગોવિંદ" એ હક હો, તમારે ને અમારે શું?....અમે.

———o———

# કહો અપરાધ એ કોનો?

### ભજન ૯૮ (રાગ—ગઝલ)

છતી આંખે ન દેખે તો, કહો અપરાધ એ કોનો?...ટેક
પ્રભુજીને ન પેખે તો, કહો અપરાધ એ કોનો?...છતી.

અસાડી મેહુલા વરસે, નવે ખંડે અમી પીરસે
છતાં ચાતક મરે તરસે, કહો અપરાધ એ કોનો?...છતી.

પ્રભાકરથી કીરણ સ્ફુરે, પરમ જ્યોતિ જગે પુરે
વિના દેખ્યે ઘુવડ ઝુરે, કહો અપરાધ એ કોનો?...છતી.

જગતના ત્રાસથી ત્રાસી, મુરખ જઈને વસ્યો કાશી.
મળ્યા નહિ ત્યાં અવિનાશી, કહો અપરાધ એ કોનો?...છતી.

વિવેકી સંતના વેષે, સદા સતસંગમાં બેસે.
રહે અજ્ઞાન અવશેષે, કહો અપરાધ એ કોનો?...છતી..

જીવન આખું તીલકતાણી, ગણી મણકા મુવા પ્રાણી.
છતાં વસ્તુ નહિ જાણી, કહો અપરાધ એ કોનો?...છતી.

ગુરૂકીધા પુરા જ્ઞાની, ગરજ વિના લીધા માની.
ગુરૂગમ તો રહી છાની, કહો અપરાધ એ કોનો?...છતી.

ઘણાં જન્મે ભમી પ્રાણી, મનુષ્યા દેહને મ્હાણી.
છતાં કરમે રહી ધાણી, કહો અપરાધ એ કોનો?...છતી.

અચળ સત્તા બધે સ્થાપી, રહ્યા "ગોવિંદ" વર વ્યાપી
પીછાણ્યે ના પુરો પાપી, કહો અપરાધ એ કોનો?...છતી.

———:૦:———

# મઝા તો કંઇક મ્હાણી લે

## ભજન ૯૯ (રાગ–ઉપરોકત.)

જગત વાડી મિનારામાં, મજાતો કંઇક મ્હાણી લે....ટેક૦
જીવન મૂકિત કિનારામાં, મજાતો કંઇક મ્હાણી લે૦

અર્ધંગી જ્યાં મળ્યા રંગી, અખંડી વિર સત્સંગી,
ઘડી ભરનો થઇ સંગી, મજા તો કંઇક મ્હાણી લે....જગત૦

ગુરૂજીનું શરણ લઇને, મરી જઇને અમર થઇને
બધામાં તું ભળી જઇને, મજાતો કંઇક મ્હાણી લે...જગત૦

અભેદી આત્મ શાળામાં, ભરીને ફંડ ફાળામાં
અનુભવના અખાડામાં, મજાતો કંઇક મ્હાણી લે...જગત૦

ભરી લે જામ અનહદનો, મટી જા. પી. અહંપદનો
નિશો રહેવા પરમ પદનો, મજાતો કંઇક મ્હાણી લે...જગત૦

સ્વલક્ષે તું સદા રહીને, પ્રપંચે વાયુવત્ વહીને
થતું થાયે બધું સહીને, મજાતો કંઇક મ્હાણી લે...જગત૦

સ્વયંજ્યોતિ અચળ જે છે, સદા નિર્લેપતું તે છે.
ગીતામાં કૃષ્ણ પણ કહે છે, મજાતો કંઇક મ્હાણી લે...જગત૦

જગત પ્રેમે રહી પુરો, બનીજા તું હવે શુરો
કરીને દેહને ચુરો, મજાતો કંઇક મ્હાણી લે....જગત૦

જીવન મૂકિત મહીં ફરવા, સદા "ગોવિંદ વર વરવા"
અધુરાં સહુ પુરાં કરવા, મજાતો કંઇક મ્હાણી લે...જગત૦

—•—

# બધે વ્યાપી રહ્યો ...તું. તું.

**ભજન ૧૦૦.** (રાગ—ઉપરોકત.)

નજર મ્હારી ફરે જ્યાં જ્યાં, બધે વ્યાપી રહ્યા તું. તું.
અગર બુદ્ધિ ઠરે ત્યાં ત્યાં, બધે વ્યાપી રહ્યા તું તું. ૧.

ગગન અગ્નિ ભૂતળમાં તું, વિદ્યુત વાયુને જળમાં તું.
તળા તળને વિતળમાં તું, બધે વ્યાપી રહ્યા તું. તું....૨.

રસાતળને મહાતળમાં, દિશા વાદળ તણા દળમાં
સકળ એ મેઘ મંડળમાં, બધે વ્યાપી રહ્યા તું. તું...૩.

શશિ સુરજ સિતારે તું, કલમ ચિત્રે ચિતારે તું.
અલખ તારે ઉતારે તું બધે વ્યાપી રહ્યા તું. તું...૪,

વસ્યો દેવે ને દક્ષે તું. વસુ નાગે ને યક્ષે તું.
તપસ્વિના સ્વલક્ષે તું, બધે વ્યાપી રહ્યા તું. તું...૫.

ગિરીવરમાં તરૂવરમાં નદી નાળે સરોવરમાં
સમુદર ને ધરાધરમાં, બધે વ્યાપી રહ્યા તું. તું...૬.

વસ્યો વનમાં ને ઉપવનમાં, પશુ પક્ષિ અને જનમાં
કીડા જંતુ તણા તનમાં, બધે વ્યાપી રહ્યો તું. તું....૭.

તરણુ તારણુ ભરણુમાં તું, જનમ જીવન મરણુમાં તું.
સદા કળ બળ સ્મરણુમાં તું, બધે વ્યાપી રહ્યા તું, તું....૮.

મધુર સંગિત નાદે તું, વસ્યો સુગંધ સ્વાદે તું.
વિનોદે ને વિવાદે તું, બધે વ્યાપી રહ્યા તું. તું...૯.

ફળે પૂષ્પે ને ધાને તું, રસે રૂપે ને વાને તું.
વળી ઔષધ ખજાને તું, બધે વ્યાપી રહ્યો તું. તું...૧૦

સકળ ધાતુ તણી ખાણે, હીરા મોતી મહી મ્હાંણે.
ધરાણે ને વળી નાણે, બધે વ્યાપી રહ્યો તું. તું...૧૧

સ્મૃતિ શાસ્ત્ર પુરાણે તું, શ્રુતિ વેદો વખાણે તું.
રહ્યો જાણે અજાણે તું, બધે વ્યાપી રહ્યા તું. તું....૧૨

નહિ કો ઠામ ઠાલી છે, સભરતા એ નીરાલી છે.
સદા અમને તો વ્હાલી છે, બધે વ્યાપી રહ્યો તું. તું....૧૩

હતું હું, હું, થયું તું, તું, મળ્યું હું, તું, રહ્યું તું તું.
હવે "ગોવિંદ"ના હું, તું, બધે વ્યાપી રહ્યા તું. તું....૧૪

——:o:——

# "અમારે તો બધું સરખુ"

## ભજન ૧૦૧ ( રાગ–ઉપરનો. )

કરો સ્તુતિ અગર નિંદા, અમારે તો બધું સરખું.
હો મુવા અગર જીંદા, અમારે તો બધું સરખું.
કરી સન્માન બેસાડો, અગર અપમાનથી કહાડો
ભલે ગાળો ભુંડી ભાંડો, અમારે તો બધું સરખું.
વધાવો પુષ્પથી વ્હાલે, અગર તલવાર કે ભાલે
કરો હાલે કે બેહાલે, અમારે તો બધું સરખું.
કહો ડાહ્યો કે દિવાનો, ગણો દુશ્મન અગર દાનો
ગમે તેવો ભલે માનો, અમારે તો બધું સરખું.
કહો યોગી અગર ભોગી, કદી રોગી કે અવરોગી

ગણો સાચો અગર ઢોંગી, અમારે તો બધું સરખું.
કહો વાચાળ કે વ્હેમી, પુરો નેમી અગર પ્રેમી,
ચહો નિરદય અગર રહેમી, અમારે તો બધું સરખું.
ગણો જ્ઞાની કે અજ્ઞાની, કહો ગુણીયલ અભિમાની
બધું લઈશું અમે માની, અમારે તો બધું સરખું
ઉરે અમૃત કદી રેડો, અગર તો વિષને વેડો
કદી તેડો કે ના તેડો, અમારે તો બધું સરખું
કહો લોભી કે સંતોષી, અગર હોંશી કે અફશોષી
ગણો નીર્દોષ કે દોષી, અમારે તો બધું સરખું
ગણો વ્હાલો કે વિરોધી, અગર સાત્વિક કે ક્રોધી
બધું રાખો તમે નોંધી, અમારે તો બધું સરખું.
અધુરો કે ગણો પુરો, કદી કાયર અગર શુરો
કહો સારો અગર બુરો, અમારે તો બધું સરખું.
ચહો કે ના ચહો તો શું, રહો કે ના રહો તો શું
કહો કે ના કહો તો શું અમારે તો બધું સરખું.
કરો મૈત્રી અગર ધનથી, રહો અળગા દળીદ્રનથી.
કહે "ગોવિંદ" તનમનથી, અમારે તો બધું સરખું...

---

**ભજન ૧૦૨** રાગ—ગઝલ કવાલી.

છુટી હું. તું. તણી ગ્રંથી, પછી મ્હારૂં કે તારૂં શું ?
નથી જ્યાં ભેદબુદ્ધિ તો, પછી સારૂં નઠારૂં શું ?

નથી જ્યાં મૂળમાં મનવો, પછી પ્યારૂં અકારૂં શું ?
ગયું જ્યાં સ્વાદનું સેવન, તીખું કડવું કે ખારૂં શું ?
નથી જ્યાં રોગ પણ રગમાં દવા હોય કે દારૂ શું ?
મળે નહિ મુળમાં મુર્તિ પછી તેને પુજારૂં શું ?
લુંટાઈને થયા નવરા, પછી લુંટે લુંટારૂં શું ?
તરીને પાર જઈ પહોંચ્યા, પછી કરશે ત્યાં તારૂ શું ?
નથી જ્યાં યુગ અસ્તિ તો, કળીનું કારભારૂં શું ?
જડે નહિ જાત જ્યાં જરીયે, પછીથી નાતબારૂં શું ?
ગુરુજીને જમા અરપી, પછી બાકી ઉધારૂં શું ?
કહે "ગોવિંદ," વાણી ના, પછી તેને વિચારૂ શું ?

——:o:——

ભજન ૧૦૩ રાગ ભુજંગી...

કરી દિવ્ય દ્રષ્ટિજ, દ્રષ્ય ખોયું,
અને ભ્રાન્તિના સિંધુની પાર જોયું.
ઘણે દુર ઉંડાણમાં કંઈક દીઠું,
ઘડી બે ઘડીમાં થયું એ અદીઠું
પુનઃ દિવ્ય રૂપે ઉભું છેક પાસે,
ભૂલ્યું ના ભૂલાએ વસ્યું વ્હાલ વાસે.
ઘડી ઉડતું તો ઘડી કુદતું એ
ઘડી આભના ગર્ભમાં ગુંજતું એ.

ત્વરાએ ત્રણે લોકમાં વિચરીને,
ઉડી ઠામ બેઠું ફરી એ ઠરીને.
ભર્યા સ્નેહના સાગરે ચાંચ બોળી,
કરી ચૌદ બ્રહ્માંડમાં પાંખ પહોળી.
બધા વિશ્વમાં ઐકય રૂપે છવાયું,
છતાં પ્રેમના પિંજરામાં ફસાયું.
હતું હું વિષે પંખી કે પંખીમાં હું !
કથું શી રીતે શું લખું લેખમાં હું ?
જરા આટલી આંટીને આપ ખોલો,
પછી દાસ "ગોવિંદનો" ન્યાય તોલો.

——:o:——

**ભજન ૧૦૪** રાગ–(મળ્યો મનુષ્ય જન્મ અવતાર)

એવા અલખ પુરૂષ અવિનાશ, નિષદીન સ્મરીએ.
જ્યાં નામ રૂપનો નાશ, એ વર વરીયે
ધરી ગુરૂ ગમ દ્રઢ વિશ્વાસ—હે—જી ટેક૦
આદિ મધ્યને અંત અચળએ, સ્વયં જ્યોત પરકાશ(૨)
આધિ વ્યાધિ ઉપાધી રહિત વળી (૨)
જનમ મરણનો ત્રાસ, જ્યાં નહિ જરીયે...એવા૦
નહિ દિન રજની સત્ તમ રજને, નહિ ધ્યાન અનુમાન(૨)
પાપ પુન્ય સુખ દુઃખ નહિ સંભવ(૨)
નહિ જ્ઞાન અજ્ઞાન, ઉનમુની દરીએ....એવા૦

જાગૃત સ્વપ્ન સુસુપ્તિ નહિ જ્યાં, નહિ સ્થુલ સુક્ષમ દેહ(૨)
મન વાણી વીરામ લહે જ્યાં,(૨)
અકળિત અજર અગેહ, વનમાં ફરીયે...એવા૦

નિબ્બંધન એ સહુથી ન્યારો, સોહં આતમરામ(૨)
પુરણ બ્રહ્મ નિશ્ચળ પદ ધારી(૨)
પરમ પુનિત શુભ ઠામ, જઇને ઠરીયે...એવા૦

પડ સંપત વૈરાગ્ય વિવેકે, સત્યાસત્ય વિચાર (૨)
ગુણાતિત "ગોવિંદને" ભજતાં(૨)
ભવજળ સિંધુ અપાર, સ્હેજે તરીએ...એવા૦

——:૦:——

# 'ગુરૂ સ્તવન."

**ભજન ૧૦૫** રાગ. (શાન્તિ વાળારે ભજનમાં આવોને)

અલખ નિરંજન રે સદ્ગુરૂ...ત-ત્વમસિ....ટેક૦
કે. મમ મન મંજનરે....સદ્ગુરૂ તત્વમસિ–

પડવે પરથમ આપ અકેલા, ખેલો ખેલ અખેલા
અદ્ધર ઉભેલારે...સદ્ગુરૂ ત-ત્વમસિ૦...અલખ૦

બીજે બંધન જગનાં બાળી દ્વૈતની દુગ્ધા ટાળી.
કે દ્રષ્ટિ દયાળીરે....સદગુરૂ ત-ત્વમસિ૦....અલખ૦

ત્રિજે ત્રણ ગુણ પાર રમો છો, આપમાં આપ સમો છો,
કે. અમને ગમોછોરે....સદ્ગુરૂ તત્ત્વમસિ૦ અલખ૦

ચોથે ચાર દેહથી ન્યારા, બ્રહ્મ અમરત રસધારા,
કે બાવન બ્હારા રે...સદ્ગુરૂ ત-ત્વમસિ૦...અલખ૦

પાંચમે પંચ પ્રપંચ વિજેતા, નિજરસ અનુભવ લેતા,
કે, સમ થઇ વ્હેતા રે...સદ્ગુરૂ ત-ત્વમ સિ...અલખ૦

છઠ્ઠે છુપું જ્ઞાન બતાવ્યું, અનુભવમાં ઉતરાવ્યું,
કે અમને ભાવ્યું રે...સદ્ગુરૂ તત્ત્વમસિ૦...અલખ૦

સાતમે સચરાચરના વાસી, આપ અલખ અવિનાશી,
કે, પુરણ પ્રકાશીરે...સદ્ગુરૂ ત-ત્વમસિ૦ અલખ૦

આઠમે અષ્ટ યોગના જ્ઞાતા, નહિ ધ્યાન નહિ ધ્યાતા,
પરમ પદ દાતા રે...સદ્ગુરૂ ત-ત્વમસિ૦...અલખ૦

નવમે નીરગુણ નાથ નિરંજન, ભેદ રહિત ભિડ ભંજન
મુની મનરંજન રે...સદ્ગુરૂ ત-ત્વમસિ૦...અલખ૦

દશમે દ્રષ્ય પદારથ ભેદી, સંશય ગ્રંથી છેદી,
આપ અભેદીરે...સદ્ગુરૂ તત્ત્વમસિ૦....અલખ૦

એકાદશે અવિચળ પદ સ્થાપ્યું, કષ્ટ હમારૂ કાપ્યું,
કે નિજ રૂપ આપ્યું રે...સદ્ગુરૂત-ત્વમસિ૦...અલખ૦

બારસે બીજમાં સકલ સમાવ્યું, સાન કરી સમજાવ્યું,
સ્વરૂપ દર્શાવ્યુ રે...સદ્ગુરૂ ત ત્વમસિ૦...અલખ૦

તેરસે તુર્યા પદ પરહરીયા, આનંદ સાગર ભરીયા,
કે, અમ ઉર ઠરીયા રે....સદ્ગુરૂ ત-ત્વમસિ૦ અલખ૦

ચૌદશે ચૈતન તત્વ પ્રકાશ્યું અવનવું અમને ભાસ્યું
એજ ઉપાસ્યું રે... સદ્ગુરૂ ત ત્વમસિ૦ અલખ૦

પુનમે પુર્ણ સ્વરૂપે ભાળું ત્રિલોકમાં અજવાળું,
પરમ કૃપાળુ રે...સદ્ગુરૂ ત-ત્વમસિ૦ અલખ૦

નિત્ય નિત્ય આનંદ અદકો થાયે“ગોવિંદ ગુરૂ પદ ગાયે,”
ચરણ રજ ન્હાયે રે....સદ્ગુરૂ તત્ત્વમસિ૦....અલખ૦

———o———

## અથ: ક ક્કા કાવ્ય.

**ભજન ૧૦૬** (રાગ– નિર્મળ સુંદિર સંતોનાં નેણાં)

કક્કા કુસંગ કદી નવ કીજે...કુપંથ માં ડગલું નવ દીજે
કૃષ્ણ કથામૃત પ્રેમથી પીજે તો કાયા કૃતારથ થઈ રહે રે....૧
ખખ્ખા ખરૂં રૂપ ખંતથી ખોળો...ખાલી ખુવો નહિ માનવ ચોળો
ખોટી ખુમારીને રાખમાં રોળો તો ખલ્કનો ખાવિંદ રીઝશે રે...૨,
ગગ્ગા ગણો ગુરુ ગોવિંદ જેવા...ગુણ ગ્રાહી ગુણદાયક દેવા
ગુરૂજીના ચરણે ગંગાજીને રેવા તો ગર્વ ગળે પદ પુજતા રે...૩,
ઘઘ્ઘા ઘણી ઉંઘ ઘાલે છે ઘાણે....ઘવાયેલા અતિ ઉઘન આણે
ઘાયલના ઘાવ ઘાયલ જાણે તો ઘાટ અઘાટે એ જઈ ડરે રે....૪,
ચચ્ચા ચરાચર ચૈતન્ય નાચે....ચિતારો ચિત્ર રચ્યાં તેમાં રાચે
ચેતન ચિત્તના જડને ન જાચે તો ચર્મનો મોહ ચહે નહી રે....૫,
છછછા છલો છલ બ્રહ્મ છવાયો...છાણાડીયે જેમ સુર્ય છુપાયો
છાનો ઈંધનીયામાં અગ્ની છુપાયો તો છતી આંખે નવ ઓળખે રે...૬
જજ્જા જપો જુગતે જદુરાયા....જાણો જરૂર જુઠી જગમાયા
જીવનમાં જન જન્મ કમાયા તો જાળવી જાણજો જીંદગીરે...૭
ઝઝઝા ઝરે નિર ઝાકુળ કેરૂં...ઝાઝા પ્રમાણે ભિંજે નહિ મેરૂ
ઝાલી ઝોળીને ખગાડયો જો ગેરૂ તો ઝુલે ચોરાશી ની ઝુલમાં રે....૮

ટટ્ટા ટપોટપ ટીંખળ ટાળો....ટોળ ટપાક તણા બીજ બાળો
ટાણું મળ્યું શિદ ટુંટીયાં વાળો તો ટાકોર સંતની સાંભળો રે....૯

ઠઠ્ઠા ઠરી ઠીક ઠામ ન બેઠો ઠાકોર ઠાઠે ઠગાવાને પેઠો
ઠાલી ઠઠ્ઠામાં રાખ્યો નહિ નેહો તો ઠોકર ખાતાં ન સુધર્યો રે...૧૦

ડડ્ડા ડબો ડબ ડહાપણ ડોળી ડોળ ડીમાકમાં જીંદગી રોળી
ડોક ઉંચી કરી ના દેખી હોળી તો ડુંગર દુઃખના વ્હોરીયારે...૧૧

ઢઢ્ઢા ઢમાઢમ ઢોલ વગાડી...ઢંઢોળી સંત જગાડે છે દહાડી
ઢોર દશાને નાખો હવે કહાડી તો ઢુંઢી લેજો સાચા સંતને રે...૧૨

તત્તા તજો તનની તુત વાતા...તત્પદ સાધો સદા સુખ શાતા
તાપ ત્રિવીધી ટળી જાય તાતા તો ત્રણ ગુણ ઉપર જઈ રહો રે...૧૩

થથ્થા થયું થાય થાવાનું થશે...થોડે થોડે જનમ્યું તે તો જાશે.
થાવર જંગમ થુલ વિલાશે તો, થોલ કથોલ ન કીજીયે રે...૧૪

દદ્દા દમે દશે ઈંદ્રિના દેવા...દ્રષ્ટા રૂપે રહે દિપક જેવા.
દિલના દેવળમાં દેવ સેવા તો, દર્શાવે સંત સુહાગીયા રે...૧૫

ધધ્ધા ધરે ધન ધામના ધોખા...ધારવા ધર્મથી એ નિત્ય નોખા.
ધોયેલ દિલ ધરી રહે ચોકખા તો ધન્ય એવા ધિર વિરને રે...૧૬

નન્ના નસે નસ નાથને ન્યાળો...નિત્ય ગ્રહીને અનિત્યને ટાળો.
નેણામાં નેહ તણા નિરખાળો તો. નિરાભિમાની બની રહોરે...૧૭

પપ્પા પરા પારથી પીંડ પામ્યો...પંચ મહાભુતમાં પરીણામ્યો,
પાછો પ્રભુત્વ વિષે તે વિરામ્યો તો, પીછાણી લે નિજ રૂપનેરે...૧૮

ફફ્ફા ફરી વળ્યો ફોગટ ફેરા...ફેરે ફેરે લીધા જન્મ ઘણેરા.
ફુલી બાંધ્યાં કોટડા કર્મકેરા તો ફસ્યો ફરી ભવ ફંદમાં રે...૧૯

બબ્બા બધે બ્રહ્મ બિંદુ બિરાજે...બેઠો ઘટો ઘટ ગંભિર ગાજે.
બંધન બાળીને ઓળખો આજે તો, બાજી જીતો ત્રણેલોકનીરે...૨૦

ભભા ભર્યો ભરપુર ભળાશે....ભેદ અભેદના ભાવજો જાશે.
ભાવના ભીત્તર ઐકય જણાશે તો ભય ભાંગે બ્રહ્માડમાંરે ...૨૧

મમ્મા મહા મણી મોઘેરો મ્હાણે...માયા મળે મન મોહ ના અણો
મુમત મેલી મરી જીવી જાણે તો મુકતીનો મારગ મેળવેરે...૨૨

યય્યા યોગી યોગ યજ્ઞના યોજે...યશસ્વી બોધક વીશ્વ પ્રયોજે
યાહોમ કરવા જો અંતર ખોજે તોય મનીયમ ને આદરે...૨૩

રર્રા રગે રગ રામ રમે છે...રોગી બની કંઇક ભૂલ્યા ભમે છે
રાખી વીવેક વીશ્વને નમે છે તો રાગ કે દ્વેષ રહે નહી રે...૨૪

વવ્વા વદે વદે વાણી વીચાર....વાયું સમાન વહે મન મારી
વીવેક વૈરાગ્યની બલીહારી તો વારી જાઉ એવા સંતને રે....૨૫

શશ્શા શશી સમ શીતળ શાંન્તી..શીલ સંતોષ સંતોષ તણી ક્રાંતી
શુન્યમાં સ્થાપે ભૂલાવીને ભ્રાંન્તી તોશાણા ગુરૂ એવા ગોતીયેરે ૨૬

ષષા ષટાદળ શેષ વીશેષેશીષ્ય થશે તો જશે અવશેષે
કૃષ્ણ સ્વરૂપે રહે તત્વ વેષે તો વિશિષ્ટ સ્વા ભિષ્ટમાં રે....૨૭

સસ્સા સદા સત્ સંગત સેવો સંત મહંતને આદર દેવો
સ્વાસ ઉસ્વાસ ના મંત્રને લેવો તોસ્વાનુ ભવાશે સ્વરૂપને રે...૨૮

હહહા હૈયે હોયે હુંપદ હોળી...હરામ કામમાં હિંમત બ્હોળી
હુવા બાવા નેરાખોડી જો ચોળી તોહરિથી એ બહુ વેગળા રે...૨૯

ખંખા હળો મળો કાળને બાળીઝાળને વ્યાળના દોષ દયો ટાળી
પાળકનાથ પળે લ્યો સંભાળી તો ભાળશો વિશ્વ વૈરાટને રે...૩૦

ક્ષક્ષા ક્ષણે ક્ષણે ક્ષેમ ક્ષમાના...ક્ષિર સમુદ્ર સમા દિલડાના
ક્ષેત્રજ્ઞ સંતના શબ્દ સદાનાતો ક્ષણીક મોહ વિદારતા રે...૩૧

જ્ઞજ્ઞા જ્ઞાને જ્ઞાતા જ્ઞેય ને પામે...જ્ઞાન વડે દુઃખ વિશ્વના વામે
જ્ઞાતવ્ય દ્રષ્ટિથી દુર વિરામે તો જ્ઞાતા કે જ્ઞાન રહે નહિ રે...૩૨

અઆ અલક્ષ અનંત અનામી અક્ષરા તિત અખંડ અકામી...
આનંદ પુર્ણ છે અંતર યામી તોએજ સ્વરૂપ છે આપણું રે....૩૩

ૐકાર અક્ષરનું મૂળ જાણો ૐકાર આદી અનાદી પ્રમાણો
ૐકારમાં ગુરૂ મંત્ર પીછાણો તો ૐકારે એકયતા વ્યાપશે રે....૩૪

કકકાનું કાવ્ય વાંચીને વિચારે...સાચા ગુરૂજીનું શરણું સ્વિકારે
સંશય મોહના મૂળ વિદારે તો "ગોવિંદ" ધન્ય એ જીંદગી રે...૩૫

———o———

## ભજન. ૧૦૭ —(થાળ)

(રાગ—ઝીણી ઝીણી તે મોરલી વાગે છે.)

આવો આવોને જીવણજી મ્હારા—ટેક
આપ આવ્યે આનંદ અતી થાય.........જીવણજી મ્હારા૦

મારે આંગણીયે આજ છે ઉજાણી.......(૨)
તમે જમવા આવોને જદુરાય......જીવણ૦

મેં તો ભાત ભાતનાં ભોજન કીધાં—(૨)
વ્હાલા નંદકુંવરને કાજ....................જીવણ૦

દળ દુધપાક સુખડીને શીરો...(૨)
ઘારી ઘુઘરા ઘેબર કંસાર.................જીવણ૦

ગોળ પાપડી ને ગુલાબજાંબુ...(૨)
માલપુવા મ્હેસુર મજેદાર.........જીવણુ ૦
ખીર ખાજાં ખજુરીને ખાખરા...(૨)
ખાજો ખંતેથી ખોપરાપાક............જીવણુ ૦
સેવ સુંઠ પાકને સુતર ફેણી........(૨)
મેવા મગદળ ને મોહન થાળ.........જીવણુ ૦
આંટ બુંદી જલેબી ને બરફી......(૨)
કાન કીધો કેશરીયો ભાત..........જીવણુ ૦
મોતીચુર ને તલ સાંકળ તાજી..........(૨)
પેંડા પુરી અડદીયો પાક.........જીવણુ ૦
લીલો હલવો ને લકકડસી લાડુ......(૨)
શંકરપારા ને સાલમ પાક.........જીવણુ ૦
રસ રોટલીને પુરણ પુરી.........(૨)
વળી વિધવિધ જાતના શાક.........જીવણુ ૦
કળી કેવડો કચોરી ને ચટણી.......(૨)
ભાવે ભજીયાં કીધાં ભગવાન.............જીવણુ ૦
દાળ ભાત ને પાતાર ની ભાજી...(૨)
વળી રાયતાં અથાણાં અપાર..............જીવણુ ૦
કઢી આમટીને આમલવાણું......(૨)
ઘેંસ ખીચડીને રોટલા રાબ..............જીવણુ ૦
જે જોઇએ તે જમજો જાદવજી.........(૨)
ભુલ માટે માગું છું માફ.........જીવણુ ૦

વ્હાલા ગંગા યમુનાનાં પાણી.........(૨)
ભર્યાં આચમન કરવાં કાજ..........જીવણ૦

નાથ સુધારી સોરઠી સોપારી.......(૨)
તજ એલચી લવિંગને બદામ.........જીવણ૦

તમે મુખવાસ લેજો મોહનજી..........(૨)
પ્રેમે વાળ્યાં કપુરી પાન...............જીવણ૦

આજ આનંદ નીહેલી વરસે.........(૨)
મારે હડે હરખ નવ માય...............જીવણ૦

મેં તો માનસીક સામગ્રી કીધી....(૨)
માની લેજો સુંદીર વર શ્યામ.........જીવણ૦

દાસ "ગોવિંદના" સ્વામી સામળીયા....(૨)
આજ ઉગ્યાં સોનાનાં ભાણા..........જીવણ૦

**પ્રેમલક્ષણા સમાપ્ત.**

---o---

# આરતી.

જય જય સત્ય સ્વરૂપ, જય જગદા ધારા......પ્રભુજય૦(૨)
નિત્ય નિરંજન ન્યારા, (૨) તો પણ સબ દ્વારા
જય અંતર યામી૦.......... ટેક૦

એક અખંડ અનામી, સકળ જગત સ્વામી...પ્રભુસકળ૦(૨)
વ્યાપક વિશ્વસકળમાં (૨) સબધામન ધામી.......જય૦

બ્રહ્મા વિષ્ણુ મહેશ, મહા શક્તિ માયા...પ્રભુ મહા ૦(૨)
સર્વેશ્વર સરવેના......(૨) સત્યે સરજાયા....જય ૦

કારણના પણ કારણ, અવશેષે નીરખ્યા....પ્રભુ અવષેશે ૦(૨)
લય ચિંતવન વિવેકે (૨) અણું અણુંમાં પરખ્યા...જય ૦

નિર્ગુણ નીરવિકાર, નિર્લેપન નિરખું......પ્રભુનિર ૦(૨)
તો પણ પ્રેમ પ્રભાવે (૨) પ્રગટ પ્રભુ પરખુ....જય ૦

અકળ અલખ છો આપ, લખતાં લખ વિરમે...પ્રભુ લખતાં ૦
તો પણ "ગોવિંદ" લખીયા સંત સકળ ધરમે ૦....જય ૦

———o———

ॐ શ્રી હરિ ॐ

**असित गोरी समस्यात कज्जलं सिंधु पात्रे, ।**
**सुर तरुवर शाखा लेखिनी पत्र मूर्वि, ॥**
**लीखतो यदो गृहित्वा शारदा सर्व कालं, ।**
**तदपि तव गुणा ना मीश पारं न याति. ॥ १ ॥**

અનંત નાથના અનંત ગુણો લખવા માટે પ્રથ્વિના જેવડો કાગળ લાવી, દેવતાઇ વૃક્ષોની કલમ, બનાવીને, સમુદ્ર જેટલી શાહી વડે માતાજી શ્રી સરસ્વતિ અનંતયુગો પર્યંત લખ્યા કરે, તો પણ જેનો પાર આવેજ નહિ. એવા પ્રભુના ગુણ લખવામાં કોઇ પણ મહાન કવિઓની ગતિ ચાલી શકીજ નથી. તો પણ સાગરદેવને અર્ઘાન્જળી આપવા, સાગરના જળનો ખોબો ભરી સાગરનેજ અર્પણ થાય, એવી રીતે ભાવિક ભક્તોએ, શાસ્રકારોએ, અને રૂષી

મુનિયોએ, જગત્ કલ્યાણની દ્રષ્ટિને આગળ રાખીને પોત-પોતાની ભાવના પુરી કરવા ફરજો બજાવી છે.

વળી એવા અકળ ભગવાનને કળી શકવા માટે કોઇ પણ સમર્થ નથીજ. પરંતુ લાખો નરોમાં કોઇ એકજ વિર તેમાં ભળી શકવા સમર્થ જરૂર થાય છે, જેમ અહ-લ્યાને વરવાના ઉમંગમાં ઈન્દ્રાદિક દેવતાઓ પોત પોતાના વાહનમાં બેશીને પ્રથ્વિની પરીક્રમા કરવા ગયેલા હતા, તેઓ તો રહી ગયા, અને પ્રસવકાળથી દ્વિમુખી થયેલી ગૌ માતાને પૃથ્વિ જાણી, તેની પરિક્રમા કરનાર ગૌતમ મુની અહલ્યાને વર્યા હતા. તે રીતે કોઇ સાચા સંતની પ્રેરણાથી, અગર કોઇ બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂની સમશાથી, અપાર સંસારનો પાર પામી સ્વ સ્વરૂપમાં સ્થિતી થાય છે, અને મહાન કષ્ટથી ભરેલા અશાન્તિના સમુદ્રનો શાન્તિમાં લય પામે છે. એજ જીવનનું પરમ કર્તવ્ય છે. ૐ. तत्सत्

શાન્તિ શાન્તિ શાન્તિ.



